# જરથોસ્તી ધર્મજ્ઞાન

ખાસ નીચલા તેમજ ઉપલા
વર્ગના છોકરાંઓ માટે.

અવસ્તા—વએદોદૂમ દએનાબીશ અઅયસ્ત્રા અહુમ્ યે
વંઘહેઉશ્ મનંઘહો (યસ્નહા. ૫૩-૫)

"Obtain the life of the good mind, being educated through the religious laws."

અરદેશર ખરશેદજી વેસાવેવાલા
યા કોટવાલ બી. એ.

# જરથોસ્તી ધર્મ જ્ઞાન.

ખાસ નીચલા તેમજ ઉપલા વર્ગના છોકરાંઓ માટે.


લખનાર:—

અરદેશર ખુરશેદજી વેસાવેવાલા

યા કોટવાલ બી. એ.

તે

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ધર્મ શીક્ષક તેમજ ફારસીના શીક્ષક તથા "શાહનામાની વાર્તાઓ" તેમજ "જરથોસ્તી ધર્મ સંબંધી વિષયો" ભાગ ૧લો તથા ભાગ રજો ના કર્ત્તા.



સુરત—ખપાટીયા ચકલા તાસવાલાની પોળમાં આવેલા "જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મી. મુલચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું. અને મી. અરદેશર ખરશેદજી વેસાવેવાલાએ નં. ૨૧ દુબાશ હાઉશ હ્યુજીસરોડ, ગ્રાંટરોડ. પારસી પંચાએત એસ્તેત મુંબાઇ મધ્યે પ્રગટ કર્યું.

મુંબાઈ.

૧૯૩૦.

# દીબાચો.

## જરથોસ્તી ધર્મ જ્ઞાન.

જરથોસ્તી ધર્મ જ્ઞાન પુસ્તક બહાર પાડતાં તે પરવરદેગારના હજારો હજાર શુકર ગુજારી કરૂં છું. એ પુસ્તકમાં શું નાના કે મોટા દરેક જરથોસ્તી માટે જરથોસ્તી ધર્મને લગતી ઉમદા અભ્યાસ લાયક બાબદોનો સંગ્રહ સમાવ્યો છે. નાની વયના બાળકોને સહેલાઇથી ધર્મ અને નીતિને લગતું જ્ઞાન શીખવવાને બની આવે એવા હેતુથી મેં આ ચોપડી તૈયાર કીધી છે, અને બનતાં સુધી ઘણીક બાબદો જેવી કે ખોદા વિષે, અશો જરથોસ્ત વિષે, નવજોત ક્રિયા, જરથોસ્તી ધર્મ, બંદગી વગેરે બાબદો મારી બનતી કોશેશ અને મહેનતથી જેટલા બને એટલા વિસ્તારમાં સમજાવવાની મહેનત લીધી છે, તથા એ ઉપરાંત આગળ વધેલાઓ માટે થોડાક ચુંટી કહાડેલા વિષયો પાંછળથી ઉમેરયા છે. મારા ઉસ્તાદ મરહુમ એરવદ એદલજી કેરસાસ્પજી આંટીયા કે જેવણના હાથતળે મેં ૩૫ વરસની વાત ઉપર સર જમશેદજી જીજીભાઇ જરથોસ્તી મદરેસામાં અવસ્તા પહેલવીનો પાંચ વરસનો અભ્યાસ કર્યો હતો. તેવણના લખાણની વલણ ઉપર સુધારા વધારા સહિત આ ચોપડી લખવાની મેં ધારણા રાખી હતી. એમાં હું કેટલે દરજ્જે ફતેહ પામ્યો છું તે વાંચનારની મુનસફી ઉપર છોડું છું. આ ચોપડીની નેમ મુખ્ય કરી એક બચ્ચાંની ધર્મ તરફ સામાન્ય આસ્થા અને એકીનદારી વધારવાની અને ધર્મ સાહિત્યની ખીલવણી કરવાની છે. મારી પુર ખાતરી છે કે એ ચોપડીમાંના વિષયોનો અભ્યાસ કરવાથી એક બચ્ચામાં જરથોસ્તી ધર્મનો ખરો અરક સારી રીતે ઉતરશે, જો તેમ થશે તોજ હું મારી મહેનતનું ફળ મળેલું સમજીશ. ઘણા ખરા સવાલોના જવાબો મેં બનતા તુલક મારાજ અદના અભ્યાસથી આપવાની નેમ રાખી છે; અને એની સાદી અને સરલ એબારતમાં આપી છે કે બચ્ચાંને

તેમજ કોઈપણ બહારના વાંચનારને તુરત સમજ પડી જાશે. હું પોતે જેમ મને કેટલાકો સમજે છે તેમ બેહદીન નહી પણ મોબેદી વંશનો છું, અને કોટવાલ ખાનદાનનો એ. આશા એ. ફરેદુનથી ઉતરી આવેલો છું જે ખાનદાન માટે મને મોટું માન અને મગરૂરી છે, તથા ધર્મનો ફેલાવો જુદીજુદી દસ નિશાળોમાં આજ પચીસ વરસ થયાં મારી જરથોસ્તી ધર્મજ્ઞાન ફેલાવનારી મંડળી મારફતે કરૂં છું. જ્યાં જ્યાં મને અગત જણાઇ છે ત્યાં ત્યાં મેં જુદાજુદા અવસ્તા વીદ્વાનોના ઇસારા ફુટનોટસમાં કીધા છે, અને તે માટે હું ઘણો આભારી છું. આશા છે કે આ મારૂં નાનું પુસ્તક જરથોસ્તી માબાપોને પોતાના બચ્ચાંઓને નવજોત ક્રિયા માટે તેમજ ધર્મના ઉંડા સિદ્ધાંતો તૈયાર કરવામાં ઉપયોગી થઇ પડશે. આ પુસ્તક મેં કાંઇ પહેલ વહેલું બહાર પાડયું નથી પણ આ મારૂં ચોથું પુસ્તક છે. આજે ૨૯ વર્ષનો હું એક ગ્રેજ્યુએટ છું અને ૧૮૯૫માં જ્યારથી યુનીવરસીટીની પ્રોવીયસ પરીક્ષામાં પહેલવહેલી અવસ્તા પહેલવી ભાષાઓ શરૂ થઇ ત્યારથીજ તે શીખવા સર જમશેદજી મદરેસામાં હું દાખલ થવાને ભાગ્યશાળી થયો હતો અને એમ. એ. સુધીનો અભ્યાસ એ મદરેસામાં ઉંચી સરટીફીકેટ તથા સ્કોલરશીપો લઇ પુરો કીધો હતો. તે ઉપરાંત ૧૪ વરસ અગાઉ એજ મદરેસામાં સને ૧૯૧૫માં ત્રણ વરસ સુધી સંસ્કૃતનો અભ્યાસ ફતેહમંદીથી પુરો કીધો હતો, અને આજસુધી મેં ધર્મ સંબંધી કેતાબો બહાર પાડી છે તે આ મદરેસાના રૂડા શીક્ષણનુંજ પરીણામ છે, તે માટે દાદાર અહુરમજદના હજારો હજાર શુકરાના કરૂં છું. આજકાલ માબાપો તરફથી પોતાના બચ્ચાંઓને અંગ્રેજી શીખવવા પાછલ ઘણી હોંસ હોય છે. પણ ધર્મ નીતિના પાઠો શીખવવાની તેઓ દરકાર કરતા નથી, અને જો શીખવે છે તો પાંચ છ મહીના શીખવી નવજોત થઇ કે આગલ અભ્યાસ કરાવવાનું મુદલ માંડી વાલે છે અને બહાણું કાઢે છે કે બચ્ચાંઓ ઉપર બીજી બાબદોનો ઘણો બોજો છે તેથી ધર્મજ્ઞાન આપવાનું બની શકતું નથી. આવો

અનુભવ સેવકને આજે ૨૮ વરસ થયાં મોટા મોટા શ્રીમંત જરથોસ્તીઓને ઘરથી મળ્યો છે, તે જણાવવાની દલગીરી સાથ ફરજ પડે છે. બચ્ચાંઓને આગળ advanced અભ્યાસ શીખવવાની કોઇ તકલીફ લેતું નથી, એ અફસોસની વાત છે, અને તેથીજ મેં થોડાક ચુંટી કહાડેલા વિષયો પાછળથી ઉમેરયા છે જે મોટાં છોકરાંઓને કામ આવશે એવી આશા છે. જરથોસ્તી માબાપોનો મોટો ભાગ બુદ્ધિબળ અને સંસારી કેળવણી આપવા જેટલી ઉલટ અને હોશ રાખે છે અને તે માટે જેટલો પૈસો ઉડાવે છે, તેને આઠમે હીસ્સેબી ધર્મનીતિ શીખવવાની અગત્યતા સમજતાં હોય તો કેવું સારૂં. ગ્રેટબ્રીટનમાં એવી એકબી સ્કુલ નહી હશે કે જ્યાં ધર્મ કેળવણી અપાતી ન હોય. હાલ થોડાક કેળવાએલા દીન ચુષ્ટ માબાપો પોતાના બચ્ચાંઓને નવજોત કરવા આગમજ, શીખેલા ધર્મ અભ્યાસીઓ પાસ અવસ્તા શુદ્ધ ઉચ્ચારે ભણાવવાની તેમજ દીનનું થોડું જ્ઞાન અપાવવાની કાલજી રાખે છે. બીજો મોટો ભાગ તો અશુદ્ધ ભણતર તે પણ ફકટ કુસ્તી કરવાના અવસ્તા ભણાવે છે. જુદીજુદી નિશાળના છોકરાઓની શુદ્ધ ભણતરની પરીક્ષા દસ્તુરજી સાહેબ દારબજી તથા ભાઇ પુનેગર સાથ હું પણ આજ ત્રણ વરસ થયાં લેઉં છું પણ જણાવવાને દલગીર છુઇએ કે મન માનતો સુધારો અમને હજુર માલમ પડતો નથી કારણ કે નાનપણથીજ ખોટા ઉચ્ચાર ભણવાની બચ્ચાંઓને આદત પડી ગઇ છે, જો કે એવી શુદ્ધ ઉચ્ચારવાલી ભણવાની ચોપડીઓ તો એરવદ બરજોરજી બેજાં તથા જશન કમિટી વગેરે તરફથી સસ્તી કીંમતે બહાર પડી છે, તે છતાં પરીણામ સારૂં આવતું નથી. આ ધર્મજ્ઞાન પુસ્તક જેવી ચોપડીઓ શીખવવાથી છોકરાઓનું ધર્મ સંબંધી Elementary યાને મુળતત્વોનું તેમજ ધર્મના ઉંડા અભ્યાસ જ્ઞાન ઘણુંજ મનમાનતું અને સંતોષકારક થશે. છેવટે એરવદ શેહેરીયારજી ભરૂચા, ડા. જીવનજી મોદી, એરવદ કાવસજી કાંગા અને બીજા ઓલમાઓ જેઓના પુસ્તકોએ મારા અભ્યાસમાં ઘણી મદદ આપી છે તેઓનો સામટો ઉપકાર હું કબુલ રાખું છું. છેવટે આ

ચોપડીનો રીવ્યુ લેવા માટે મારા જાણી મીત્ર એરવદ કેખશરૂ મા. કુતારનો પણ ખરાં દીલોજાનથી આભાર માનું છું. તેમજ મી. દીનશાહ જીજીભાઇ ઇરાની સોલીસીટરનો પણ ખાસ આભાર માનું છું કે જેવણે એક ઘણીજ નકલ કરવા લાયક વિદ્વતા ભરેલી પ્રસ્તાવના લખી મને આભારી કર્યો છે.

નં. ૨૧ દુબાશ હાઉસ
હયુજીસરોડ, ગ્રાંટરોડ.

લી૦
અરદેશર ખરશેદજી વેસાવેવાલા.
યા કોટવાલ.



# સાંકળીયું.

# પ્રસ્તાવના.

મી. અરદેશર ખરશેદજી વેસાવેવાલાની "જરથોસ્તી ધર્મ જ્ઞાન" ને લગતી આ ચોપડી મેં હોંશથી વાંચી છે. મી. વેસાવેવાલાએ, પા સદી ઉપરની પોતાની જીંદગી, જરથોસ્તી બાળકોને ધર્મજ્ઞાન આપવામાં કાઢી છે, અને તેથી બાળકોને ધર્મજ્ઞાન આપવાના વીષયોની ચુંટણી એવણે પોતાના અનુભવથી કરી છે. એક પારસી બાળકને સાચો અને નિતિમાન જરથોસ્તી બનાવવાને "ધર્મજ્ઞાન" એક અગત્યનો વીષય છે, અને તે જ્ઞાન આપવા માટે બહાર પડેલી અનેક ચોપડીમાં આ એકનો આવકારદાયક વધારો છે. આ આખા પુસ્તકમાં જરથોસ્તી ધર્મ, નીતિ તવારીખ વગેરે બાબદોનો સારો સંગ્રહ આપ્યો છે; અને નીશાળે શીખતાં વિદ્યાર્થીઓ માટેજ નહિ, પણ મોટી ઉમ્મરનાં જરથોસ્તીઓ પણ આ ચોપડી વાંચવાથી, પોતાના પાક મહજબ વીશેનું જરૂરી જ્ઞાન લઇ શકશે. કમનીસીબી એ છે કે ધર્મજ્ઞાનની જરૂરીયાતની ગંભીરતા પારસી માબાપો જોઇએ એટલી સમજી શકતાં નથી. તેઓ પોતાનાં બાળકોની મગજની ખીલવણી ઉપરજ ધ્યાન આપે છે, પણ આસ્યતોની ખીલવણી, જે ધર્મ અને નીતિનાં સબકોથી મલી શકે છે, તે ઉપર તેઓ જોઇએ એટલું લક્ષ આપતા નથી. સુંદર ચારિત્ર વગરનું માણસ, પોતાની બીજી કેળવણી છતાં, એક કોમ કે દેશને બોજા સમાન છે, માટે આવા ધર્મ કે નીતિને લગતાં પુસ્તકોની આપણી પારસી કોમને ઘણી જરૂર છે. આ ચોપડીમાં સમાયલી મુખ્ય બાબદોને લગતાં અવસ્તા સાહીત્યનાં ઉતારા કર્તાએ આપીને આ ચોપડીને વધુ ઉપયોગી બનાવી છે. અવસ્તા ઉપરાંતના બીજાં સાહીત્યનાં પણ ઉતારાઓ ઠેકાણે ઠેકાણે આપવામાં આવ્યા છે, જેથી આ ચોપડીનાં ખેંચાણમાં વધારો થયો છે. આ ચોપડીને બે ભાગમાં વહેંચી નાંખવામાં આવી છે; પહેલો ભાગ ખાસ નાના વિદ્યાર્થીઓ માટે છે અને બીજો ભાગ ઉપલા

વર્ગ માટે છે. આ સુધાં કર્તાએ ધર્મને લગતાં ચાર પુસ્તકો બાહેર પાડયાં છે. એ એમની પોતાની કોમની સેવા કરવાની કાળજી અને ઉલટ બતલાવે છે. હું આશા રાખું છું કે આ પુસ્તકને પારસી કોમ અને ખાસ કરી વિદ્યાર્થીવર્ગ તરફથી સારો આવકાર મળશે, જેથી એવાં વધુ પુસ્તકો લખવાની કર્તાને ઉલટ મલે.

પારસી કોલોની દાદાર. }
તા. ૨૭-૧૧-૧૯૨૯. }

કેખશરૂ માહીયાર કુતાર.
એમ. એ.



# FOREWARD.

# પારસી કોમને બે બોલ.

લખનારઃ—**દીનશાહ જીજીભાઈ ઇરાની સોલીસીટર.**
એસપ્લેનેડ રોડ કોટ,—**મુંબાઈ.**

દરેક કોમ અને પ્રજાનું ભવીષ્ય તેઓના જવાન વર્ગ ઉપર તથા તે વર્ગને ઘટતે વખતે જે રાહબરી મળે તે ઉપર છે. છોડવો નાનો અને કુમળો હોય ત્યારે તેને આપેલો વળ લઇ શકે છે, તેજ માફક જવાન વર્ગને તેઓની બચગીમાં મળેલા છાપ ઉપર, તેઓના ભવીષ્યનો આધાર અને તેઓ મારફતે તેઓની કોમ અને પ્રજાનું ભવીષ્ય આધાર રાખે છે. એક કોમના જવાન વર્ગ માટે સારામાં સારો છાપ તેઓની માનસીક નજર આગળ ઉંચ અને ઉમદા આદરશો (ideals) ધરવાથી મળે છે, અને તે આદરશો નજર સનમુખ રજુ કરવા માટે સરસમાં સરસ શીક્ષણો તે કોમ યા પ્રજાની તવારીખ અને તેના ધર્મના નીતિરૂપી શીક્ષણો છે.

આપણી પોતાની કોમના જવાન વર્ગ માટે આપણે સારે નસીબે તવારીખના ઝલકતા સફાઓ ધરાવીએ છીએ, અને વહેવારૂ જીંદગીમાં દરેક રીતે ઉપયોગી થઇ પડતો, બુલંદ નીતિથી ભરપુર ધર્મ પણ આપણો છે. અઢી હજાર વરસ ઉપર એકીમીનીઅન વંશની શહેનશાહતના વખતની અંદર જવાન વર્ગને જે ઉંચી કેળવણી આપવામાં આવતી હતી, તેનું રસીલું દાસ્તાન ગ્રીક તવારીખ નવેશો લખી ગયા છે. તે વખતે સદીઓ ઉપર જવાન ઇરાની વર્ગને ઉંચા આદરશો રાખવાની ટેવ પડે તે માટે જગપ્રસિદ્ધ શહેનશાહ "સાઇરસ ધી ગ્રેટ" ની જીંદગીનું ઉમદા ચારિત્ર તેઓની આંખ આગળ ધરવામાં આવતું હતું, અને સત્યતા, નિખાલસપણું, બહાદુરી અને સાહસીકપણાના ગુણો માટે તે વખતના ઇરાની જરથોસ્તી જવાનો જગમશહુર હતા. હાલમાં આપણા બચ્ચાંઓને દરેક બાબદો આપણે શીખવીએ છીએ એક બે અપવાદો સીવાય અને તે અફસોસકારક અપવાદો આપણી કીર્તિવંત તવારીખ અને

આપણા બુલંદ ધર્મના ઉમદા નીતિ શાસ્ત્રોનો અભ્યાસ. જે મુખ્ય ચીજે આપણી કોમની જાહોજલાલીનો પાયો છે, તે ઉપર ઘણુંજ થોડું ધ્યાન આપવામાં આવે છે.

હાલના વખતમાં આપણી કોમ એક ઘણીજ બારીક સ્થીતીમાંથી પસાર થાય છે. તેત્રીસ કરોડની જબરદસ્ત વસ્તીના આપણા હીંદ દેશમાં જો આપણી મુઠીભર નાની કોમ પોતાની અગત્યતા, પોતાની કીર્તિ અને છેલ્લે પોતાની હસ્તી પણ માન સાથે નીભાવી રાખવા માંગતી હોય તો દરેક દરેક પારસી બાનુ કે ગ્રહસ્થે પોતાની ખરી લાયકાત અને સત્યતા અને સાહસીકપણાના સદ્‌ગુણો સાથનું પોતાનું ઉચું ચારિત્ર, પોતામાં દેખાડવુંજ પડશે. નસીબ સંજોગે આપણી પારસી રગોમાં ઇરાની સાહસીકપણાનું લોહી હજી વહેતું રહ્યું છે, અને આવી પડતા સંજોગો માટે તૈયાર થઈ રહેવા આપણી પાસે આપણી ઝળકતી તવારીખના પાઠો અને બુલંદ ધરમના શીક્ષણો હાજર છે. સરસ સદ્‌ગુણોના ઝળકતા સેંકડો સફાઓ ઉપરાંત આપણો કદીમ ઇરાનનો ઇતીહાસ બીજો પણ ધડો શીખવે છે કે જ્યારે એક પ્રજા પોતાની ચઢતીમાં ચકચુર થઇ, મોજમજાહમાં ગીરફ્તાર થાય છે, અને નીતિ ઉપર ઉસ્તવારી કમી થાય છે, ત્યારે કેટલો જલદીથી તેની સત્તા અને પાયદારીનો અંત આવે છે.

બીજું આપણો બુલંદ ધર્મ એક સુખી અને ઉમદા ચારિત્રથી ભરપુર કીમતી જીંદગી ગુજારવાને સુંદર પાઠ શીખવે છે કે જેને લીધે કદીમ ઇરાંનીઓ એવા ઉમંગી, ઉદ્યોગી, બહાદુર, સાહસીક, અને સદ્‌ગુણી થઇ ગયા હતા, કે એક ગ્રીક લેખક બે હજાર વરસ ઉપર લખી ગયો છે કે એક ખરો ઇરાની જવાન દુન્યાને સદગ્રહસ્થાઇનો નમુનો પુરો પાડે છે.

આપણી કોમ માટે કહેવામાં આવે છે કે તે ઘણી દાનાવ અને હુશીયાર છે. આપણે આપણાં બચ્ચાંઓને ગુજરાતી અને અંગ્રેજી ઉપરાંત ફ્રેન્ચ અને લેટીન પણ શીખવીએ છીએ, તવારીખની અંદર ઇંગ્લંડ અને હિંદના ઇતીહાસ ઉપરાંત, અસલ ગ્રીક અને રોમની તવારીખનો પણ અભ્યાસ કરાવીએ છીએ, પણ આપણી કીર્તીવંત

ઈરાની તવારીખ અને ઉંચ ધર્મના ઉમદા નીતિશાસ્ત્ર શીખવવાની દરકાર કરતા નથી. તૈયાર રહેવાનો સદ્‌ગુણ હજુ પારસીઓમાં છે, આપણી કોમના જવાનોમાં અગાઉ પારસી હોવા માટે એક આંધળી મગરૂરી હતી. હાલ હું દાખલાઓ જોઉં છું કે આપણે કાંએ પારસી નામમાં મગરૂરી રાખવી તેના કારણો શોધવા જુવાન્યાઓ મંડયા છે. આએ તેહેકીક કરવાની ઈચ્છા (Spirit of enquiry) આપણા સારાં ભવીષ્યની એક ઘણીજ સુંદર નીશાન છે, કારણ કે આપણો જવાન વર્ગ ઘણોજ જલદીથી જોશે અને જાણશે કે શું કીર્તીવંત પાહો તેઓની આગળી તવારીખ પુરાં પાડે છે, અને શું કીંમતી ખજાનો ધર્મરૂપે તેઓના હાથમાં છે.

મ્હારા અદના મત મુજબ પારસી માબાપોએ અને કેળવણી-ખાતાંના વડાઓએ આપણી કોમના જવાન વર્ગને અભ્યાસ માટે "Roger's History of Ancient Persia." "Clement Huart's Ancient Iranian Civilization" અને "Xenophon's Cyropaedia" જેવી ચોપડીઓ હાથમાં મેળવવા જોઈએ અને આપણા બુલંદ ધર્મના નીતિના શીક્ષણો માટે પવીત્ર ગાથાનાં શીક્ષણનો અભ્યાસ કરાવવો જોઇએ. **આપણા જગમશહુર ધર્મના સાહિત્યનો એક સામાન્ય ખ્યાલ મેળવવા માટે મી. અરદેશર ખરશેદજી વેસાવેવાલાએ બહાર પાડેલી આ ચોપડી એક મોટી ગરજ સારશે, અને અભ્યાસ અને અનુભવથી લખાએલી આવી ચોપડીઓ જરથોસ્તીઓના ગુજરાતી વાંચક વર્ગને ઉપયોગી થયા વિના રહેશે નહી.** આવી ચોપડીઓ વીગતે વાંચવા અગાઉ આપણા બુલંદ ધર્મના સિદ્ધાંતોનું એક સારાંશ નીચે મુજબ આપવાની રજા લઉ છું:—

(૧) આપણે એક અહુરમજદ ખોદા કે જે સર્વજ્ઞાની અને જગતનો કર્ત્તા છે તેને પીછાન્યે છીએ અને તેની બંદગી કરીએ છીએ.

(૨) આપણો માજદયસ્ની ધર્મ કે જે બસારત પામેલો

સચ્ચાઇનો ધર્મ છે તે કહે છે કે માર્ગ ફક્ત એકજ છે જે અશોઇનો (યાને સત્યનો અને રાસ્તીનો) છે.

(૩) તે ધર્મનો લાવનાર મહા પ્રતાપી જરથોશ્ત સ્પીતમાન છે જે ખોદા અહુરમજદનો નેમાયલો પેગામ્બર છે.

(૪) આપણા ધર્મના મુખ્ય ફરમાનો ત્રણ છે. હુમત, હુખ્ત અને હવરશ્ત છે યાને ભલા વિચાર, ભલા વચન અને ભલાં કામો.

(૫) પાક અવસ્તામાં અશો જરથોશ્ત શીખવે છે કે (ક) આ દુન્યાની અને માણસની નેમ સંપૂર્ણતા તરફ વધવાની છે. (ખ) દરેક મરદ અને ઓરતને સચ્ચાઇ અને જુઠાઇ વચ્ચે, નેકી અને બદી વચ્ચે પસંદગી કરવાની છુટ છે. દરેકે તેની ખરી પસંદગી કરવી અને જુઠાઇ તર્ક કરવી. (ગ) દરેક મરદ યા ઓરત સરખા છે અને જ્ઞાન અને ડહાપણની રોશની મેલવવા લાયક છે. (ઘ) સર્વ માણસો શું ગરીબ કે તવંગર, નાના કે મોટા સરખા છે અને તેઓ સંપુર્ણતાને પુગી શકશે, અને હવે પછી અમર અને સુખી જીંદગી જો તેઓ ઉમદા ધાર્મિક શીક્ષણ પ્રમાણે ચાલશે તો મેલવી શકશે (ઙ) માણસો પોતે ખોદાની મીનોઇ સત્તાના જેવુંજ રાજ ( Kingdom of Heaven ) સરખાપણું, ભાઇબંધી, ઐક્યતા અને સુલેહસંપજ મારફતે આ દુન્યામાંજ પાંથરી શકશે.

(૬) એ પ્રમાણે આપણે જરથોસ્તીઓ બંદગી કરી માંગીએ છીએ કે જેઓ આ દુન્યાને સંપૂર્ણતા તરફ આગલ વધતી કરે છે તેઓના જેવા હમો થઇએ, અને તે સંપૂર્ણતા કેમ મલે તે અશો-જરથોશ્ત સમજાવે છે કે (ક) આપણે જીંદગીમાં અશવહીશ્ત યાને ઉત્તમ અશોઇ તથા સચ્ચાઇનો ગુણ મેળવીએ. જીંદગીની દરેક શાખામાં સચ્ચાઈ પવિત્રાઇ એ આપણો મુદ્રાલેખ હોવો જોઇએ. આપણી અશેમ વોહુની બંદગી આપણને એજ સચ્ચાઇના સર્વોપરીપણાનો ખ્યાલ આપે છે. તે કહે છે કે સત્યતા સર્વથી ઉત્તમ છે, તે સુખ છે, સુખ તેને છે કે જે સઉથી સરસ સત્યતાને લીધે અશો છે. (ખ) આપણે વોહુમન યાને ભલા મનનો સદગુણ વિશેશ સંપાદન

કરવો જોઇએ. આપણી વિચાર શક્તિને જ્ઞાન અને કેળવણીથી ખીલ-વવી, (ગ) આપણે સ્પેન્ત આરમઇતીના પર્માંથ બુદ્ધિ, ભક્તીભાવ, મહોબત, ચાહ્ વગેરે ગુણો દુન્યાના ભલાં કાર્યો માટે ખીલવવા. સ્પેન્ત આરમઇતીના ગુણમાં સઘળા સંસારી ગુણો જેવા કે માણસ માટે ચાહ, ઉદારતા અને ગરીબો માટે ભલાં કાર્યો સમાઈ જાય છે. (ઘ) આપણે ગરીબ કે તવંગરના ભલાં માટે એક નીતિમાન અને ભલું રાજ્ય સ્થાપવું એ ક્ષથ્રવઇરય અને અહુરમજદની મરજી પ્રમાણેની સત્તા છે. (ડ) આપણે આપણી તનદરોસ્તી જાળવવી અને શરીરની સંભાળ લેવી અને આપણા ઘર, ગામ કે દેશને માટે સુખાકારી અને આરોગ્યતા જાળવવી જે હરેવતાતનો ગુણ છે.

(૭) આ પ્રમાણે છંદગી ગુજરવાથી દાદાર અહુરમજદની હજુરમાં ગરોથમાન બહેસ્ત ( i. e. House of Songs ) જે જેમામાં ઉચું સુખ યાને અમરપણું છે તે આપણે પેલી જહાનમાં મેળવી શકીશું.

જે જવાનો આ ચોપડી વાંચે તેઓને ખરી જરથોસ્તી ચારીત્ર ખીલવવાની ભલામણ કરૂં છું અને નીચલા સંપુર્ણતાના કાયદાઓ પોતાની નજર આગલ ધરવા અરજ કરૂં છું. કારણકે જો પારસી નામની કીર્તિ જાળવવી હોય તો તે કોમના જુવાન્યાઓની ચાલ ચલણ અશો જરથોસ્તના શીક્ષણોને સાચ્ચા હોવી જોઇએ.

(૧) હમેશાં સાચ્ચા રહેજો. વિચાર વચન અને કામમાં અશો રહેજો, જે અશેમ વોહુનો કોલ છે.

(૨) ભલા મનના થજો, તમારા મનને કેલવજો, સમતોલ ભેજું રાખજો કે જે વોહુમનની બખશેશ છે.

(૩) ખોદાઇ સત્તા મેલવવાની કોશેશ કરજો અને તે સત્તા બીજાઓના ભલાં માટે વાપરજો જે ક્ષથ્રવઇરિયની બખશેશ છે. ભાનોઇ રાજ્ય સત્તા ગરીબો માટે લાવવાની કોશેશ કરજો, કારણકે

યથા અહુ વઇરયોની બંદગીમાં કહે છે કે જે કોઇ ગરીબોને પોષણ આપનાર થાય છે તે અહુરમજદ માટે પાદશાહી કબુલ રાખે છે.

(૪) મહોબતનો ગુણ ખીલવજો. તમારા સગાં સ્નેહીઓ, દોસ્ત આસનાઓ, કોમ દેશ તથા કુલ દુન્યાને માટેનો ચાહ ખીલવજો. આગળ વધવાની કોશેશ કરજો અને ઉમંગ અને ખરા સાહસથી કામો બજાવવાને યત્ન કરજો, કે જે આરમઇતીનો ગુણ છે.

(૫) તમારા શરીરને કસરતથી ખીલવજો. અને મજબુટ અને તંદરોસ્ત રાખજો તમારી તનદરોસ્તી અને આબાદી માટે યત્ન કરજો કે જે ખોરદાદનો ગુણ છે.

(૬) આથી તમારી જુવાનીની ફરજબજા લાવવામાં આવશે. સંપુરણ અને હમેશનું સુખ તમને મળશે કે જે અમેરેતાતની બક્ષેશ છે.



# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯ | ૧૭ | ઉનના | રૂના |
| ૨૧ | ૧ | પહેલાં | પહેલો |
| ૪૩ | ૨ | છે | છો |
| ૪૪ | ૧ | યો યો | યો |
| ૫૨ | ૩ | સથી | સાથી |
| ૫૨ | ૧૨ | Waks | Walks |
| ૫૫ | ૨૩ | પ્રગટીકારણ | પ્રગટીકરણ |
| ૫૫ | ૨૪ | bosmie | cosmie |
| ૬૧ | ૨૮ | બોલના | બોલનો |
| ૬૨ | ૧૪ | ચાશીદન | જુઓ ૬૩માં પા-<br>નાની ફુટનોટ |
| ૭૧ | ૬ | બંદગી માટે | બંદગીમાં |
| ૭૫ | ૨ | વાકથો | વાકયો |
| ૭૭ | ૧૯ | નેકકામી | નીકનામી |
| ૮૧ | ૨૦ | તેથ | તેથી |
| ૯૫ | ૧૩ | ગોય | ગાય |
| ૧૧૩ | ૨૧ | વારતવીક | વાસ્તવીક |
| ૧૧૪ | ૧૧ | ધમમાં | ધર્મમાં |
| ૧૧૯ | ૩ | પહેલી | પહેલવી |
| ૧૪૨ | ૧૫ | બાજુબાજુ | આજુબાજુ |
| ૧૫૬ | ૨૩ | શણી | રાણી |



# અશોયાદમાં

## આ પુસ્તક,

**ભાઈ દીનશાહ શ્યાવક્ષ એદનવાલા**

બેરીસ્ટર–એટ–લૉ ને

**જેવણ**

એક એકમાર્ગી, શાંત પ્રકૃતિના, અને દરેક રમત
ગમતોમાં આગેવાન ભર્યો ભાગ લેતા હતા. જેવણ
ખરા જરથોસ્તી તરીકે બહાદુરી ભર્યા મોતને
શરણ થયા છે, અને પારકાનો જીવ બચા-
વવા પોતાના જીવનો કિંમતી ભોગ આપી
પોતાનું નામ પારસી કોમમાં અમર
કરી ગયા છે. પરવરદેગાર એવણના
અશોરૂહને શાંતિ બક્ષે, અને
એવણના માતપીતા તથા કુટું-
બને તે દુઃખ ખમવાને
પુરતી ધીરજ બક્ષે
તેવણને માન
અને ચાહ
સાથ

**અર્પણ કરવામાં આવે છે.–કર્તા.**

| | |
|---|---|
| **જન્મ** | **મરણ** |
| **૧ લી જાનેવારી ૧૯૦૪.** | **૪ થી આગસ્ટ ૧૯૨૯.** |



મર્હુમ દીનશાહ શ્યાવક્ષ એદનવાલા, બેરીસ્ટર-એટ લૉ.

જન્મ: મરણ:

૧ લી જાનેવારી, ૧૯૦૪. ૪ થી ઑગસ્ટ, ૧૯૨૯.

# જરથોસ્તી ધર્મજ્ઞાન.

## ખોદા વિષે.

અવસ્તા—અત્ થ્વા મેન્ગહી પોઉરૂવીમ
મજ્દા યેજીમ સ્તોઇ મનંઘ્હા,
વંઘ્હેઉશ્ પતરેમ મનંઘ્હો હ્યત્
થ્વા હેમ ચશ્મઇની હેનગ્રબેમ,
હઇથીમ અષહ્યા દાંમીમ અંઘહેઉશ્,
અહુરેમ શ્યઓથનએષૂ. ૧

યાને જ્યારથી તુને ( અએ અહુરમજદ ! ) (મારી) આંખમાં મેં રાખ્યો છે ત્યારથી હમેશાં સર્વથી પેહેલ્લો, પાકમનશનીથી પરસ્તેશ કરવા લાએક, ભલાં મનનો પિતા, રાસ્તીનું ખરૂં મૂળ, (તથા) આએ દુન્યાના કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે, અએ હોરમજદ ! ( મેં ) તુને ગણ્યો છે.

**સવાલ:**—જગતનો બનાવનાર કોણ ?

**જવાબ:**—દાદાર અહુરમજદ

**સ:**—દાદાર એટલે શું ?

**જ:**—પેદા કરનાર.

**સ:**—અહુરમજ એટલે શું ?

**જ:**—અહુરમજદ એ બોલનો બનેલો છે. અહુર એટલે હસ્તીનો સાહેબ અને મજદ એટલે મહા જ્ઞાની. આખો અર્થ મહાજ્ઞાની હસ્તીનો સાહેબ.

---

૧ યજશને હા ૩૧ ફ. ૮.

સ:—દાદાર અહુરમજદ વિષે અહુરમજદ યસ્તમાં શું લખાણ છે?

જ:—પેદા કરનાર અહુરમજદને હમો યાદ કરીએ છીએ જેણે આપણને પેદા કીધા, જે આપણું રક્ષણ કરે છે, અને જે અતિશય વૃદ્ધિ કરનાર મીનો છે યાને કે તે સાહેબ દરેક ચીજનો વધારો અને આબાદી કરે છે.

સ:—મીનો એટલે શું?

જ:—જે કાંઇ આપણી ઇંદ્રીથી પારખી નહી શકાએ તે.

સ:—બીજી કઇ કઇ ચીજો મીનો છે.

જ—દાદાર અહુરમજદ, અમશાશપંદો, યજદો, રવાન અને ફરોહર.

સ:—ખુદાએ બીજું શું શું પેદા કીધું?

જ:—સુર્ય, ચંદ્ર, તારા, હવા, આસમાન, પાણી, જમીન, ઝાડપાન, પશુ, પંખી, માણસ, ગોસપંદ યાને ચોપગાં નીરદોષ જાનવર વગેરે ઘણી ચીજો માણસ જાતના સુખને સારૂ પેદા કીધી છે.

સ:—ખોદા કયાં છે?

જ:—તે દરેક જગાએ હાજર છે, અને માણસના, સર્વ કામો દેખીતાં યા અણદીઠ, છુપા તેમજ જાહેર તે જાણે છે અને તેનો ઇનસાફ કરે છે.

સ:—એ વિષે અવસ્તામાં શું લખાણ મલે છે?

જ:—ઇજસનેના હા ૩૧–૧૩ માં કહે છે કે "દુન્યામાં જાહેર તેમજ છુપાં જેબી કામો થાય છે તે અએ હોરમજદ! તારી તિક્ષણ આંખથી તથા રાસ્તીથી તું જોએ છે. વળી હોરમજદ યસ્તમાં કહે છે કે "મારૂં સોલમું અને સતરમું નામ એ છે કે ખુદા સઘળું જુએ છે અને માણસો જેબી સારા તથા નઠારાં કામો કરે છે તેનો તે સાહેબ હીસાબ રાખે છે.

સ:—ઇનસાફ કયા ફરેસ્તાઓની મારફતે આપે છે?

જ:—મેહર યજદ, સરોષ યજદ, રશને યજદ, અને આસ્તાદ યજદ.

સઃ—જ્યારે તે સાહેબ બધાંને જુએ છે ત્યારે આપણે કેમ ચાલવું ?

જઃ—આપણે ખોટું કામ કરવું નહી અને ખોદાથી હમેશ ડરીને ચાલવું ? કારણ કે તેમ કરવાથીજ આપણને બેઉ જહાનમાં ફાયદો થશે.

સઃ—આપણે તેની હસ્તી કેમ પીછાનીએ છીએ ?

જઃ—તેની બનાવેલી કુદરત ઉપરથી. જે ચીજો માણસ જાતથી બની શકે નહીં તેનો કોઇ બનાવનાર મહાન શક્તિ હોવી જોઇએ અને તે ખોદા છે.

સઃ—તે કેવી રીતે ?

જઃ—સુર્ય, ચંદ્ર, તારા, હવા, જમીન અને દરેક પેદાયશો તેના નીયમો પ્રમાણે કામ કરે છે અને ફરે છે તે દેખાડી આપે છે કે તેમાં કોઇ એક કારીગરનો હાથ હોવો જોઇએ અને તે ખોદા છે.

સઃ—ખોદાતાલા કેવો છે, તેના ગુણો જણાવો ?

જઃ—એ વિષે આપણને યજશનેના ૧લા હામાં એક ઘણો ઉમદા ફકરો મળે છે તેનો અર્થ નીચે મુજબ છે.

દાદાર અહુરમજદને હું આરાધું છું અને યાદ કરૂં છું કે જે નુરમંદ ખોરહેમંદ, મોટામાં મોટો, ભલામાં ભલો, સરસમાં સરસ, ઘણો હિમ્મત આપનાર, ઘણો દહાપણવાળો, ઘણા ભલાં કામો કરનાર, અશોઇમાં ઘણો ચઢતો, ઘણો જ્ઞાની અને ઘણો ખુશી આપનાર છે, જેણે આપણને પેદા કીધાં, જેણે આપણને બનાવ્યાં, જેણે આપણી વૃદ્ધિ કીધી અને જે સર્વથી ચઢતો વૃદ્ધિ કરનાર મીનો છે.

સઃ—ખોદા કેવો છે તેનો ખ્યાલ આપો.

જઃ—તે સર્વ જ્ઞાની, (અવસ્તા વીસ્પો વીદ્‌વાઓ, પાજંદ (હરવેસ્પ આગાહ), સર્વ વ્યાપક (અવસ્તા અચિન્તો) અને સર્વ શક્તિવાન (હરવેસ્પ તવાના) અવસ્તા દાતાર્‌ (પાજંદ, દાદાર્‌ યાને પેદા કરનાર) અવસ્તા પાતાર્‌ (પાજંદ પાદાર, પાના) યાને પાલનાર અવસ્તા વીસ્પ નામ્‌ દાતાર્‌ (પાજંદ, વીસ્પાન દાદાર્‌) યાને વિશ્વનો પેદા કરનાર.

સ:—સર્વ વ્યાપક એટલે શું ?

જ:—એટલે તે બધે હાજર છે. સુર્ય, ચંદ્ર, તારા, હવા પાણી જમીન, ઝાડપાન, માણસ શું જીવવાળી કે નીર્જીવ પેદાયશ તેણે પેદા કીધી છે અને તેઓને હમેશાં કામ કરતી રાખે છે, તે દેખાડે છે કે અહુરમજદનો હાથ સર્વ જગાએ છે.

સ:—સર્વ શક્તિવાન એટલે શું ?

જ:—એટલે તે જે ચાહે છે તે કરવાને શક્તિવાન છે.

સ:—બીજો કોઇ ખ્યાલ ખોદા વિષે આપો.

જ:—તે ભલાઈમાં શ્રેષ્ટ અને ઇન્સાફનો ધણી છે.

સ:—તેથી તે અવસ્તામાં કેવો ગણાયો છે.

જ:—મજીશત, વહિશત અને સ્રએસ્ત.

સ:—એ ત્રણ બોલોનો અર્થ શું.

જ:—મોટામાં મોટો, ભલામાં ભલો, અને સરસમાં સરસ.

સ:—એ ત્રણ બોલો બીજા કોઇને માટે અવસ્તામાં વપરાયા છે કે ?

જ:—હાજી, આપણે આપણા જસમે અવંઘહે મજદ જે દીનનું ટુકું એકરારનામું યાને કબુલાત નામું છે તેમાં ભણીએ છીએ કે—યા હાઇતિનામ્ચા બુષ્યેઇન્તિનાંમ્ચા, મજિસ્તાચા, વહિસ્તાચા સ્રએસ્તાચા યા આહૂઇરિશ જરથુશત્રિશ.

સ:—એટલે શું ?

જ:—જે દીનો હૈયાત છે અને જે દીનો હવે પછી ઉભી થશે તેઓમાં સર્વથી મોટી, સર્વથી ભલી, અને સર્વથી શ્રેષ્ટ દીન તે છે કે જે અહુરમજદી જરથોસ્તી દીન છે.

સ:—આપણે ખુદાથી ડરીને કાંએ ચાલવું જોઇએ ?

જ:—કારણકે તે આપણાં સઘળાં કામો, જાહેર કે છુપાં ખુલ્લા કે બાતેન બારીકીથી નીહાલે છે અને તે કામો પ્રમાણે આપણને સુખ યા દુ:ખ આપે છે.

સ:—એ વિષે અવસ્તામાં કંઇ લખાણ મળે છે.

જઃ—ગાથા હા, ૩૦ ક. ૧૧ માં કહેછે કે અએ માણુસો! સુખ (તથા) દુઃખ (બાબે ના) આએ નિયમ જે હોરમજદે મુકરર કીધા છે તે તમો જાણો. તે એ કે દુષ્ટ પાપી માણસોને માટે લાંબા વખત સુધીનું દુઃખ ખમવું, અને રાસ્ત માણસોને ફાયદા જેઓને લીધે (તેઓને) સુખ હોય છે.

સઃ—છોકરાઓને ધર્મ કેળવણી કાંએ શીખાડવામાં આવે છે?

જઃ—કારણકે તેઓ ખોદાથી ડરીને ચાલે, દુન્યામાં અશોઇના અને નીતિના કામો કરે, અને અનીતિ, ચોરી, લુચ્ચાઇ વગેરે કામોથી દુર રહે, લોકોનું કલ્યાણ કરે, જાતી ભોગ આપી પોતાના ટોળાંની અને કોમની ઇજ્જત આબરૂ વધારે, અને સુખરૂએ ખોદાની દરબારમાં જવાને શકતીવાન થાએ.

સઃ—આપણી ઉપર કાંઈ દુઃખ અથવા આફત આવી પડે તો શું કરવું?

જઃ—ખોદાને યાદ કરવો અને તેની મદદ માંગવી, જો દુઃખ આપણી પોતાની ભુલથી આવ્યું હોય તો તે માટે પસ્તાવો કરવો, પતેત પશેમાની ભણવી અને ફરીથી તેવો ગુનાહ નહી થાએ તે માટે તોજેશ કરવી, જો તે દુઃખ પોતાની ભુલથી નહીં આવ્યું હોય પણ તેમાં આપણો ચારો યા ઇલાજ નહી હોય તો મુગા મુંગા ખમવું એવા વિચારથી કે તે દુઃખ આપણે માટે એક કોશેપ યા કસોટી સમાન છે. ખોદા આપણી પરિક્ષા લે છે કે દુઃખમાં આપણે કેમ ઝીવીએ છીએ.

સઃ—ખોદાને માટે બીજો કોઇ ખ્યાલ આપશો?

જઃ—'અહુરમજદ, હમાબુદ ઓ હમાહસ્ત ઓ હમાબેદ' યાને તે અહુરમજદ હમેશાં હતો, હમેશાં છે અને હમેશાં રહેશે. સુરજ, ચંદ્ર, તારા, હવા, પાણી, જમીન, ઝાડપાન વખતોના વખતો થયા લાંબા કાળથી પોતાનું રૂપ સાથ હસ્તી ભોગવતા આવ્યા છે અને હસ્તી ભોગવતા રહેશે તેથી તે સાહેબ પણ હમેશાં હતો, હંમેશા છે અને હમેશાં રહેશે.

**સ:**—ખોદાતાલાની સેતાયશના કોઇ અવસ્તા આપો ?

**જ:**—યજશનેના ૧૩ હા ના ફ. ૫ માં તેમજ હા. ૩૯ ના ફ. ૪ માં કહે છે કે ઓ અહુરમજદ ! કારણ કે જે કાંઇ સારૂં છે તેને જે પ્રમાણે તેં વમારયું છે, કહ્યું છે, આપ્યું છે, અને કીધું છે તેજ પ્રમાણે હમો તુને ગણીએ છીએ, તેમજ તારી ખુબી પીછાનીએ છીએ તેમજ તુંને યાદ કરીએ છીએ. અએ હોરમજદ ! એ પ્રમાણે (હમો) તુંને નમીએ છીએ. એ પ્રમાણે હમો ત્હારા શુક્ર ગુજાર રહીએ છીએ.



# પેગમબર અશોજરથુશ્ત્ર વિષે.

**અવસ્તા-અએમ્ મોઈ ઇદા વિસ્તો યે ને અએવો સાસ્નાઓ ગુષતા જરથુશ્ત્રો સ્પિતામો.**

યાને (દાદાર હોરમજદ કહે છે) કે જે શખ્શ કે જેણે એકલાએ મારી શિખામણો સાંભળી તથા જે મને આ દુન્યામાં જણાએલો છે તે સ્પેતમાન જરથોશત છે. (યજશને હા ૨૯-૮)

**સ:**—પેગામ્બર એટલે શું ?

**જ:**—પેગામ એટલે સંદેસો અને 'બર' યાને લાવનાર યાને (ખોદાની તરફથી) પેગામ અથવા દીનનો લાવનાર.

**સ:**—પેગામ્બર શું કામ આએ દુન્યામાં આવે ?

**જ:**—માણસ જાતને અશોઇના માર્ગે ચલાવવા સારૂ અને નીતિને રસ્તે દોરવવા સારૂં જેથી માણસો તે દાદારના ફરમાનો મુજબ ચાલે, આચ્રે અને આવતી દુન્યાનું સુખ અને મહોટાઈ મેલવી શકે અને સવાબના કામો કરી પોતાની કીર્તિમાં વધારો કરે.

**સ:**—આપણા પેગામ્બરનું નામ શું ?

**જ:**—જરથોશત સ્પીતમાન.

સઃ—જરથોસ્તનો અર્થ શું ?

જ—પીલુ અથવા બુઢું ઉંટ રાખનાર જર એટલે પીલું અને ઉશ્ત્ર એટલે ઉંટ. આ અર્થ પ્રો. બરનુફ કરે છે.

સઃ—એમ કહેવાનું શું કારણ ?

જઃ—અસલ માણસોના નામ જાનવરો ઉંપરથી રાખવામાં આવતા હતા. કારણ કે જાનવરો તે જમાનામાં માણસોની મીલકત ગણાતી હતી. આપણો અંગ્રેજી બોલ Pecuniary જે છે તે લેતીન ભાષાનો બોલ 'પીકસ' ગાય ઢોર ઉપરથી નીકળ્યો છે એનો અર્થ "પૈસાને લગતો" કરી થાય છે. અવસ્તા જમાનામાં કંઇપણ ચીજ વેચાતી લેતા હતા તો પૈસાને બદલે ઢોરો આપીને લેતા હતા. જરથુસ્તનો અર્થ તો જુદા જુદા લખનારાઓ જુદી જુદી રીતે કરે છે પણ હાલમાં તો આએજ અર્થ અનુકુળ અને બંધ બેસતો થઇ પડે છે. બીજા લખનારાઓ જેવા કે લોસન એનો અર્થ "ચલકતો તારો" કરે છે, અને કહે છે કે જેમ એક તારો અંધારી રાતે રોશણી આપે છે તેમ જરથોસ્તે અજ્ઞાન લોકોને ધર્મના જ્ઞાનની રોશની આપી હતી. ડા. રોથ એનો અર્થ સોની કરે છે. ડા. હાઉગ એનો અર્થ ૧) બુઢું ઉટ રાખનાર, ૨) સરસ હઇડું રાખનાર, ૩) સરસ ગાનાર, ૪) સઉથી સરસ રહેબર એવા ચાર જુદા જુદા અર્થ કરે છે.

સઃ—અશોજરથોસ્ત કોણના પેગમ્બર હતા ?

જઃ—ઇરાની માજદયસ્ની પારસીઓના.

સઃ—એવણનો જન્મ કયે દહાડે થયો હતો ?

જઃ—રોજ ખોરદાદ અને માહ ફરવરદીન યાને ખોરદાદ સાલને દીવસે.

સઃ—એ ખોરદાદ સાલને દીવસે બીજા કંઇ મહાન બનાવો બનેલા હતા કે ?

જઃ—હાજી, તવારીખ ઉપરથી જણાય છે કે એ દીને ઇરાનમાં નામાંકિત બનાવો બન્યા હતા. ૧) એ દીને અશોજરથોસ્તે પોતાની દીન ગુશ્તાસ્પ પાદશાહને જાહેર કીધી હતી. ૨) એ દીને તમામ આદમ જાતનું પ્રથમ જોડું મશ્ય અને મશ્યાની હસ્તીમાં આવ્યાં હતાં.

૩) ગયો મરદ પાદશાહ એ દીને જન્મયો હતો, ૪' હોશંગ પાદશાહ એ દીને જન્મયો હતો. ૫) તેહમુરસ્પે એ દીને દેવોથી જણાયલા બુરા લોકોનો નાશ કીધો હતો. ૬) ફરેદુન પાદશાહએ પોતાની પાદશાહી પોતાના ત્રણ દીકરાઓ સેલ્મ, તુર અને એરચને વહેંચી આપી હતી. ૭) કએખુસરૂએ નાપાક અફરાસીયાબને પોતાના બાપ શિયાવક્ષ અને ભાઇ અગ્રેરસના કીનામાં માર્યો હતો વગેરે.

સ:—પેગમ્બર જરથોસ્તને થઇ ગયાને આજે કેટલાં વર્ષો થયાં છે.

જ:—એવણના જમાના વિષે ચોકસ મત નથી પણ આસરે ૪૦૦૮થી ૫૦૦૦ વર્ષ ઉપર એવણ થઇ ગયા હતા. ગ્રીક ફીલસુફો, પ્લીની, પ્લુટાર્ક અને પ્લેટો અને બીજાઓ એવણનો જમાનો બી. સી. ૬૦૦૦ થી ૭૦૦૦ વર્ષ ઉપર મુકી જાય છે. બી. સી. એટલે Before Christ યાને ખ્રીસ્તીઓનો પેગમબર જીસસ ક્રાઇસ્ટના જમાના અગાઉ એટલે આજથી ગણીએ તો ૬૦૦૦+૧૯૨૯ ૭૯૨૯ વર્ષ ઉપર મુકી જાય છે. કોઇક એવણને જેવાકે સીફેલીઅન, જસ્તીન ૨૨૦૦ બી. સી. ઉપર મુકી જાય છે. બીજાઓ જેવાંકે હાઇ પોલાઇટિસ, પોરફીરીયસ અને એગેથીયસ વગેરે ફીલસુફો એવણને ફકટ બી. સી. ૬૦૦ ઉપર મુકી જાય છે. *

સ:—અશોજરથોસ્તનો જન્મ કયાં થયો હતો ?

જ:—કોઇ એવણને રઘ અથવા રએ શહેરમાં જન્મેલા જણાવે છે. વંદીદાદમાં એ લખાણ મળે છે. પહેલવી કેતાબ બુન્દહેશમાં એવણનો જન્મ આજરબેજાનના મુલકમાં વહેતી દરેજ નદીને કીનારે જણાવે છે. એવણની માતાનું ગામ રએના પ્રગણામાં આમુઇ નામની જગાએ હતું. એવણના બાપનું ઘર આજરબેજાનના મુલકમાં હતું,

સ:—એવણના માતા તથા પિતાના નામ આપો.

જ:—માએનું નામ દોગદો, તેણી ફ્રહિમ્રવા નામના પુરૂષની બેટી હતી, અને પિતાનું નામ પઉરૂશસ્પ હતું. જરથોસ્તની માતાને જીશાન ખાનદાનની કહેલી છે.

---

* જુઓ જરથોશ્તી ધર્મ તવારીખ ડા. જી. જ. મોદી.

સ:—દોગદોના બાપનું નામ શું ?

જ:—ફ્રહિમ્રવ એ નામ દીનકરદમાં મળે છે.

સ:—દોગદો બોલનો અર્થ સમજાવો.

જ:- કદાચ દોગદો દુધ એટલે દુધ દોહવું તે ઉપરથી ' દુધ દોહનાર ' તરીકે થાએ અને પોઉરૂશસ્પનો અર્થ " પુષ્કળ ઘોડાનો માલેક " પઉરૂ એટલે પુષ્કળ અને અસ્પ એટલે ઘોડા એમ થઇ શકે.

સ:—અશોજરથોસ્તના ધણીયાણીનું નામ આપો ?

જ:- હ્વોવી એ ખાનદાનથી જામાસ્પ અને ફ્રશોસ્તર ઉતરી આવેલા હતા.

સ:—આપણે આપણા પેગમ્બરને જરથોશ્ત પોઉરૂશસ્પ કહીને નથી ઓલખતા પણ જરથોશ્ત સ્પિતમાન કહીને ઓલખીએ છીએ તેનું કારણ શું ?

જ:—સ્પિતમ એવે નામનો અશોજરથોસ્તના વડવાઓમાં એક પ્રખ્યાત પુરૂષ થઈ ગયો તેના નામ સાથે અશો જરથોસ્તનું નામ જોડાયલું છે. એ ખાનદાનના ઘણા પુરૂષો અશો જરથોસ્તના પહેલા શાગરેદો હતા. અસલના વખતમાં કોઇ નામાંકીત પુરૂષ હોય તો તેનું નામ તે કુટુંબમાં ચાલુ રાખવામાં આવતું હતું, જેમ હાલ આપણા સર નાઇતિના દાખલામાં બને છે તેમ. એ ખાનદાનને પોતાનું એ નામ જરથોશ્તના નવમાં વડવા સ્પિતમ ઉપરથી લીધેલું હતું.

સ:—અશો જરથોશ્તના કાકાજીનું નામ આપો.

જ:—આરાસ્તી હતું.

સ:—અશો જરથોશ્તના ભાઇઓના નામ આપો.

જ:—મોટા ભાઇઓના નામો રતુસ્તર અને રન્ગુશ્તર, નાના ભાઇઓના નામો નોતરીગા અને નીવાતુશ હતા[1].

સ:—અશોજરથોસ્તના ફરજંદોના નામો દેવો.

જ:—ત્રણ દીકરીઓ ફ્રેની, થ્રીતી અને પઓઉરૂચીસ્તી હતી.

---

૧. જુઓ જાદસ્પરમ બાબ ૧૫ મો.

ત્રણ દીકરાઓ ઇસતવાસ્ત્ર, ઉરૂવતતનર અને હવરેચિથ્ર અથવા ખોરશેદ ચેહેરે હતા.

સ:—અશોજરથોસ્તના ખાનદાનના નામો આપો.

જ:—માયજી તરફથી હવોવનું ખાનદાન તથા પિતાજી તરફથી હએચત્ અસ્પ અથવા સ્પિતમનું ખાનદાન હતું, જે પાદશાહ ફરેદુનની ઓલાદથી ઉતરી આવેલું હતું.

સ:—અશો જરથોશ્તના શીક્ષકનું નામ દેવો.

જ:—બુર્જીન કુરૂષ નામનો ભલો અને દાનાવ ઉસ્તાદ હતો. પ્લીની એવણનું નામ એગોનાસીસ્ આપે છે.

સ:—ઇસદવાસ્ત્રને ત્યાં એક છોકરો હતો તેનું નામ શું ?

જ:—ઉરૂરવીજ.

સ:—અશો જરથોશ્તથી તે સ્પીતમાન સુધી પહેદી (એવણના બાપદાદાઓના) નામ આપો.

જ:—જરથોસ્ત, પોઉરૂશસ્પ; પેતેરસ્પ, ઉર્વદસ્પ, હએચદસ્પ, ચક્ષનુશ, પઇતીરસ્પ, હર્દશન, હદાર, સ્પીતમાન એ મુજબ અશો-જરથોશ્તના નવમાં વડવા સ્પિતમ ઉપરથી એવણનું નામ પડયું હતું.

સ:—જરથોસ્તે કોણના વખતમાં અને કયા શહેરમાં દીન ફેલાવી હતી ?

જ:—કએ ગુશ્તાસ્પના વખતમાં અને બલખ શહેરમાં.

સ:—એ કયા વંશનો પાદશાહ હતો ?

જ:—કયાનીયન ટોલાનો પાદશાહ હતો. એ ટોલો અલબુરજ પહાડ ઉપર વસ્તો હતો. એ ટોલામાં ધર્મ ઉપર લાગણી વધુ હતી તેથી તેનું નામ "ધર્મ ગુરૂનો ટોલો" એટલે 'કવી એમ પડયું. આ ઉપરથી એ વંશ કવી અથવા કય નામે ઓલખાએ છે, જેમકે કયકાઉસ કયકોબાદ, કય શીયાવક્ષ વગેરે.

સ:—એની રાજધાણી કયાં હતી !

જ:—બલખ શહેરમાં, તેથી એ શહેરને "એરેખ્વો દક્ષ્યાંમ્".

યાને બુલંદ વાવટાવાળું કહેતા હતા. જ્યાં રાજધાણી હોય ત્યાં વાવટા હોવા જોઇએ તેથી એમ નામ પડયું હતું,

**સઃ**—કેટલા વંશના પાદશાહો ઇરાન ઉપર રાજ કરી ગયા?

**જઃ**—પાંચ વંશના પાદશાહો ઇરાન પર રાજ કરી ગયા, જેવા કે પેશદાદીયન, કયાનીયન, હખામીનીયન, અશકાનીયન અને સાસાનીયન.

**સઃ**—કેટલે વરસે જરથોશ્ત સાહેબનો પહેલો ચેલો થયો.

**જઃ**—દશ વરસની મહેનતે ફક્ત એકજ નામીચા ધણીને એવણે પોતાનો શાગેર્દ (ચેલો) બનાવ્યો.

**સઃ**—તેનું નામ શું ?

**જઃ**—મેદીઓમાહ એવણ આરારતીના છોકરા હતા જે જરથોશ્તના કાકા હતા.

**સઃ**—એ ઉપરથી આપણને શું ધડો મળે છે?

**જઃ**—દરેક કામમાં આપણે અશોજરથોશ્તની માફક સબુરી અખત્યાર કરવી જોઇએ. એવણે દશ વરસ ધીરજ અને ખંત રાખી ત્યારે એક ચેલો મેલવવાને શક્તિવાન થયા હતા. તેવણ ધાસ્તી અને નાઉમેદીથી પાછા હઠયા નહી પણ હીંમત અને સાવચેતીથી પોતાનું કદમ મુસ્તકીમ રાખ્યું હતું તેથીજ તેવણ છેવટે ફત્તેહમંદ થયા હતા.

**સઃ**—પછીથી કોણ થયું હતું?

**જઃ**—બીજે બે વરસે એટલે દીન જાહેર કર્યા પછી બાર વરસે ગુશ્તાસ્પ ચેલા થયા હતા.

**સઃ**—ગુશ્તાસ્પને દીન શીખવવા આગમજ પેગમ્બરે કોણને દીન શીખવી?

**જઃ**—ગુશ્તાસ્પની રાણી હુતોશી. ત્હેણીએ પોતાના ધણીને દીન સમજાવી ત્યારબાદ પાદશાહી કુટુંબના ઘણાકોએ તે દીન કબુલ કીધી જેવાકે, પાદશાહનો ભાઇ જરીર, બેટાઓ અસફન્દયાર અને પેશોતન વઝીર જામાસ્પ અને ત્હેનો ખેશી (સગો) ફ્રશોસ્તર અને બીજાઓએ દીન કબુલ કીધી,

**સ:**—અશોજરથોશ્ત ખોદાની હજુરથી કેટલી ચીજ લાવ્યા હતા ?

**જ:**—આદર બુરઝીન નામનો આતશ, સરવનું ઝાડ અને અવસ્તાના એકવીસ પુસ્તકો જેઓ એકવીસ નુસ્કને નામે જણાયલા છે, તેઓ પાછલથી એક પછી એક યુનાનીઓ (યાને ગ્રીક લોકો) અને આરબોને હાથે અને બીજા કારણોએ નાશ પામ્યા.

**સ:**—આતશમાં ચમત્કાર શું હતો ?

**જ:**—તે હાથમાં લેતો હાથ દાજતો હતો નહી અને તે સુખડ અને લાકડાં વગર બળતો રોશણ રહેતો હતો.

**સ:**—સરવના ઝાડમાં શું મોજેજાં હતો ?

**જ:**—તેના દરેક પાંદડાં ઉપર ગુશતાસ્પ પાદશાહને ચેતવણી આપવા લખાઇ રહ્યું હતું કે "ઓ ગુસ્તાસ્પ પાદશાહ, તું જરથોસ્તી દીન કબુલ કર."

**સ:**—એકવીસ પુસ્તકોના નામ શા ઉપરથી રાખ્યાં હતા ?

**જ:**—"યથા અહૂ વઇરયો," ના એકવીસ બોલો ઉપરથી.

**સ:**—તે બોલો ગણાવો.

**જ:**—યથા, અહૂ, વઇરયો, અથા, રતુશ અષાત્ચીત, હચા, વંઘેઉશ, દજદા, મનંઘહો, શ્યઓથનનામ્, અંઘહેઉશ, મજદાઇ; ક્ષથ્રેમ્ચા, અહુરાઇ, આ, યિમ, દ્રેગુબ્યો, દદત્, વાસ્તારેંમ.

**સ:**—એના કેટલા ભાગ કીધા હતા.

**જ:**—ત્રણ ભાગ; પેહલા સાત પુસ્તકો એકે દુન્યાની બાબદો વિષે, સાત પુસ્તકો ધર્મને લગતાં અને સાત રાજદ્વારી બાબદ તથા વિદ્યા હુન્નરને લગતા હતા.

**સ:**—અશોજરથોશ્તના જન્મવાથી કોણને ખુશાલી હાંસેલ થઇ ?

**જ:**—સ્પેનામીનોની પેદાયશને. અશો જરથોસ્તે દુન્યામાં ફાયદા કારક ચીજોનો ફેલાવો કીધો અને લોકોને સારે માર્ગે ચલાવવાનો માર્ગ બતાવ્યો તેથી જેટલી પેદાયશ સ્પેનામીનો ( યાને વધારો કર-

નારી શક્તિ ) ની હતી તેટલી ખુશાલ થઇ અને શુક્રાના કરવા લાગી કે ભલે હમારે માટે જરથોસ્ત જેવો અથોરનાન ( મોબેદ ) જન્મ પામ્યો.

સઃ—અશોજરથોશતના જન્મવાથી દેવો એટલે બુરા લોકોને શું ગેરલાભ થયો ?

જઃ—તેઓ પસ્તાવો કરવા લાગ્યા અને બીધા કે એ અશો જરથોસ્ત આપણો નાશ કરશે અને આપણને કોઇબી દુષ્ટ કામમાં ફાવવા દેશે નહીં. દુરાસરૂન જે એવણના મુલકનો હાકેમ, એક બુરો બુતપરસ્ત (યાને પથર અથવા ધાતુને માણસના જેવો આકાર આપીને પુજનારો) હતો તે ઘણો ચીંતાતુર થયો. તેણે શરૂઆતથી જરથોશત જે એક બાલક હતો તેને હેરાન કરવાની કોશેશ કીધી પણ અહુરમઝદની મહેરબાનીથી તેનું કાંઇ વળ્યું નહી.

સઃ—જરથોશતના બચપણના મોજેજા શું હતા ?

જઃ—જન્મતી વખતે તેવણ હસ્યા હતા. આ એક *અજબ બનાવ હતો. એવણના ભેજાં ઉપર હાથ મુકતાં તેમાં બીજાં બાલકો કરતાં અસાધારણ ધપકારા માલમ પડતા હતા. એ બનાવ એ બાળકના મોટપણનાં ડહાપણની નીશાની ગણાતી હતી.

સઃ—અશો જરથોસ્તે બુરા દેવ અવતારી લોકોને કેમ હરાવ્યા ?

જઃ—તેવણ પોતાના સાચ્ચા વિચાર, સાચ્ચા વચન અને સાચ્ચા કામો ઉપર મક્કમ રહ્યા, તેઓથી જરાબી બીધા નહીં અને યથા અહૂવઇરિયોના કલામો ભણીને તેઓનો નાશ કીધો, ગાથામાં તેવણ કહે છે કે "હું દુશમન ઉપર ગાલેબ થાઉં, ભુંડાઓને તોડું, દરૂજને નસાડું, દેવોની સાથે હથીઆર બાંધું, ચોરોને અને લુટારાઓને અશક્ત કરૂં, ભુખ અને પ્યાસને દુર કરૂં, જુદાઇને હાંકી કાઢું, ને રાસ્તી, ઇન્સાફ, પવીત્રાઇ, આબાદી, સુખશાંતીને કાયમ કરૂં.

સઃ—અશો જરથોશતનો ધંધો શું હતો ?

જ:—લોકોને ધર્મનો રસ્તો દેખાડી ખોદાઈ માર્ગ સમજાવી દીનનો ફેલાવો કરવાનો હતો અને નીતિને રસ્તે ચલાવવાનો હતો.

સ:—કેમ જાણ્યું કે એ ધંધો હતો ?

જ:—કારણ કે તેવણ યજશનેમાં ૮ મા હામાં બોલે છે કે "હું જે જરથોશ્ત છું તે દેશના, ગામના, મોહલ્લાના, અને ઘેરના આગેવાનોને મારી દીનના ફરમાન હુમત હુખ્ત અને હવ્રસ્ત પ્રમાણે ચાલવાને શિખવું છું. તથા ઉત્તેજણ આપું છું.

સ:—અશો જરથોસ્તે હોરમઝદને જોવાની ઇચ્છા કેમ રાખી ?

જ—અશોઇથી અને સચ્ચાઇથી, કારણકે અવસ્તામાં એવણ બોલે છે કે સઉથી સરસ અશોઇએ કરીને, સઉથી શ્રેષ્ટ અશોઇએ કરીને, ઓ અહુરમજદ ! હમો તમુને જોઇએ, હમો તારી નજદીક પહોંચીએ અને હમો તારી દોસ્તીમાં આવીએ.

સ:—કએ ગુસ્તાસ્પને કોણ સાથ ધર્મની લડાઈ થઇ હતી.

જ:—તુર્કસ્તાનના પાદશાહ અરજાસ્પ સાથ. અરજાસ્પ પાદશાહે ગુસ્તાસ્પ પાદશાહને કહેડાવ્યું કે તું જરથોસ્તી દીન છોડીદે પણ ગુસ્તાસ્પે ના પાડી તેથી બે વાર અરજાસ્પ ઇરાન ઉપર હુમલો લાવ્યો તેમાં તે હાર્યો. તે વેળા અશોજરથોશ્ત તેનાં એક સાથી તુરબરાતુરને હાથે માર્યા ગયા.

સ:—એ તુર બરાતુર કોણ હતો ?

જ:—એ ઉશીશતર ખાનદાનના પાંચ ભાઇઓ જેઓ મિનોચેહેરની ઓલાદના હતા તેઓમાં ત્રીજો હતો. એ અશો જરથોસ્તનો દુસ્મન હતો.[1]

સ:—અશોજરથોસ્તની મરણ વખ્તે ઉમર શું હતી ?

જ:—૭૭ વરસ અને ૪૦ દહાડા.

સ:—કયો રોજ અને કયો મહીનો એવણના મરણનો ખરો દિવસ ?

જ:—એવણના મરણનો ખરો દીવસ તો અરદીબેસ્ત મહીનો

---

૧. જુઓ જાદસ્પરમ બાબ ૧૫ મો ફ. ૩.

અને ખોરશેદ રોજ હતો પણ દર ચાર વર્ષે વખતની કસરનો એક દહાડો વધવો જોઇએ તે ગણત્રી પ્રમાણે આપણે ચાલતા નથી તેથી જાદસ્પરમના બા. ૨૩ ફ. ૯ પ્રમાણે એ લખનારના વખતમાં મરણનો દિવસ દેહ મહિનો અને ખોરશેદ રોજે પડયો હતો.

સઃ—અશો જરથોશ્તની જીંદગી ઉપરથી મલતો ધડો આપો.

જઃ—(૧) અશો જરથોશ્તને બુરા માણસોએ લલચાવ્યા કે જો તું એ જરથોશ્તી માજદયસ્ની દીન છોડી દે તો હમો તુંને હમારો સરદાર બનાવીએ અને જોહાક પાદશાહની માફક આપ અખત્યાર પાદશાહી આપીએ. પણ અશો જરથોશ્તે ના પાડીને જવાબ આપ્યો કે, મારો જાન જાએ, મારા હાડકાં ભાગે, મારી બુદ્ધી ગુમ થાએ તો પણ એ દીન હું કદી છોડું નહી તેમ આપણે પણ કોઈ લલચાવે તો તેની સામે થવું, અને લાલચમાં ફસી પડવું નહી.

(૨) ગમે તેવું દુઃખ આવી પડે તો પણ સચ્ચાઇને છોડવી નહીં, બદીની સાંમે હીંમત કોશેષ અને ખંતીપણું રાખવું એવા ગુણો મેલવવાથીજ આપણ જરથોશ્ત સાહેબની માફક નામદારી મેલવી શકીએ.

(૩) એકાંત જગા ઉપર જઈ બંદગી કરવી, જેથી આપણે દુન્યાઇ વિચાર આવવાને બદલે ખુદરતી રીતે ખોદાઇ ખ્યાલો આવે. જેમ જરથોશ્ત સાહેબને આવ્યા તથા એવણ ઉશીદરેન પહાડ ઉપર ૧૦) વરસ રહી ખોદાની બંદગી કીધી અને કુદરતી વિદ્યાનો અભ્યાસ કીધો. બંદગી કરવાથી આપણે ખોદાના ફરમાનો બજા લાવી શકીએ અને તે સાહેબ આપણી ઇચ્છા બર લાવે છે.

(૪) એકલા અહુરમજદ સિવાય બીજા કોઈ દેવ દેવતાઓની પરસ્તેશ કરવી નહીં. અશોજરથોશ્તે આફતની વેલા દાદાર અહુરમજદનેજ યાદ કીધા હતા તેમ આપણે પણ દુઃખ વેલા ખોદા સિવાય બીજા કોઇને યાદ કરવો નહીં.

(૫) જેમ અશોજરથોશ્તે કીધું તેમ જુઠા, ઠગારાઓ, ચોર

લુટારાઓ, બુરાઓ વગેરેને ફજેત કરવા અને એવાઓથી પોતાના ભાઇબંધોનું રક્ષણ કરવું અને તેઓની સંભાળ લેવી.

(૬) જીંદગીમાં સુખ અને દુઃખ ભોગવવું છે. તેવણ એવા મહાન પેગમ્બર હોવા છતાં કોઈ વાતે પણ સુખી હતા નહીં. તેવણ સામે ઘણા દુશમનો ઉભા થયા તેઓએ એવણને મારી નાંખવાની અનેક યુક્તીઓ કીધી. એવણની જીંદગી ફીકર, ચીંતા, ધાસ્તીથી મોકળી નહીં હતી ત્યારે આપણે જેવા સાધારણ માણસો ઉપર જો કાંઇ પણ આફત આવી પડે તો તે આપણે સબુરી રાખી ખમવી જોઇએ, અને એવી વખતે ખોદા ઉપર ભરોસો રાખવો જોઇએ.

આફતની વેલાએ ધાસ્તી તથા ફીકરથી કમલાયલા જીવને બંદગી કાંઈક ઓર તરાંહની સબુરી તથા શાંતી બક્ષી ગમે તેવું મોટું સંકટ હીમતથી સેહવવાને શક્તિવાન બનાવે છે, સખ્ત હાદેસાઓ અને દુઃખદાયક વિપત્તીઓ માણસને ખોદા તરફ વધુ અને વધુ ખેંચે છે.

(૭) ખરૂ સુખ ફરજ બજાવવામાં છે. ફરજ બજાવતાં ગમે તેવી મુશકેલી નડે તો તેથી હીમત હારી ખાવી નહીં પણ તેની સાંમે થઇ મજબુતાઇથી લડવું.

(૮) મોત દાદાર અહુરમજદે સઉને માટે સરજેલું છે, જ્યારે તેવણ જેવાની જીંદગીનો છેડો કુદરતે સરજેલો હતો ત્યારે આપણ સર્વે પણ એક વખત મરવું છે તે માટે આપણે તૈયાર રહેવું જોઇએ. મોતની આગમજ જે શખ્સ જીંદગીનો હીસાબ ખતમ કરે છે તે ખરો સુખી છે. અંતની ઘડીએ તેના સ્વપ્ના હમેશગીના ખ્યાલોથી ભરપુર હોય છે. વારંવાર આપણા મનમાં મોત વિષેના વિચારો દાખલ કર્યાથી બેશક મોટો ફાયદો થાય છે. આવું ચીંતન બેચેની ઉત્પન્ન કરે છે એ ખ્યાલ તદ્દન ભુલ ભરેલો છે.



# નવજોત ક્રિયા-સુદરેહ તથા કુસ્તી વિષે.

**અવસ્તા—અઇવ્યા ઓંઘહનેમ્ વા અઇવ્યાઓઘંહયમ્નો, અઇવ્યાઓંઘહનેમ્ વા બૂજયમ્નો.**

યાને—કુસ્તી બાંધતાં તથા કુસ્તી છોડતાં (ખોદાને યાદ કરવો.)
(હોરમજદ યશ્ત ક. ૧૭)

ગાથા વહિસ્તોઇસ્તમાં કહે છે કે "તમો બંને (ખાવીંદ અને ઓરત) સદરા કુસ્તી પહેરેલાં થઇને દીનનાં કામો કરવાથી તે જીંદગી જે ભલાં મનની છે તે મેળવતાં રહેજો.

સ:—સુદરેહ એટલે શું ?

જ:—એનો અર્થ જુદા જુદા લખનારાઓ જુદીજુદી રીતે કરે છે. દસ્તુર એદલજી દા. સંજાણા એનો અર્થ ફારસી ઉપરથી શુદરેહ એટલે "ફાયદામંદ રાહ" અથવા માર્ગ કરે છે. ડા. વેસ્ટ પણ એમજ કહે છે. બીજાઓ અવસ્તામાં સદરા માટે "સ્તેહર પએસંગ" પરથી લઇ એનો અર્થ "ઉપયોગી કપડું" એમ કરે છે.[1] એરવદ શેહેરીયારજી ભરૂચા સદરો એ નામ અરબી ભાષામાંથી 'સદરેહ' કરી વપડાય છે તે ઉપરથી લે છે અને તેની ઉત્પત્તિ અવસ્તાના વસ્ત્ર=પહેરણ ઉપરથી થએલી જણાવે છે.

સ:—કુસ્તી એટલે શું.

જ:—કુસ્તી એટલે કમર બંધ, કમરનો પટો, અથવા હોરમજદના ફરમાન પ્રમાણે ચાલવા સારૂ બાંધેલો કમરબંધ. એને પહેલવીમાં 'કોસ્ત' અને અવસ્તામાં 'અઇવ્યાઓંઘહન' કરી કહે છે. 'કોસ્ત'નો અર્થ દિશા અથવા બાજુ પણ થાય છે તેથી એનો

---

૧ જુઓ જરથોસ્તી ધર્મના કામો અને ક્રિયાઓ ડા. જીવનજી જ. મોદી.

અર્થ 'ખરી બાજુ દેખાડનાર નીશાની' કરી થઇ શકે. બીજો અર્થ કમર અથવા પેટ તે ઉપરથી 'પેટ ઉપર બાંધવાની ચીજ' થાએ. બીજો અર્થ 'હદ' પણ થાએ યાને કે હદમાં રહેવું દરેક બાબદમાં મધ્યમપણું જાલવવું. એરવદ ભરૂચા એને અવસ્તા 'કેષા' (કમરબંધ) ઉપરથી નીકળેલો જણાવે છે.

**સઃ**—સુદરેહ કુસ્તી બાંધવાની શું આપણી ફરજ છે ?

**જઃ**—હાજી. જમશેદ પાદશાહે કુસ્તી બાંધવાની જરૂરીયાત દેખાડી હતી ને ફરમાવ્યું કે તે દીનની નીરંગ સાથે બાંધે અને વહુમનના વસ્ત્ર ઉપર બાંધે. આપણી એક કેતાબમાં કહે છે કે "જે કોઇ પોતાના શરીર ઉપર સુદરેહ પહેરે અને કમરે કુસ્તી બાંધે તથા ગાથા ભણે તેજ ખરો માજદયસ્ની છે અગર નહી તો તે માજદયસ્ની નહી કહેવાએ, ત્યારે જેઓ એ સુદરેહ કુસ્તી નથી પહેરતાં તેઓ પતેત પ્રમાણે ગુનેહગાર થાએ છે" (વંદીદાદ ૧૮ ફ. ૯ તથા બુનદહેશ.)

**સઃ**—સુદરેહ સફેદ રાખવાનું શું કારણ ?

**જઃ**—મેહરયસ્તમાં કહે છે કે "સફેદાઇ એ માજદયસ્ની દીનની નીશાની છે તેથી આપણા દસ્તુરો તથા મોબેદોબી પોતાનો પોશાક હંમેશ સફેદ રાખે છે. વળી સફેદાઇ ગલીચી અને ઉડતા રોગોના બીજોને પોતાથી દુર રાખે છે તેથી બઇરીંઓએ પણ ગુજરનારના પાંથરના આગળ સફેદ સારી પહેરવી જોઇએ અને નહી કે કારી કે જે રોગજનક બીજનો ફેલાવો કરે છે. વળી સફેદ સુદરેહ ઉપર ડાઘ પડયો હોય તો જલદીથી જણાઇ આવે છે, તેમ દાઘવાલા માણસનું અંતઃકરણ પણ જણાઇ આવે છે. જેમ સુદરેહ સફેદ અને સફાઇદાર રાખવાની ફરજ છે તેમ આપણું અંતઃકરણ પણ સાફ અને પવિત્ર રાખવું જોઈએ.

**સઃ**—છાતી આગળ કોથરીના આકારનું છે તે શું છે ?

**જઃ**—ગીરેહબાન અથવા "કીસ્સે એ કેરફે" યાને 'સવાબની કોથરી' જેમ આપણે આપણી પૉકીત પૈસાથી ભરીએ છીએ તેમ આ કોથળી સવાબના કામોથી ભરવી જોઇએ.

**સઃ**—સુદરેહ કેટલા કટકાનો બનાવવામાં આવે છે ?

**જઃ**—નવ કટકાનો, બે પરદા, એક આગલો અને એક પાછલો, ગીરેબાન, બે બોંએ અને બેઉ સાંધા આગળની બબે તીરી.

**સઃ**—એ નવ કટકાની મતલબ શું ?

**જઃ**—એક 'રોજ યજદાંની' નામની કેતાબમાં કહે છે કે બે પરદા જો કે એક આગળ અને બીજો પાછળ હોવા છતાં જોડાયલા હોય છે તેમ આપણે પણ હંમેશાં એક સંપીથી રહેવું જોઇએ. બડાઓને માન આપતા રહેવું, જોરાવર માણસોએ નબળાંઓને મદદ કરતાં રહેવું જોઇએ.

**સઃ**—બે બોંય શું બતાવે છે ?

**જઃ**—જેમ સુદરેહ પહેરતાઓએ બોંયમાં હાથ લેવાની જરૂર છે તેમ ભલી માજદયસ્ની દીનના દરેક માણસે કાંઇપણ ધંધામાં રોકાવું જોઇએ.[1]

**સઃ**—બેઉ બાજુની તીરીઓની શું મતલબ છે ?

**જઃ**—ગોસપંદો યાને ચોપગાં નીરદોષ જાનવરોની સંભાળ લેવી, તેઓને દુઃખ દેવું નહી. ધાતુ અને વનસ્પતીનો સારો ઉપયોગ કરવો.

**સઃ**—સુદરેહ શાનો બનાવવામાં આવે છે ?

**જઃ**—ઉનના સફેદ કપડાંનો.

**સઃ**—કાંએ, રૂનો બનાવવાની મતલબ શું ?

**જઃ**—સફેદ કપડાં સાદાં અને સસ્તાં હોય છે, અને તે ગરીબમાં ગરીબ માણસબી મેળવી શકે છે.

**સઃ**—કુસ્તી શાની બનાવવામાં આવે છે ?

**જઃ**—મેઢાંના ઉનની.

**સઃ**—કાંએ, મેંઢાના ઉનની બનાવવાનું કારણ શું ?

**જઃ**—મેઢું ગરીબ અને નીરદોષ છે જે માટે વેની કુસ્તી બાંધ-

---

૧ જુઓ નવજોત શીક્ષક લા. બ. એ. બજાં.

વાથી દરેક જરથોસ્તી ગરીબ ખવાસનો અને નીરદોષ રહેવાને બંધાયલો છે જો તેમ નહી રહે તો તે માટે તે જોખમદાર છે.

સઃ—કુસ્તી કમર ઉપર બાંધવાની મતલબ શું છે ?

જઃ—કમર શરીરનો મધ્ય ભાગ છે તેથી દાદેસ્તાનની દીનીમાં કહે છે કે દરેક બાબદમાં એક જરથોસ્તીએ મધ્યમપણું જાલવવું, જેમકે ખાવામાં, પીવામાં, બોલવામાં ચાલવામાં, કસરત કરવામાં દરેક બાબદમાં મધ્યમપણે રહેવું જોઇએ, અને 'પતમાન' નો સોનેરી નીયમ ધ્યાનમાં રાખવો.

સઃ—કુસ્તી કેટલા તારની વણવામાં આવે છે ?

જઃ—૭૨ તારની.

સઃ—એ બોતેર તાર શું બતાવે છે ?

જઃ—યજશ્ને નામની ધર્મની ચોપડીના ૭૨ હા. અથવા પ્રકરણની યાદ આપે છે. એનો ધાતુ 'યજ' છે એટલે ક્રિયા સાથે સ્તુતી કરવી. એમાં દાદાર અહુરમજદ તથા અમશાશ્પંદો યજદોની સ્તુતી સમાયલી છે.

સઃ—યજશ્ને કોણ ભણે અને કયાં ભણાએ ?

જઃ—દરેમહેર (યાને મેહર દાવરનો દરવાજો) યા અગ્યારીમાં યોજદાથ્રેગર મોબેદો ભણે.

સઃ—યોજદાથ્રેગર એટલે શું ?

જઃ—બરશનુમવાલો મોબેદ અથવા પવિત્રાઇ આપનાર મોબેદ.

સઃ—કુસ્તીના આંટા કેટલા વાળો છો.

જઃ—ત્રણ.

સઃ—તે શું બતાવે છે.

જઃ—માજદયસ્ની દીનના ત્રણ મુખ્ય ફરમાનો જે હુમત હુખ્ત અને હવરૂસ્ત એટલે કુસ્તીના આંટા વીટાળતાં દરેક જરથોસ્તી વિચારે છે કે નેક વિચારૂં, નેક બોલ બોલું, અને નેક કામો કરૂં.

સઃ—કુસ્તીના ગાંથ કેટલા છે ? અને તે વાળતી વખતે શું વિચારવું જોઇએ.'

જઃ—ચાર ગાંઠ છે. પહેલાં ગાંઠ વાળતાં એમ વિચારવું કે ખોદાતાલા એકજ છે અને તેના જેવો બીજો કોઇ નથી. બીજો ગાંઠ વાળતાં એમ વિચારવું કે માજદયસ્નની દીન સાચ્ચી છે અને તે ખોદાતાલાની તરફથી મોકલવામાં આવી છે. ત્રીજો ગાંઠ વાળતાં એમ વિચારવું કે પેગામ્બર અશોજરથોસ્ત ખોદાના મોકલેલા સાચ્ચા પેગામ્બર છે અને ચોથો ગાંઠ વાળતાં એમ વિચારવું કે હંમેશાં નેક કામો કરીશ અને બદીથી દુર રહીશ. કેટલાકો એ ચાર ગાંઠને ચાર બોલો સાથ સરખાવે છે ૧) માજદયસ્નો એટલે એકજ ખોદાની પરસ્તેશ કરનાર ૨) જરથુશ્ત્રીશ એટલે અશોજરથોસ્તના ધર્મ પ્રમાણે ચાલનાર ૩) વીદએવો એટલે દેવોના કામોનો ધિક્કાર કરનાર ૪) અહુરતકએષો એટલે અહુરમજદના હોકમ પ્રમાણે ચાલનાર તરીકે જાહેર કરે છે.

સઃ—કુસ્તી કેવી રીતે વણે ?

જઃ—ઊનને કાંતે, વળદે, અને વળદીધેલા દોરાને એક જંતર ઉપર ચઢાવી વણે.

સઃ—કુસ્તી કોણ વણે ?

જઃ—અથોરનાન યાને મોબેદ ટોલાની બાયડીઓ.

સઃ—વણી રહ્યા પછી શું કરે ?

જઃ—મોબેદ, નીરંગ ભણીને વચમાંથી છુટી કરે.

સઃ—પછીથી શું થાએ ?

જઃ—તેનું પર સવળું કરીને લર અને લરીઓ ગુંથે.

સઃ—લર કેટલા આવે ? અને તે શું બતાવે ?

જઃ—બે લર આવે અને તે વરસના બે ભાગ હાવન અને રપિથવન છે તે બતાવે. હાવન અને રપિથવન તે વરસના બે ભાગ છે. ફરવરદીન મહીનાના અહુરમજદ રોજથી તે મહેર મહીનાના અનેરાન રોજ સુધી બપોરના રપિથવન ગેહ ભણાએ અને આવાં મહીનાના અહુરમજદ રોજથી તે વહીશ્તોઇશ્ત ગાથા સુધીનો જે ભાગ તેમાં બપોરના બીજી હાવન ભણવી કારણ કે ઇરાનમાં સાત

મહીના હામીન યાને ગરમીના હતા તથા પાંચ મહીના જમેસ્તાન એટલે શરદીના હતા.

સઃ—લરી કેટલી આવે અને તે શું બતાવે ?

જઃ—લરી ૭ આવે, અને તે વરસના ૭ ગાંહમ્બારની નીશાની છે.

સઃ—૭ ગાહમ્બારના નામ દેવો.

જઃ—મેદીઓજરેમ, મેદીઓશેમ, પેતેશેમ, અયાથ્રેમ, મેદીયારેમ, અને હમસપથમેદેમ.

સઃ—કુસ્તી બાંધતી વખતે કંઇ તરફ મોહું કરવું ?

જઃ—સવારે સુરજ તરફ અને રાતે ચંદ્ર, તારા, અથવા ચેરાગ સાંમે.

સઃ—સુર્યને અવસ્તામાં કેવો ગણેલો છે.

જઃ—યજશનેતા ૩૬માં હામાં સુર્યને અહુરમજદનાં બદન તરીકે ગણેલો છે. ત્યાં કહે છે કે ઓ હોરમજદ ! બુલંદ (રોશનીઓ) માંની આએ સઉથી બુલંદ રોશની (જેને) ખોરશેદ કહે છે. તેને શરીરોમાનાં તારા સઉથી સોહામણા શરીર તરીકે હમો જાહેર કરીએ છીએ.

સઃ—કુસ્તી કયારે કયારે કરવી જોઇએ ?

જઃ– સવારે બીછાનેથી ઉઠતાંને વાર અહુરમજદ ખોદાએ ભણવું, હાજતે જઇ આવ્યા પછી, જમવાની અગાઉ, બંદગી કરવાની અગાઉ, ગુજરેલાંને સેજદો કરી આવ્યા પછી, રાતે સુતી વખત વગેરે.

સઃ—પાદીયાબ એટલે શું ?

જઃ—પઇતી અને 'આબ' એ બે બોલ ઉપરથી પાદીયાબ થયો છે. પઇતી એટલે ઉપર અને 'આબ' એટલે પાણી યાને કે પાણી વડે ઉઘાડા ભાગોને ધોવા.

સઃ—કુરતી કેમ કરવી તે સમજાવો ?

જઃ—સઉથી પહેલા ક્ષ્નઓથ્ર, અહુરહે મજદાઓ અષેમ વોહૂ (૧) ભણીને શરીરના ખુલ્લા ભાગો હાથ, મોહું, પગ વગેરેને ધોવા

પછી તે ધોએલા ભાગોને લુંછી નાંખવા અને આખી કેમના મજદા ભણી જવી, પછી કુસ્તી કમ્મરેથી છોડી અહુરમજદ ખોદાય ભણવી.

સઃ—તે ક્રિયાની ખુબી સમજાવો.

જઃ—કુસ્તી બેઉ હાથમાં પકડી 'આહરેમન અવાદશાન' ભણતાં જમને હાથે પખોરવી અને મનમાંના સઘળા ખરાબ વિચારોને દૂર કરવા અને અંતકરણ પાક કરવું. મનશની ગવશની કુનશની ભણતાં જેમ કુસ્તીનો વળ કાઢી તેને સરખી કરીએ છીએ તેમજ આપણા મન, વચન અને કરણીનો વળ કાઢવો યાને મનમાં ચોકખું વિચારવું, મોંઢેથી ચોકખું બોલવું અને કામો ચોકખા કરવાં. શ્યઓથ્નનામ્ અને અષેમ ભણતાં આગળા બે અને પાછલા બે ગાંઠ વાલવા. જસમે અવંઘહે મજદ ભણતાં આગલો ગાંથ બંને હાથે પકડવો યાને કે જસમેમાં આપેલી કબુલાતો મક્કમપણે પાળવી.

સઃ—નવજોત એટલે શું ?

જઃ—નવજોત એટલે નવો જોતી અથવા નવો બંદગી કરનાર માજદયસ્ની દીનમાં દાખલ થનાર અને અહુરમજદની બંદગી કરનાર.

સઃ—કેટલા વરસના બચ્ચાંને સુદરેહ પહેરાવે છે.

જઃ—સાત વરસના બચ્ચાંને સુદરેહ કુસ્તી પહેરાવે, છે પણ જો બચ્ચું એટલી વયે સમજમાં નહી આવ્યું હોય તો ૯, ૧૧ અને વધતામાં વધતી ૧૪ વરસની જણાવી છે.[1]

સઃ—એ વિષે અવસ્તામાં શું કહે છે ?

જઃ—વંદીદાદની પરગરદ ૧૮, ૫૪ ફ. માં કહે છે કે જો કોઇ જનાકાર (યાને અનીતિમાન) મરદ ૧૫ વરસની ઉમર થયા પછીથી સુદરો કુસ્તી પહેરયા વગર દુન્યાદારીમાં પડે છે તો તેણે ચોથું પગલું ભર્યા બાદ હમો દેવો તેની જબાન અને ચરબીને વધારીએ છીએ જેથી તે અશોઇના મુલકોને ખરાબ છે.

સઃ—જરથોરતી ધર્મમાં દાખલ થનાર કબુલાત શું આપે છે ?

જઃ—હું માજદયસ્ની છું યાને એક ખોદાને માનનાર છું. હું

---

૧. જુઓ જરથોરતી ધર્મના કામો અને ક્રીયાઓ ડા. જી. જ. મોદી.

માજદયસ્ની જરથોસ્તી છું. માજદયસ્ની જરથોસ્તી દીનની સ્તુતી કરનાર અને તે ઉપર એકીન લાવનાર થવાને હું કબુલાત આપું છું. હું હુમત એટલે સારા વિચારને વખાણું છું હું હૂખ્ત એટલે સારા વચનને વખાણું છું, હું હવરૂસ્ત એટલે સારાં કામને વખાણું છું. હું ભલી માજદયસ્ની દીનને વખાણું છું, જે દીન કજીયો કંકાસ દુર કરનારી, હથીયાર છોડવનારી, પોતાના તરફ ફેદા થએલી (giving family connection) અને અશો યાને કાયદાવાલી છે. સઘળી દીનો જે હાલ છે, અને હવે પછી ઉભી થશે, તેઓમાં સર્વથી મોટી સર્વથી ભલી અને સર્વથી શ્રેષ્ટ દીન તે છે જે હોરમજદી જરથોસ્તી દીન છે. સઘળી ચીજો અહુરમજદ તરફથી છે એમ હું માનું છું, આ દીનની વખાણ છે.

**સ:**—જરથોસ્તી ધર્મની અંદર દાખલ થનાર બચ્ચાં ઉપર શું શું ક્રિયા કરવામાં આવે છે ?

**જ:**—પહેલાં યોજદાથ્રગર યાને બરશનુમવાળો મોબેદ તે બચ્ચાને નહાન નવાડે છે તે વખતે 'હધાનેપાત' યાને દાડમના ઝાડની પાંદડી બાજ ધરાવીને ચવડાવે છે અને તેનો રસ પીને તે પાંદડી થુંકી નાંખવામાં આવે છે. પછી નીરંગદીનની ક્રિયાથી તૈયાર કીધેલો ગઓમીજ અથવા નીરંગ[1] ત્રણ વખત પાજંદ કલામો ભણાવતાં પીવાડે છે. તે પીતાં તે બચ્ચું બોલે છે કે "ઇન ખુરમ, ઇન પાકીએ તન યોજદાસરે રવાનરા" યાને આએ (ગઓમીજ) મારા તનની અને આત્માની પવીત્રાઇ માટે પીઉં છું. પછી બાજ મુકી પતેત ભણાવે છે. ત્યાર પછી કપડાં કઢાવીને બદન ઉપર નીરંગ ચોપડાવી ચોખા પાણીથી નહવાડે છે, અને પછી અનજુમન એકઠું થયું હોય ત્યાં એક બેઠક કીધેલી હોય છે ત્યાં બેસાડે છે. પછી દસ્તુર યા મોબેદ જે નવજોતની મીજલસમાં આવ્યા હોય છે તેઓ સુદરેહ પહેરનારની સાથે એક પતેત ભણે છે, તે વખતે સુદરેહ પહેરનારના ડાબા હાથમાં સુદરેહ પકડાવી રાખે છે.

---

૧ ગાયનું મુત અથવા તરો.

**સઃ**—ત્યારપછી તે દસ્તુર શું કરે છે ?

**જઃ**—પછી દસ્તુર અથવા મોબેદ ઉઠીને તે બાળકને દીનનો કલમો ભણાવીને માજદયસ્ની જરથોસ્તી દીન સાચ્ચી છે તે વિષેની તેમજ જરથોસ્તી ધર્મના ત્રણ મુખ્ય ફરમાનો હુમત હૂખ્ત અને હવરૂશત પ્રમાણે ચાલવાની તથા દુશમત, દુજૂખ્ત, અને દુજવરૂસ્તને ધીક્કારવાની કબુલાત લેવામાં આવે છે. ત્યારે કેડે તેને સુદરેહ પહેરાવે છે જે વખતે તે દસ્તુર સાથ સઘળી અનજુમન પણ યથા અહુ વઈ-રયોના કલામો ભણે છે. ત્યારબાદ દસ્તુર કુસ્તી હાથમાં લઈ અહુરમજદ યસ્તની ખશનુમન (યાને ખુશાલી) પઢે છે ત્યારપછી નીરંગ કુસ્તી બાંધવાની (યાને અહુરમજદ ખોદાએ) સુદરેહ પહેરનાર સાથ ભણી જાય છે અને તેને ઘટતી ક્રિયા સાથ કુસ્તી બાંધે છે. પછી તે બાલકને બેસાડીને નવજોત કરનાર હોશબામ પઢે છે અને પછી નાલીયરની કાતરી અને દાડમના દાણાં તે બચ્ચાં ઉપર નાંખતાં તેને કેટલીક દુવા દે છે કે જે દુવા તનદરોસ્તી નામે જણાએલી છે. ત્યારપછી તે ક્રિયા ખલાસ થાય છે.

**સઃ**—બાળક જેની નવજોત થાય છે તે શું એકરાર કરીને જરથોસ્તી દીનમાં દાખલ થાય છે.

**જઃ**—"હું એકજ ખોદાની પરસ્તેશ કરનાર અને તેનેજ સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. હું અશો જરથોસ્તને પેગામ્બર તરીકે કબુલ કરૂં છું. હું દેવોનો ધીક્કારનાર છું અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલવાને કબુલ થાઉં છું માજદયસ્ની દીન પાક ખોદાએ અશો જરથોસ્ત પાસે મોકલાવેલી છે માટે એ દીનના ફરમાન પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરતો રહીશ. અશોઇ, સચ્ચાઇ પ્રમાણીક-પણું, ઉદ્યોગ, પરોપકાર વગેરે નીતિમાન ગુણો પ્રમાણે ચાલીશ. જુઠાઈ આલસાઈ, નીંદા, અપ્રમાણીકપણું વગેરે દુર્ગુણોને હું સદા ધીક્કારનાર થઈશ. જે કાયદા અને રેવાજો જરથોસ્તી ધર્મથી ઉલટા હોય તેને હું ધીક્કારીશ.

સઃ—એ ઉપરાંત સદરા કુસ્તીની બીજી મતલબ આપણી કેતાબો જેવી કે દાદેસ્તાને દીની, સદદર વગેરેમાં લખેલી છે તેમાં શું જણાવે છે?

જઃ—પાદશાહ જમશેદ તેના જમાનામાં સઉથી મ્હોટો અને ચહડતો થયો હતો. તેથી તેને મગરૂરી કીધી અને અહંકારથી ખોદાને વીસરવા લાગો એથી તેની દશા પડતી થઇ. પછી તેણે પોતાની તકોબરીનો પસ્તાવો કીધો અને દુન્યાના માણસોને શીખામણ આપી ગયો કે તમો દરેક જણ ખોદાના બંદા છો તેની નીશાની તરીકે કમર ઉપર કુસ્તીનો બંધ હમેશાં રાખજો; તે વખતથી પુરાતન ઇરાનીઓ કમરે કુસ્તી બાંધતા થયા. જે પ્રમાણે આજેબી આપણા જરથોસ્તીઓ બાંધે છે. આ બે કપડાં જમશેદ જેવા એક બુલંદ દરજ્જેના પાદશાહ ઉપર વીતેલી કાહાણી ઉપરથી આપણને એક નસીહતનો બોધ આપે છે કે જમશેદ જેવો ગરદનફરાજ ગરૂરીથી માર્યો ગયો તો આપણી શી બીશાદ? માટે મગરૂરી છોડી કમીનાપણું અખત્યાર કરવું.

(૨) સર્વ જરથોસ્તીઓ તેઓની દીન એકજ હોવાને લીધે સવાબ અને નેકીના કામો કરવાને ઐકયતાના બંધથી બંધાયલા છે. એજ સંબંધને લીધે પોતાના હમદીનને પોતાથી બની આવતી **ઘટતી સખાવતની** તથા હરેક બીજી મદદ કરવાને તેઓ ફરજથી બંધાયલા છે. જરથોસ્તીઓ કમરે કુસ્તી બાંધે છે તેથી તેઓનું એક નામ 'બસ્તે કુસ્તીઆંન' એટલે કુસ્તી બાંધી રાખનારા કરી કહેવાએ છે માટે દરેક કુસ્તી બાંધનારે આખી દુન્યામાંના પોતાના **હમદીનોની ભાઇબંધી** અને **ઘટતી સખાવત** વગેરે મદદ ઉપરનો તેઓનો પહેલો હક કુસ્તીની મારફતે યાદ રાખવો.

(૩) કુસ્તી કમરે બાંધવાની તે તૈયાર થવાની તથા કામે લાગવાની નીશાની છે તેથી કમરે બાંધેલી કુસ્તી એવું દેખાડે છે કે તે બાંધનારે નેક વિચારો, નેક વચનો અને નેક કામો કરવાં તથા બદ વિચાર, બદ વચન, અને બદ કામો તજવાં.

(૪) કમર બાંધવી તે એક તાબેદાર નોકરે પોતાના શેઠની ચાકરીમાં હાજર થવાની નિશાની છે તેથી કમરે બાંધેલી કુસ્તી એવી યાદ આપે છે કે તે બાંધનાર ખોદાનો બંદો છે—એટલે તાબેદાર નોકર છે.

(૫) આપણે આપણી જીંદગીમાં દરેક બાબદમાં મધ્યમપણે ચાલવું જોઇએ. કમર શરીરનો મધ્ય ભાગ છે તેથી દરેક કુસ્તી બાંધનારે મધ્યમપણું રાખવું જોઇએ.

# જરથોસ્તી ધર્મ વિષે.

**અવસ્તા—યજશને હા. ૩૩-૬માં ભણનાર કહે છે કે "અએ હોરમજદ! તારી પાસેથી આ બે ચીજ હું માગું છું એક, તારા દર્શન અને બીજુ દીન બાબે તારી સાથે વાતચીત."**

**યજશને હા. ૩૪-૭ માં કહે છે કે "ઓ અષ! તારા સિવાય બીજા કોઇને હું જાણતો નથી. માટે તું હમુને બચાવ."**

સ:—ધર્મ એટલે શું ?

જ:—માણસ જાતનો અનંત જગત સાથ અને તેના કરતા સાથનો સંબંધ તે ધર્મ કહેવાએ છે. બીજો એક લખનાર કહે છે કે 'ખોદા અને માણસ જાતના એકમેકના સમાગમમાં આવવું તે ધર્મ કહેવાએ છે. ધર્મ એક ખોદાઇ ચેરાગ છે જેની • રોશનીનો ઇશ્વરી પ્રકાશ માણસ જાતની અજ્ઞાનતાથી ભરપુર અંધારી હાલત ઉપર પડતાંજ તેની સઘળી ફરજોનો માર્ગ તેને દેખાડી આપે છે.

બીજો એક લખનાર કહે છે કે 'ધર્મ એ મુક્તિનો દરવાજો છે, અથવા નેકી અને ભલાઇનો રસ્તો દેખાડનાર રેહબર છે. બીજો એક લખનાર કહે છે કે માણસોએ અરસપરસ કેમ ચલાવું તે વિષે પેગમબરની મારફતે મોકલેલા કાયદા તે ધર્મ કહેવાયે છે. કોઇ કહે છે કે ધર્મ એટલે પાક હોરમજદ તરફ પુર્ણ ભક્તિભાવ તથા તેની

પીછાન કરવાની શીખામણ આપનારૂં શાસ્ત્ર. એક લખનાર કહે છે કે ધર્મ એ મુક્તિનો દરવાજો છે.

**સ:**—શું ધર્મ આપણને અગત્યનો છે ?

**જ:**—હાજી, દાદાર અહુરમજદના ગુણોનું અને તેની શક્તિનું જ્ઞાન ધર્મવડેજ થઈ શકે છે. "વળી આપણો સ્વભાવ, આ દુન્યામાં આવવાનું કારણ શું, આપણે કયાંથી આવ્યા છીએ. કયાં જનાર છઇએ એબધું આપણે ધર્મથી જાણીએ છીએ." ધર્મ આપણા દુઃખમાં દીલાસો દેનાર જાની મિત્ર છે, જન્મથી મરણ સુધી આ દુન્યામાં જે રંજ ખેંચીએ છીએ તેના બદલાની આશા આપણા ધર્મથી મળે છે.

**સ:**—ધર્મ વગરના માણસની હાલત કેવી થાય છે ?

**જ:**—ધર્મ વગરનું માણસ હેવાનની મીસાલે પહોંચે છે અને જેમ એક સુકાન વગરનું વહાણ દરીયામાં અથડાઇને ઘસડાયા કરે છે અને ખરાબે અથડાઈને ભાંગી જાય છે, તેમ ધર્મ વગરનું માણસ ખોદાને ઓળખ્યા વગર હેવાનની મીસાલે પોતાની કંગાલ જીંદગી ખતમ કરે છે,

**સ:**—આપણા ધર્મનું નામ શું ?

**જ:**—માજદયસ્ની જરથોસ્તી દીન.

**સ:**—એને માજદયસ્ની કહેવાનું કારણ શું ?

**જ:**—માજદયસ્ની એટલે માહાજ્ઞાની યાને મોટા જ્ઞાનવાલા ખોદા તાલાને માનનારી.

**સ:**—એને જરથોસ્તી કહેવાનું કારણ શું ?

**જ:**—કારણકે તે દીન અશો જરથોસ્તે આપણા વડવાઓને ઇરાન દેશમાં શીખવી હતી.

**સ:**—માજદયસ્ની દીન અને જરથોસ્તી દીન વચ્ચે તફાવત શું છે ?

**જ:**—માજદયસ્ની દીન તે જરથોસ્તના જમાનાની આગમજની એક ખોદાને માનનારી દીન અને જરથોસ્તી દીન એટલે માજદયસ્ની દીન ઉપર કેટલોક સુધારો વધારો અને ફેરફાર કરીને જે અશો જરથોસ્તે શીખવી તે દીન. તેથીજ આપણે એકરારનામામાં ભણીએ

છીએ કે "માજદયસ્નો અહી માજદયસ્નો જરથુશત્રિશ" એટલે હું માજદયસ્ની છું હું જરથોસ્તી માજદયસ્ની છું. જરથોસ્ત પેગામ્બર એક સુધારક હતા તેવણુ કંઇ નવી દીન લાવ્યા ન હતા પણ આગલી માજદયસ્ની દીન ઉપર કેટલોક સુધારો વધારો કરી પોતાની દીન ફેલાવી હતી. ( He was a reformer )

સ:—એ માજયદસ્ની ધર્મ કોણે મોકલ્યો ?

જ:—પાક ખોદા તાલાએ.

સ:—ધર્મ કોણને માટે મોકલ્યો ?

જ:—દાદાર અહુરમજદના હુકમને તાબે રહી માણસ જાતને સારૂ મોકલ્યો છે.

સ:—જરથોસ્તી ધર્મના મુખ્ય ફરમાનો શું છે.

જ:—હુમત, હૂખ્ત, અને હવરૂશ્ત એટલે નેક વિચારવું, નેક બોલવું, અને નેક કામો કરવા.

સ:—એ ઉપરાંત બીજા ફરમાનો આપો.

જ:—દયા, માયા, રાસ્તી, અશોઇ, સચ્ચાઈ, પરોપકાર, સખાવત, ઉદ્યોગ વગેરે ઘણા સદ્‌ગુણો જણાવેલા છે.

સ:—એથી ઉલટા બોલો શું આવે ?

જ:—દુશ્મત દુજૂખ્ત અને દુજવરૂશત.

સ:—એનો અર્થ શું.

જ:—બુરા વિચાર, બુરા સખુન અને બુરાં કામો.

સ:—એ વિષે અવસ્તામાં શું કહે છે ?

જ:—અઈ બિગઇરયા દઇથે વીસ્પા હુમતાચા, હુખ્તાચા હવરૂશ્તાચા, પઇતિરિચ્યા દઇથે વીસ્પા દુશ્મતાચા, દુજૂખ્તાચા દુજવરૂશતાચા.

સ:—એટલે શું ?

જ:—સઘળા સારા વિચાર, સારા વચન, અને સારાં કામોને હું અખત્યાર કરૂં છું, સઘળા બુરા વિચાર, બુરાં વચન, અને બુરાં કામોને હું છોડી દઉં છું.

સ:—બીજી દીનો કરતાં આપણી દીનની સરસાઇ કેવી છે તે વિષે વંદીદાદમાં શું મીસાલ (સરખામણી) આપી છે ?

જ:—વંદીદાદમાં કહે છે કે જેમ વોઉરૂકશ દરીયો (કેટલાકો એને હાલનો કાસપીયન સમુદ્ર ધારે છે ) પાણીના બીજા ભાગો જેવા કે નદીનાળાને ઢાંકી નાંખે છે, જેમ એક મોટું ઝાડ નાનાં ઝાડને ઢાંકી નાંખે છે, જેમ આસમાન જમીનને બધી તરફથી ઢાંકી નાંખે છે, તેમ માજદયસ્નની દીન બીજી બધી દીનોને ઢાંકી નાંખે છે.

સ:—આપણે માનવું જોઈએ કે આપણી દીન સૌથી સરસ છે ?

જ:—હાજી, આપણે આપણી દીન ઉપર મજબુત એકીન અને વિશ્વાસ રાખી બીજી દીનવાલાઓ સાથ સહનશીલતાથી વર્તવું જોઇએ. (યાંને બીજાઓના વિચારો જો આપણેથી જુદા પડતા હોય તો તે સાંખી જવા જોઇએ. )

સ:—આપણા ધર્મ વિષે પારકા ધર્મના વિદ્વાનોનું કેવું મત છે.

જ:—પારકા ધર્મના વિદ્વાનો પણ આપણા ધર્મ નીતિની અને ખાલેસ ફીલસુફીની વખાણો અને ખુબીઓનું જ્ઞાન મેળવીને એ ધર્મ વિષે બહુ સારો વિચાર ધરાવે છે. જેમકે અમેરીકાની કોલમ્બીયા યુનીવર્સીટીના જાણીતા પ્રો. જેકસન, પ્રો. દારમેસ્ટેટ, પ્રો. મીલ્સ, પ્રો. મોલટન, જરમન વીદ્વાનો વગેરે. તેથી આપણે જેઓ એ ધર્મમાં જનમ્યાં છઇએ તેઓ ઘણા ભાગ્યશાળી તથા મગરૂર છઇએ. એક ખ્રીસ્તી મીશનરી ડાકટર મરેમીચલ જેણે આપણા ધર્મનો તેમજ બીજા ધર્મોનો ઘણા વરસો સુધી અભ્યાસ અને સરખામણી કીધી છે તેણે જે મત આપ્યું છે તે નીચે મુજબ છે.

(૧) એ ધર્મમાં જે પુજ્ય ગણાય છે તેને કોઇબી અનીતિના દુર્ગુણો લાગુ પડેલા નથી. દાદાર અહુરમજદ જે સઉથી મહોટો તે બીજા દેવતાઓ કરતાં ચોકખી નીતિમાં ઘણો ઉંચે દરજ્જેનો છે. દરેક કુદરતી પેદાયશ અને તે ઉપરના ફરેસ્તાને કાંઇબી દુર્ગુણો લાગુ પાડયા નથી. (૨) કાંઇબી અનીતિવાન કામ અને પરસ્તેશન એક ભાગ તરીકે અવસ્તામાં બહાલ રાખ્યું નથી. (૩) પરસ્તેશની ક્રિયાઓમાં

ઘાટકીપણુંની કશી નીશાન નથી. (૪) રોશની અને અંધકારના મોટા ઝઘડામાં અવસ્તા તેના પરસ્તેશ કરનારને મુંગા મુંગા અભ્યાસ કરવાની તાકીદ કરતા નથી પણ બદીની સાંમે પુરતાં બળથી લડાઇ કરવાની તાકીદ કરે છે. (૫) એ ધર્મની ખાસ ધ્યાન પુગાડવા જોગ ખાસીયત મૂર્તિ પુજાની ગેરહાજરી છે. (૬) અવસ્તા માણસના સારાં ભવીષ્ય વિષે કદી નાઉમેદી શીખવતા નથી. પણ તેથી ઉલટું તે એવું શીખવે છે કે અંતે બદીની ઉપર નેકીની ફતેહ થશે. (જરથોસ્તી ધર્મ નીતિ અંક ૭ થો.)

સ:—આપણામાં એક ખોદાને માનવાનું ફરમાન છે કે અનેક ?

જ:—એકજ ખોદાને માનવાનું આપણા ધર્મમાં જણાવ્યું છે તેથી આપણો ધર્મ :Monotheism કહેવાએ છે. આગલી પોઇરયોતકેશી દીનમાં જે અનેક શક્તીઓને માનતા હતા તેથી અશો જરથોસ્તના આવવા પછી આપણી દીન જુદી પડી. અનેક આકાશીઓને માનવાનું અશો જરથોસ્તે કબુલ રાખ્યું નહી અને તેથીજ આપણો ધર્મ ઘણોજ પસંદ કરવા જોગ છે. •

સ:—જેઓ ઘણા ખોદાને માને તેઓને શું કહીએ ?

જ:—દેવયસ્ની એટલે દેવોને માનનારા શરૂઆતમાં માણસો ભુત દાકણ જેવાં જાલેમ ભયાનક અને મેલાં તરીકે માની લીધેલાં બદરૂહોની પુજા પાત્રી કરતા હતા. (૨) પછીથી અનેક આસપાસની મહાન શક્તિઓ, બુલંદ પેદાયશો અને તેઓની ઉપર માની લીધેલા મુવક્કલ (વડાઓ) ને આરાધના કરવાનો ધર્મ ચાલુ થયો હતો. ત્યાર કેડે જેમજેમ માણસો વધુ સુધરતા ગયા કે તેઓ એકલા એક સર્વ શકિતમાન ખોદાને સર્વોપરી ગણીને તેનીજ પરસ્તેશ કરવા લાગા. આપણી માજદયસ્નની દીન કુદરત મધેની સર્વ પેદાયશનું મુળ કારણ જે દાદાર અહુરમજદ તેની પરસ્તેશ કરવા શીખવે છે.[1]

સ:—ત્યારે આપણે સુર્ય આગળ ઉભા રહી ખોરશેદનીઆએશ કરીએ છીએ, ચંદ્ર આગળ ઉભા રહી માહાબોખતાર નીયાએશ

(૧) જુઓ જરથોસ્તી ધર્મ નીતિ અભ્યાસ લા. એ. ન. ૨. કાંગા

કરીએ છીએ, આતશ આગળ ઉભા. રહી આતશ નીઆએશ ભણીયે છીએ, તેનો તમે કેમ ખોલાસો કરશો.

જઃ—આપણે તો માત્ર એકજ ખોદાને યાદ કરીએ છીએ પણ ખોદાતાલા એ માણસ જાતના સુખને માટે સુર્ય, ચંદ્ર, આતશ, પાણી, જમીન, ઝાડપાન વગેરે પેદાયશો પેદા કીધી છે તેથી તેઓની આગલ ઉભા રહી તેઓની શક્તીઓની વખાણ ગાઇ, તેઓમાં બક્ષેલા ગુણોની વખાણ કરવા સાથે તે સાહેબને આપણે યાદ કરીએ છીએ. ખોદાબી તમામ રોશની છે અને સૂર્ય, ચંદ્ર, આતશ, તારા, વગેરે રોશનીજ છે યાને તેઓ નેકરાહ આપે છે તેથી એવી ચીજો આગળ ઉભા રહી ભણવાથી આપણને ખોદાના નુરનો યાને ચળકાટનો કાંઇ ખ્યાલ આવે છે.

સઃ—આપણી મજયદસ્ની દીનના ચાર જુદાજુદા નામો જે અવસ્તામાં મલે છે તે આપો.

જઃ—૧ હોરમજદી જરથોસ્તી દીન ૨, માજદયસ્ની જરથોસ્તી દીન ૩) દાતેમ્ જરથુશત્રીમ :એટલે જરથોસ્તી કાયદો ૪) દાતેમ્ વીદોયુમ્ જરથુશત્રીમ એટલે દેવોની સાંમે અપાયલો જરથોસ્તી કાયદો.

સઃ—અશો જરથોસ્તની આગમજ જે ધર્મ હતો તેનું નામ શું ?

જઃ—પોઇરયોતકેશી દીન યાને પોઇરયો એટલે આગલા અને તકેશ એટલે તરીકા અથવા કાયદો યાને આગલા કાયદાવાલી. એ દીન મજદયશની નામે પણ જણાએલી હતી એટલે એક ખોદાને માનનારી દીન.

સઃ—જરથોસ્તી ધર્મની ઉત્પત્તિ પહેલ વહેલી કયાં થઇ ?

જઃ—જરથોસ્તી ધર્મની ઉત્પત્તિ પહેલ વહેલી ઇરાન દેશમાં કએ ગુસ્તાસ્પ પાદશાહના વખતમાં બલખ શહેરમાં થઇ હતી. દરેક જરથોસ્તીને પોતાના ધર્મનું મુળ સ્થાન વહાલાં વતન ઇરાન તરફ પવીત્ર માન ખેંચાતું જોઇએ. દરેક જરથોસ્તીએ પૃથ્વીની ભુગોળ સાથ પોતાના અસલી ઇરાનની ભુગોળનું બને તેટલું જ્ઞાન મેળવવાની જરૂર છે.

મીજાનઉલ તાલીમ કેતાબે દુવમમાં કહે છે કે "આપણું વતન ઈરાન છે. તે જીવને વધારે વ્હાલું છે. આપણે આપણા વતનને પ્યારૂં ગણવું જોઇએ. આપણો દેશ ઈરાન છે. આપણું ઘર ઇરાન છે. આપણી મગરૂરી અને માન મોહોબત ઈરાન છે. આપણું તન ઇરાન છે. આપણો ખોરાક ઈરાની છે. ઇરાનની માટી અમ્બરથી ભરેલી છે. તેની હવા કસ્તુરીથી ભરપુર છે."

**સ**:—તે ધર્મની ઉત્પત્તિ કોણથી થઇ અને અશો જરથોસ્તની આગમજ લોકો કયો ધર્મ પાલતા હતા ?

**જ**:—તે ધર્મનો લાવનાર અશો જરથોસ્ત હતો. ઇરાનમાં જરથોસ્તની આગમજ લોકો માજદયસ્ની દીન પાલતા હતા. પણ તેમાં લાંબી મુદત જવાથી તેમાં ફેરફાર થયો. કોઇ બુરા પુરૂષોના દોરથી તેમાં અવારનવાર નુકશાન થતું હતું. કોઇ ધાર્મીક પાદશાહો તેને અસલ સ્વચ્છ હાલતમાં લાવવાની કોશેશ કરતા હતા. તે બધામાં અશો જરથોસ્તની કોશેશ વધુ ફતેહમંદ થઈ તેથી તેવણે જરથોસ્તી માજદયસ્ની દીન ઇરાનમાં ચાલુ કીધી. લોકો દેવના માર્ગ ઉપર ચાલવા લાગ્યા ને એકને બદલે અનેક ખોદાને માનવા લાગ્યા, અને દરેક પેદાયશમાં જુદા જુદા દેવતા માની તેની પરસ્તેશ કરવા લાગ્યા. કાંઇ સારૂ માઠું થાએ તો તે જુદા જુદા દેવતાઓની મરજી સાથે તેને જોડવા લાગ્યા તેથી તેઓમાં અનેક દેવોને માનવાનું ચાલું થયું.

**સ**:—દેવ એટલે શું ?

**જ**:—દેવ એટલે બદીને ઉત્પન્ન કરનાર ખરાબ માણસ, ખરાબ ચીજ, અથવા ખરાબ શક્તિ ગયોમરદ, સ્યામક, જમશેદ, હોશંગ, તેહમુરસ્પ, કએખુસ્રુ જે દેવો સામે લડયા હતા તે ખરાબ માણસો હતા. બાલ, નખ, નસો તથા માનસિક અને રવાન (એટલે આત્મા) ના ભલાંને આડે આવનાર જેબી કાંઇ ચીજ તે પણ દેવને નામે જણાએલી છે. દેવનો અર્થ પહેલે તો સારો હતો. એનો ધાતુ જે 'દીવ' એટલે પ્રકાશવું તે ઉપરથી પ્રકાશીત શક્તિ થતો હતો. અસલના વેદવાલા આર્ય લોકો ખોરશેદ, ચંદ્ર, સેતારાઓ અને આતશ જેવા ચલકતા

'પદાર્થોમાં ખુદાને જોવા લાગા. એ ઉપરથી એ 'દેવ' શબ્દ પહેલે બંધબેસ્તો હતો પણ પાછળથી તેઓ દરેક જુદાજુદા પદાર્થમાં જુદાજુદા ખોદા ધારવા લાગ્યા અને એ મુજબ એકથી વધુ દેવોની હસ્તી માનવા લાગ્યા. આથી અશો જરથોસ્તે દેવ બોલને ખરાબ અર્થ આપ્યો.[1]

**સઃ**—દેવો કેટલી જાતના છે ?

**જઃ**—તેઓ ચાર જાતના છે ? માણસાઇ સુરતના દેવો, જેવા કે જોહાક, અફ્રાસીયાબ, વેસેના છોકરાઓ, માજનદરાન અને ગીલાન શહેરના બદકાર લોકો.

૨) દરદ લાવનારા દેવો, જેવા કે અરદીબેહેશ્ત યસ્તમાં અનેક જાતના દરદો દેવને નામે ઓળખાયે છે. તેમજ ગંદકી, કોહવાત, મુવેલું શરીર જેથી માણસના શરીરને દરદ થાય છે તેને પણ દેવ કહે છે, જેમકે બુઇતી દેવ જે તાપ તથા બીમારી લાવે છે.

૩) નીતિનો ભંગ કરનાર દેવ જેમકે જુઠાઇ, દગાઇ ગીબત, અદેખાઇ, લોભ વગેરે જેઓની અસર આપણા દીલમાં થવાથી આપણને બદીની રાહે ચાલવાને સુજે છે જેમકે, અએષ્મ દેવ 'ગુસ્સાનો દેવ, આઝુદેવ લોભનો દેવ, ઇંદ્રદેવ માણસોને અશોઇના માર્ગથી દુર રાખનાર દેવ વગેરે.

૪) આબાદીનો ઘટાડો કરનાર જેમકે 'અપઓષ દેવ' વરસાદની તંગી લાવનાર, તઉરૂ પાણીની તંગી લાવનાર, ઝઇરીચ ભુખમરો ઉત્પન્ન કરનાર વગેરે.

**સઃ**—આપણો ધર્મ કયાંસુધી ચઢતી હાલતમાં રહ્યો ?

**જઃ**—હખામની વંશનો દારાએદારા પાદશાહના વખત સુધી તે આબાદ હાલતમાં રહ્યો.

**સઃ**—પછી શું થયું ?

**જઃ**—ગ્રીસ દેશનો એલેકઝાન્ડર (સીકંદર) પાદશાહ ઇરાન પર ચઢી આવ્યો દઝેનપીસ્તનું કેતાબખાણું બાળી નાંખ્યું. ત્યારથી દીનના પુસ્તકોની જાલવણી રહી નહીં તેથી આપણો ધર્મ ચઢતી

---

૧ જુઓ ડા. મોદીની જરથોસ્તી ધર્મની તવારીખ પાનું ૩૩ મું.

હાલતમાં રહી શકયો નહીં. બીજુ પુસ્તક ખાનું ગંજે સપીગાન યુનાનીઓ (ગ્રીસ દેશના લોકો) પોતાને વતન લઇ ગયા.

સઃ—ત્યારબાદ કોણે દીન પાછી સજીવન કીધી ?

જઃ—પારથયન અથવા અસકાનીયન વંશના વલખશ પાદશાહના વખતમાં આસ્તે આસ્તે સજીવનની હાલત શરૂ થઇ; ત્યારબાદ સાસાનીયન વંશના સ્થાપક અરદેશીર બાબેગાનના વખતમાં તેના દસ્તુર તોસર યા તનસરની મારફતે પાછી આપણી દીન સજીવન થઈ. જ્યારે દીન પાછી સજીવન થાએ ત્યારે તેને અંગ્રેજીમાં (Renaissance) કરી કહે છે, જેનો અર્થ નવો જન્મ યા (Revival) કરી થાય છે.

સઃ—આપણા ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવાથી આપણે શું શું શીખ્યે છીએ ?

જઃ—ખોદાને ઓલખતાં, સાચ્ચાને ચહાતાં, જુઠાંને ધીક્કારતા, આપણે પોતાને સુધારતાં, ખરાબ દુગુર્ણોને મારતાં, સુખથી છલકાઇ ન જતાં, દુઃખમાં નીરાસ ન થતાં, દયાળુ, નમનતાઇવાલા અને સદ્દગુણી થતાં શીખીએ છીએ.

સઃ—દરવંદ તે કોણ ?

જઃ—દરવંદ એટલે જે કોઇ આડે માર્ગે ગએલો હોય તે 'દ્રુ' એટલે, આડે માર્ગે જવું. એક જરથોસ્તી પણ જો લુચ્ચો લંફગો અને ખરાબ હોય તેને પણ 'દરવંદ' કહેવો. આપણે દરવંદ ખોટી રીતે બીજી જાતવાલાઓને માટે વાપરીએ છીએ તે ખોટું છે. બીજી દીનવાલો જો કોઇ સારો માણસ હોય તેને શું કામ દરવંદ કહેવો જોઇએ, જ્યારે એ બોલ આપણે ખોટી રીતે વાપરીએ છીએ ખરૂં પુછાવે તો દરવંદ એટલે બુરો માણસ પછી તે જરથોસ્તી હોય યા જુદદીન હોય.

સઃ—ત્યારે આપણાથી જુદો ધર્મ પાલનારાઓને આપણે શું કહેવા જોઇએ.

જઃ—'અન્યો વરેન' અથવા 'અન્યો તકએષ' એટલે જુદા ધર્મ પાલનારા.

**સ**:—અવસ્તામાં અષ્ઠયર્ તથા અનઅષ્ઠયર્ની મુકાબેલ કયા બોલો છે તેના અર્થ આપો.

**જ**:—વંઘુહિ દીન તથા અઘદીન. અષ્ઠયર્ એટલે આબાદી કરનાર અને અનઅષ્ઠયર્ એટલે આબાદીની સામે થનારા. અષ્ઠયર્નો મૂળ અર્થ ઠરી ઠામ સુધરેલી અને કેળવાએલી જીંદગી ગુજારનારા, વંઘુહિ દીન એટલે ભલી દીનના. એ બોલ ઉપરથી વેહદીન યા બેહદીન બોલ નીકળ્યો છે. આપણે બધાજ ખરૂં જોતાં બેહદીનના કહેવાઇએ પણ મોબેદ તરફનાઓને આપણે 'એરસ્તા' બોલથી ઓળખીએ છીએ. અઘદીન એટલે બુરી દીનનાં દરેક જરથોસ્તી સુધરેલી અને કેળવાએલી જીંદગી ગુજારનારૂં હોવું જોઇએ. તે જંગલી, અભણ અને વહેમી જીંદગી ગુજારનારૂં નહી હોવું જોઇએ.

**સ**:—આપણા ધર્મની જાલવણી કેવી રીતે કરવી.

**જ**:—જેવી રીતે આપણા વડીલોની આબરૂ, ઇજત દોલત, દરજ્જો, માન વધારવા અને જાલવવાની આપણે સંભાળ રાખીએ છીએ તેવીજ રીતે યા તેથી વધારે આપણા ધર્મની જાલવણી કરવી જોઇએ.

**સ**:—પોતાના ધર્મને તજનાર કેવો હોવો જોઇએ ?

**જ**:—જે પોતાના ધર્મને તજે છે તે પોતાના વડીલોની આબરૂ, ઇજત, તથા માનને તજે છે અને તે પોતાના બાપદાદાના નામને એબ લગાડે છે. જે ધર્મમાં તે વતલઈ જાએ છે તે ધર્મવાલાઓ તેને માન આપતા નથી.

**સ**:—પોતાના ધર્મ તરફ દરેક જરથોસ્તીની ફરજ શું છે ?

**જ**:—દરેક દીનદાર જરથોસ્તીએ પોતાના ધર્મ જે અશો જરથોસ્ત ફેલાવી ગયા તેની ઉપરજ મક્કમ રહેવું જોઇએ; તેને વધારવા અને ફેલાવવાની કોશેશ કરવી, ગમે એવા દુ:ખ આવી પડે તોબી ધર્મ કદી છોડવો નહી. ધર્મના બચાવ ખાતર બુરાઓની સામે લડવું, આપણા અસલી બાપદાદાઓએ પોતાના પ્યારા ધર્મને ખાતર ધન, દોલત, માલ ખજાનો, ઘરબાર વાડી વજીફો અને સેવટે

પોતાનું વતન તજી દઇ હીંદુસ્તાનમાં આવી વાસો કીધો તેજ પ્રમાણે તેઓને પગલે ચાલી આપણે ધર્મને દરેક જગ્યાએ ફેલાવવાની કોશેશ કરતા રહેવું જોઇએ.

**સ:—**પારકા મજહબવાલાઓ આપણા ધર્મની શું વખાણ કરી ગયા છે તેના દાખલા આપો.

**જ:**—લારડ બાઇરન કહે છે કે 'બેકત્રીયાનો જરથોસ્ત જે જે શીખવી ગયો છે તે ખોદાઈ રાસ્તી અને ચોખ્ખું છે. મીસ ફ્રાન્સીસ કોબ કહે છે કે પેલો બલ્ખનો દાનાવ પુરૂષ જરથોસ્ત કે જેણે લોકોને ભલી દીનની નેક રાહ બતાવી તે જો હૈયાતીમાં નહી આવ્યો હતે તો તમામ આદમીઓનો એતેકાદ કેવી ડામાડોળ હાલતમાં રહ્યો હતે તે વિષેનો પુરતો ખ્યાલ આપણા મનમાં ઉતરી શકતો નથી. ડા. ગાઇગર અને વિન્ડીશમેન કહે છે કે "અશો જરથોસ્તનો ધર્મ મીનોઇ અને નીતિની બાબદોનો વધારો કરવાની અને સંપૂર્ણતા મેળવવાની કેળવણીનો ધર્મ છે. માણસ જાતની જીંદગીની સઘળી હાલતોમાં તે દાખલ થાય છે, જેવી કે જમીન સાફ કરવી; ગોસપંદોની બરદાસ્ત લેવી અને ખેતરો ખેડવાં. ડા. વીલીયમ જેકસન કહે છે કે "પવિત્ર આતશની ચણગારી કદી પણ બુજાઇ ગઇ નથી, પવિત્ર આતશ હજી રોશન છે. અને અશોજરથોસ્તનો ધર્મ હજી હૈયાત છે અને તેની ઉપર ગમે તેવા હાદેસાઓ વિત્યા છતાં જ્યાંસુધી કદીમ ઇરાનના તે પેગમબરના ફરમાન પ્રમાણે ચાલનારા તથા તેના નામને જેબ આપનારા હાલના પારસીઓ હૈયાત રહેશે ત્યાંસુધી તે તે પણ હૈયાત રહેશે." સેમ્યુઅલ લેંગ કહે છે કે "અશો જરથોસ્તનો ધર્મ જે આ સઘળા ફેલાયલા (ધ્રુવાકર્પણના) કાયદાનું સૌથી સરસ રૂપ રજુ કરે છે અને વ્યવહારૂ જીંદગીને લગતી ઘણી બીનાઓ સાથે બંધ બેસે એવી રીતની તેની સમજણ આપે છે તે ધર્મને આપણો પોતાનો કરી ગણીએ તો કેમ ? " વીલ્યમ દવાઈટ વ્હીટની કહે છે કે " તેની ઉંડી ફીલસુફીને લીધે, તેના મીનોઇ જ્ઞાન તથા મનોને લીધે અને તેના સ્વચ્છ

નીતિ શાસ્ત્રને લીધે ઇંડો-યુરોપીયન મુળના તેમજ અસલી મૂર્તી-પુજક લોકોના સઘળા ધર્મોમાં જરથોરતી ધર્મ સર્વથી ઉમદા અને વખાણને લાયક હોવાનો દાવો કરી શકે." ફીરદોશી કવી કહે છે કે. "ખોદાના કસમ ખાઇને કહું છું કે જે કોઈ જરથોરતી ધર્મ નહી ધરાવે તે કદીપણ બહેશતનો રસ્તો જોઇ શકે નહીં." પ્રો. પીટરસન જેવણ એલફીન્સટન કોલેજના માજી પ્રોફેસર હતા અને જરથોસ્ત સાહેબને ઘણાજ વખાણનારા હતા, તેવણ કહી ગયા છે કે અશો જરથોરત એક પહેલા પ્રકારના પેગામ્બર, ફીલસુફ તથા કવિ હતા.

# જરથોસ્તી ધર્મમાંથી મલતી નીતિ વિષે.

**અવસ્તા—આસ્તુયે હુમતૅમ મનો, આસ્તુયે હુખ્તૅમ વચો.**
**" આસ્તુયે હવરશ્તૅમ શ્યઑથનૅમ, આસ્તુએ**
**દએનાંમ વંઘઉહીમ માજ્દયસ્નીમ.**

**અર્થ:**—નેક વિચારેલા વિચાર ને હું વખાણું છું, નેક બોલેલા વચનને હું વખાણું છું, નેક કીધેલાં કામોને હું વખાણું છું, તથા ભલી માજદયસ્તી દીનને હું વખાણું છું. (યજશને હા. ૧૨-૮)

**સ:**—નીતિ એટલે શું.

**જ:**—ખોદાના માર્ગને અનુસરીને જે જીંદગી ગુજારીએ તેનું નામ નીતિ. સારા માર્ગને નીતિનો માર્ગ કહે છે. ખોટા માર્ગને અનીતિનો માર્ગ કહે છે, સારે માર્ગ એટલે નીતિથી ચાલવું એ આપણો ધર્મ છે. ખરા ખોટાની સમજ, જેમ અંતઃકરણથી અને વિચાર શક્તિથી મલે છે તેમ એ સમજને ધર્મવડે ટેકો મલે છે, આપણે જે ધર્મ પાળતા હોઇએ તે ધર્મમાં આપણે કેવી રીતે વર્તવું જોઇએ તેની સમજણ આપેલી હોય છે તેને નીતિ કહે છે.

સ:—નેકીની સાથ કોણનું નામ આવે છે,

જ:—પાકદાદાર અહુરમજદનું.

સ:—બદીની સાથ કોણનું નામ આવે છે.

જ:—નાપાક એહેરમનનું.

સ:—કયાકયા દુર્ગુણોને આપણે દુર કરવા જોઇએ જેથી સ્પેન્તમઇન્યુશની પેદાયશનો વધારો થાએ અને અંગ્રમઇન્યુશની પેદાયશનો ઘટાડો થાએ ?

જ:—કામ, ક્રોધ, લોભ, મોહ, મગરૂરી, અદેખાઈ, કીનો, કપટ લુચ્ચાઈ, જુઠાઇ બુરો વિચાર, બુરા સખુન, બુરાં કામ વગેરે દુર્ગુણોને આપણે દુર કરવા જોઇએ જેથી આપણનું તેમજ આસપાસનાઓનું નુકસાન થતું અટકે.

સ:—દાદાર અહુરમજદની હજુરમાં હસ્તે મુખે જવા સારૂ કેવા કામો કરવાં જોઇએ ?

જ:—તેણે ફરમાવેલા હોકમોને તાબે રહીને પવિત્રાઈ અને અશોઇને લગતાં કામો કરવાં જોઈએ.

સ:—એ વિષે અવસ્તામાં શું લખાણ છે.

જ:—અવસ્તાના ૬૦ માં હામાં ફ. ૧૨ મા કહે છે કે અશ વહિશત, અશસ્રેરેસ્ત દરેસામ થવા પઇરિથ્વા જમ્માામ હમેમ થ્વા હખ્મ યાને ઓ અહુરમજદ ! અશોઈ કરવાથી હમો તુંને જોઇએ (હમો) તારી નજદીક પહોંચીએ અને હમો તારી દોસ્તીમાં આવીએ.

સ:—જરથોસ્તી ધર્મના મુખ્ય ફરમાનો કયા ?

જ:—હુમત હૂખ્ત અને હવરૂશ્ત એટલે નેક વિચારવું, નેક બોલવું, અને નેક કામો કરવાં એ ત્રણ મુખ્ય ફરમાનો છે અને એની ઉપર આખી દીનનો પાયો રચાયલો છે.

સ:—એ વિષે અવસ્તામાં શું લખાણ મળે છે.

જ:—યજશનેના ૧૨ હામાં કહે છે કે આસ્તુયે હુમતૅમ્મનો, આસ્તુયે હુખ્તૅમ્ વચો આસ્તુયે હવરૂશ્તેમ્ શ્યઑથનેમ્ એટલે હું નેક વિચારેલા વિચારને વખાણું છું, નેક બોલેલા બોલોને વખાણું છું

અને નેક કીધેલા કામોને વખાણું છું, બીજું લખાણ આવે છે કે નેક વિચાર, નેક વચન, અને નેક કામો બહેશ્ત તરફ લઇ જાય છે.

સ:—એથી ઉલટા બોલો શું આવે?

જ:—દુશ્મત દુજૂખ્ત અને દુજ્વરૂશત એટલે બુરા વિચાર, બુરા સખુન અને બુરા કામો.

સ:—એ વિષે અવસ્તામાં શું લખાણ મળે છે?

જ:—પઇતિરિચ્યા દઇથે વીસ્પા દુશ્મતાચા દુજૂખ્તાચા દુજ્વરૂસ્તાચા એટલે સઘળા બુરા વિચાર, બુરા સખુન અને બુરા કામને હું છોડી દઉં છું. વીસ્પ હુમતવાલી બંદગીમાં કહે છે કે સઘળા બુરા વિચાર બુરા સખુન અને બુરા કામો દોજખ તરફ ઘસડી લઇ જાય છે.

સ:—આ ઉપરથી તમો શું સમજ્યા?

જ:—આપણા પેગામ્બર અશોજરથોસ્તનું ફરમાન છે કે દરેક જણે પોતાના વિચાર વાણી અને કામ શુદ્ધ અને સ્વચ્છ રાખવા કારણકે તેજ તેને બેઉ દુન્યામાં સુખ અપાવશે.

સ:—નેક વિચારનાર, નેક બોલનાર અને નેક કામ કરનાર નો ઓહ્દો કેવો છે?

જ:—તેને અહુરમજ્દનો સઉથી સરસ દોસ્ત તરીકે ગણેલો છે.

સ:—એ વિષે અવસ્તામાં શું લખાણ મળે છે?

જ:—નેમખ્યા મહી ઇપૂઇદ્યામહી થ્વા મજદા અહુરા વીસ્પાઇશ્ થ્વા હુમતાઇશ્ વીસ્પાઇશ્ હુખ્તાઇશ્ વીસ્પાઇશ્ હ્વરૂસ્તાઇશ્ પઇરિજ સામઇદે એટલે અએ હોરમજદ! તુંને હમો નમીએ છીએ, તારા હમો એહસાનમંદ છઇએ, તમામ નેક વિચારોથી, નેક સખુનોથી તથા નેક કામોથી હમો તારી નજદીક પોંહોંચીએ છીએ.

સ:—સારા કામો કરનારને શું ફાયદો થાએ?

જ:—સારાં કામ કરનારને આ તથા આવતી દુન્યામાં સુખ મેળવવાની આશા રહે છે. અને પરવરદેગારની ઇજદ અમશાશપંદોની શક્તિઓ તેને મદદ કરે છે. એવા માણસને આ દુન્યાના સર્વ લોક

ચાહે છે અને માન આપે છે અને પેલી દુન્યામાં હમેશગીનું સુખ જે ગરોથમાન બહેસ્ત છે ત્યાં તે જવાને શક્તિવાન થાય છે, અને ત્યાં ફરેસ્તાઓની સાથ રહેવાને બને છે.

**સ:**—બહેશ્તમાં કેવા માણસો જઇ શકે છે ?

**જ:**—અરદીબેહેસ્ત યસ્તમાં કહે છે કે બહેશ્તનું મકાન અશો માણસોનેજ માટે છે. કોઇબી દુષ્ટ માણસ ગરોથમાન બહેશ્તમાં જઇ શકતો નથી. એ બાબેનું લખાણ આપણને હાદોખ્ત નુસ્કની બીજી તથા ત્રીજી પરગરદમાં તેમજ વંદીદાદ ૧૯ ફ. ૨૭–૩૨ માંથી પણ મલી આવે છે.

**સ:**—સખાવતના કામો કરવાથી શું ફાયદો થાએ ?

**જ:**—સખાવતના કામો કરવાથી આ દુન્યામાં આપણી કીર્તિ વધે છે અને આવતી દુન્યામાં મોટું માન મલે છે. માણસો બહેશ્તમાં પાંચ માર્ગે પોહોંચે છે તેમાંનો પહેલો માર્ગ સખાવતનો છે.

**સ:**—સખાવત એટલે શું ?

**જ:**—કાંઇપણ બદલો મેલવવાની આશા વગર ગરીબોને અન્નદાન વસ્ત્રદાન તેમજ તેના દુઃખનું નિવારણ કરવું એ ઉમદા સખાવત છે. વંદીદાદમાં ત્રણ જાતની સખાવત જણાવી છે. કોઇ પૈસા માંગતું આવે તેને પૈસા આપવા, પણ તે કોણને ? અશક્ત અને ગરીબ પણ અશોઇને માર્ગે ચાલનારાને (આશોદાત) આપવી, કોઇ કેળવણીની ખાહેશથી આવે તો તેને કેળવણી આપવી, અને કોઇ પરણવાની ખાહેશથી આવે તો તેને પરણાવી આપવો, બળવાન–દુર્બળને, ગ્નાની અગ્નાનને, ડાકટર–દરદીને, અને ધર્મી–અધર્મીને સખાવત કરી શકે છે.

**સ:**—પૈસાદાર માણસે શું શું સખાવત કરવી.

**જ:**—મુફલેસને તથા ગરીબને ખોરાક, પોશાક તથા પૈસાની મદદ કરવી, ગરીબ છોકરાંઓની નવજોત તથા લગન કરાવી આપવા, ધર્મના મકાનો જ્યાં અગત હોય ત્યાં બંધાવી આપવાં, ધર્મ તથા વિદ્યાના ફેલાવા માટે સ્કુલો તેમજ કોલેજો સ્થાપવી, મુસાફરો માટે ધર્મશાળા, દરદીઓ માટે દવાખાના, જ્યાં પાણીની તંગી હોય ત્યાં કુવા તળાવ ખણાવવા અને ઉદ્યોગી અને મહેનતુ માણસોને ચાકરીએ રખાવવાં.

**સ:—સખાવત કરવા માટે અવસ્તામાં શું લખાણ મળે છે?**

**જ:—**ક્ષથ્રેમ્ચા અહુરાઈઆ યિમ્ દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્ એટલે જે ગરીબોને પોષણ આપે છે તે અહુરમજદને પાદશાહી આપે છે યાને ખોદાનું વડપણ કબુલ રાખે છે (Kingdom of Heaven) **મજશનેના** ૩૫ હામાં કહે છે કે "રાસ્તીની સરદારીમાં તથા રાસ્તીના અમલમાં (રહીને) હૈયાતી ભોગવનારામાંનો કોઇ શખ્શ બેઉ દુન્યામાં સઉથી ઉત્તમ જીંદગી ગુજારવાને ચાહતો હોય તો તેને સખી યા સખાવતી થવું?

**સ:—સલાહ સંપજ રાખવાથી શું ફાયદો થાએ?**

**જ:—**આપણા માબાપ, ભાઇબંધ સગાંવહાલાંઓ તેમજ કુલ જાત ભાઇઓ સાથ હળી મળીને ચાલવું, સંપથી કજીયો કંકાશ દુર થાય છે, અને આપણું દરરોજનું કામકાજ કરવામાં જરાબી મુશકેલી પડતી નથી. કજીયા કંકાસથી દુ:ખ થાય છે, બીગાડ થાય છે, ખરાબી વધે છે અને ઘણા નુકશાનકારક દુર્ગુણોને ઉત્તેજન મળે છે. એથી ઉલટું સુલેહ સંપથીજ સુખ મળે છે, આબાદી વધે છે, માણસાઈ નીતિ સદ્દગુણ અને બીજી ખોદાઇ ખાસીયતો ખીલે છે. ફરેદુનના બેટા સેલમ, તુર અને એરચ વચ્ચે કુસંપ જાગ્યો તેથી સેલમે એરચને મારી નાંખ્યો પછી તેના નબીરા મીનોચેહરે સેલમ અને તુરને કતલ કીધા. એ પ્રમાણે કજીયા કંકાસે ફરેદુનનું ઘર ખરાબ કીધું. ઇરાનીઓ અને તુરાનીઓ વચ્ચે તેમજ ઇરાનીઓ અને યુનાનીઓ તથા રૂમીઓ વચ્ચે ચાલુ કજીયાથી સેંકડો લડાઇઓ થઈ અને લાખો જણના જીવ ગયા. અસપનદીયારે રૂસ્તમ સાથ કજીયો કરી તેથી તે પોતે અને તેના બે બેટાઓ માર્યા ગયા. ખુશરો પરવીઝ પછી સાસાનીયન શાહજાદાઓ અને ઇરાની અમીર ઉમરાવો વચ્ચે કજીયા ચાલુ રહેવાથી તેઓની પાદશાહી નબળી પડતી ગઇ અને અંતે આરબોએ તે પાદશાહી લઇ લીધી. એવા એવા તવારીખના દાખલા ઉપરથી માલમ પડે છે કે જ્યાંબી કજીયાનું બી રોપાય છે ત્યાં અંતે ખરાબી અને નાશ સીવાય બીજું કશું મલતું નથી. એક

વેળા એક ઇરાની ખેડુતે એક ઇરાની શાહજાદાને તાણો મારી કહ્યું કે તમો તીર, કામઠાં, તલવાર, ગુરૂજ વગેરેથી સજ થએલા છે ને તમારા હરીફ પાસે ડાંગ, કોઇતું કે છરી છે તોબી તમો તેઓને પીઠ દેખાડી નાસો છો, તે શાહજાદાએ જવાબ આપ્યો કે હમો હમારા ન્યાગાનોથી કોઇબી રીતે મરદાનગીમાં ઉતરતા નથી. પણ અમારામાં જરાબી સંપ નથી. હમો આરબોને અમારા હરીફ કહેવાને શરમાઇએ છીએ કેમકે તેઓ અમારાથી ઘણા ઉતરતા છે. હમારો ખરો હરીફ તે હમારો કુસંપ છે. જેણે અમારી સેંકડો વરસોની પાદશાહીનો અંત લાવી મુકયો છે.

સઃ—સખાવત વિષે અવસ્તામાં શું લખાણ મળે છે ?

જઃ—યજશનેના ૬૦ માં હામાં કહે છે કે "વઇનીત અહિન્માને રાઇતીશ અરાઇતીમ્ એટલે આ ઘરમાં સખાવત બખીલાઇને મારી હથાવે.

સઃ—લાંચ લેવાનું કામ કેવું ગણાય છે ?

જઃ—લાંચ એટલે કોઇને પૈસા આપી ખોટું કામ કરાવીએ તે. જેમકે ન્યાયાધીશ પોતાના ઓદ્દા ઉપરથી લાંચ લઇ મુકદમો ઉંધો વાલે, અથવા એક ખુની પૈસા લઇ કોઇનું ખુન કરે અથવા ભાડુતી માણસ રાખી પૈસા આપી કોઇને માર મરાવે. આપણા ધર્મની રૂએ લાંચ લેવાથી આપણું અંતઃકરણ કોઇબી કામ આપણને જે ફરમાવે તેમ થઇ શકતું નથી અને તે ધર્મના ફરમાનથી ઉલટું થાય છે તેથી લાંચ લેનારને દોજખનું મકાન મલે છે.

સઃ—એ વિષે અવસ્તામાં શું લખાણ મલે છે ?

જઃ—યજશનેના ૩૨ હા. ફ. ૧૩ માં કહે છે કે જે શખ્સ પોતાના ઓદ્દાની રૂએ લાંચલે છે તેનું મકાન બુરૂં દોજખ છે અને તે શખ્શ આ દુન્યાનો નાશ કરનાર છે.

સઃ—એ લાલચને ધીક્કારી કાઢતાં અશોજરથોસ્તે શું કહ્યું હતું ?

જઃ—વંદીદાદ પરગરદ ૧૯–૭ માં લખાણ મળે છે કે " પઇતિ

અદ્યાઈ અવષત યે ગે સ્પિતામો જરથુશ્તો, નોઈત્ હે અપસ્તવાને વંઘુહીમ્ દએનાંમ્ માઝદયસ્નીમ્ નોઇત અસ્તચનોઈત્ ઉશ્તાનેમ્ચ. નોઈત્ બઓધસ્ચ વીઉવીસ્યાત્ યાને અશો જરથોસ્તે અંગ્રમઇન્યુશને હીંમતથી જવાબ વાળ્યો કે" અગર જો (સચ્ચાઈ ને ખાતર) મારાં હાડકાં છુટાં પડે, મારો જાન જાએ અને મારી બુદ્ધિ ગુમ થાએ તોબી તે લાલચને ખાતર હું માજદયસ્ની દીન કદી છોડું નહીં.

સ:—આ ઉપરથી શું ધડો મલે છે ?

જ:—અશોજરથોસ્તને જો તેવણ પોતાનો ધર્મ તજી દે તો ઘણી દોલત બલકે મુલકની પાદશાહી વતીક આપવાની લાલચ દેખાડવામાં આવી હતી તોપણ તે સાહેએ તે રાસ્ત દીનને છોડી નહી હતી, તે દાખલો યાદ રાખીને હમેશાં દરેક જરથોસ્તીએ પોતાની દીન ઉપર મકકમ રહેવું. એટલુંજ નહીં પણ તે દીન ઉપર મકકમ રહેવાને લીધે ગમે તેવી સખ્તી અને મુશ્કેલીઓ ખમવી પડે તો તે જરથોસ્ત સાહેબની માફક સબુરીથી અને ધીરજથી ખમવી જોઇએ.

સ:—ઠગાઇ કરવાથી શું સજા થાએ છે.

જ:—ઠગાઈ એટલે એક ચીજ સસ્તી વેચાતી લઇ બીજાઓને બહુ મોટા ભાવે વેચવી તે. ઠગાઇ કરવાથી લોકોમાં આપણી આબરૂ જાય છે તથા ધર્મના ફરમાનથી ઉલટું થાય છે અને તેને આખરે દોજખનું મકાન મળે છે.

સ:—એ વિષે અવસ્તામાં કાંઇ લખાણ મલે છે ?

જ:—યજશને હા ૩૧–૧૦માં કહે છે કે 'ઓ હોરમજદ ! ઠગાઇ કરનાર આલસુ માણસ દીનનાં સારા કાનુનનો ફાયદો મેલવનાર હોતો નથી યજશનેના હા. ૩૧–૨૦ માં કહે છે કે જે શખ્શ અશો માણસને ઠગે છે તેનું મકાન ત્યારપછી લાંબા વખત સુધી અંધારામાં, (તેનો) ખોરાક બદ, અને (તેનો) પોકાર શોક કારક હોય છે.

સ:—કોઇની અદેખાઈ કરવી એ કામ કેવું કહેવાએ ?

જ:—ઘણુંજ ખરાબ, અદેખાઈ કરનાર કોઇનું સારૂં જોઇ શકતો નથી. તે પોતે પોતાના ઉદ્યોગથી આગળ વધવા માંગતો નથી પણ

બીજાઓનું નુકશાન કરી પોતે આગળ વધવા માંગે છે પણ તેમાં તે ફાવતો નથી. જેમ એક મીનબત્તી બળી બળીને રાખ થાય છે તેમ અદેખું માણસ અદેખાઇની આંખથી બળી બળીને ખાક થાય છે. પતેતમાં કોઈની અદેખાઇ કરવી એ "અરશ્કની" નામનો ગુનાહ જણાવ્યો છે. યજશનેના હા. ૯-૫ માં "અરરકો દેવો દાતા" યાને કે અદેખાઈ દેવોથી યાને બુરાઓથી ઉત્પન્ન થએલી છે, એમ મલે છે. જે માણસ બીજાની અદેખાઈ કરે છે તે પોતેજ પોતાનું ઉતરતાપણું અને તેનું ચહડતાપણું સાબેત કરી આપે છે. તેનું મન અદેખાઇ કરવાથી રાતદીન બલાપાના આતશમાં બલે છે અને બીજાનું ખરાબ કરવાના વિચારો અને તજવીજો કરવામાં તેનો કીમતી વખત અને મહેનત બરબાદ જાય છે, અને જો તે કદાચ પોતાની બુરી મકસદમાં ફાવે છે તોપણ તેને સુખ થતું નથી કેમકે તેનું અંતઃકરણ તે ખોટું કામ કરવા વિષે તેને હમેશાં ડંખ્યા કરે છે. ફારસીમાં કહેવત છે કે "અદેખાઇના દુઃખથી મરણ સિવાએ છુટકો નથી."

સઃ—આપણા ધર્મમાં અપવાસ કરવાનું ફરમાન છે કે ?

જઃ—નહીંજી, આપણા ધર્મમાં અપવાસ કરવા ફરમાવ્યું નથી. વંદીદાદમાં કહે છે કે માણસ ખાવાથી જીવે છે, નહી ખાવાથી મરી જાય છે. અપવાસ કરવાથી આપણી તન્દરોરતીમાં ખલલ થાય છે. જો ખાઇએ પીએ નહી, તો દીલમાંથી શક્તી અને ઉલટ ઓછી થાય છે અને તેથી સંસારના તેમજ ધર્મના કામો થઇ શકતાં નથી. તેથી ખાવાથીજ શરીરમાં જોર રહે છે. સદદર નામની એક ફારસી કેતાબમાં કહે છે કે ઉપવાસ જો કોઇબી ચીજનો રાખવો હોય તો તે ખાનાંનો નથી પણ ગુનાહનો છે. એ ખોરાક રહેવાની જરૂર નથી, પણ એ ગુનાહ રહેવાની જરૂર છે. જો કે મોટી ઉમરનાઓએ અઠવાડીયામાં એક દીવસ અપવાસ પાલવો એ તનદરોસ્તીને ઘણુંજ ફાયદાકારક છે. અને હાલના ડાકતરોનું પણ એવું મત છે કે મોટી ઉંમરે અઠવાડીયામાં એકવાર અપવાસ પાલી હોજરીને અને શરીરના અવ્યવોને આરામ આપવો.

સઃ—જો કોઇ પારકા ધર્મની રીત પ્રમાણે ચાલીને માનતા કરે

જેમકે દેવ દહેરાંને પુજે, હરમાનને તેલ ચઢાવે, સીતલા માતાને તેનો ગુસ્સો ઉતારવા માનતા કરે, મુસલમાનોની દરગાહમાં જઇ પીરોને નમે, સાધુઓની માનતા કરે વગેરે વગેરે, તો તે ધર્મની રૂએ જોતાં કેવું ગણાએ ?

જ:—આપણા ધર્મની રૂએ જોતાં એ કામ ઘણુંજ ગુનાહ ભરેલું છે અને કમકમાટ ઉપજાવે એવું છે. એમ થવાથી આપણા ધર્મ ઉપરથી વિશ્વાસ ઉડી જાય છે અને પારકા ધર્મ ઉપર વિશ્વાસ આપણે લઇ જઇએ છીએ આપણા ધર્મમાં તો એકલા એક ખોદાને માનવાનું ફરમાન છે, તેથી જો આપણે બીજા કોઇને માનીએ તો એ મોટું પાપ છે, માટે દેવ દેહરાં પુજવાં નહીં અને માનતા કરવી નહીં. બુત પરસ્તી બુત=મુર્તિ અને પરસ્તેશ=પૂજા યાને માણસોએ હાથે બનાવેલી કોઇબી આકાર—મૂર્તિ, ચિત્ર વગેરેને પુજવું એ જરથોસ્તી ધર્મમાં ફરમાવ્યું નથી. પુરાતન ઇરાંનીઓ કોઇબી હસ્તકૃત આકારને નમતા નહી હતા. જેઓ પોતાનો ધર્મ છોડી પારકો ધર્મ અખત્યાર કરે છે તેના મુખ્ય કારણ ઘણું કરીને પોતાના ધર્મની બીન માહીતગારી હોવાને લીધે હોય છે.

સ:—જરથોસ્થી ધર્મ કેવો ચોકખો અને નિર્મળ છે તે સમજાવો ?

જ:—જરથોસ્તી ધર્મમાં કાંઇબી એવું શીખવેલું નથી જેથી અનીતિ અને નારાસ્તીને પસંદ કરવા તરફ માણસનું મન લલચાએ. પ્રાચીન ધર્મના લખાણોમાં તેઓના દેવતાઓએ કીધેલાં પ્રપંચોની તેમજ તેમના કપટ, વ્યભિચાર વગેરે દુર્ગુણોની વાતોઓ જોવામાં આવે છે જેથી પાધરી યા આડકતરી રીતે માણસોને તે કામોથી વાકેફગાર થવાને ઉત્તેજન મળે પણ જરથોસ્તી ધર્મના લખાણો એવાં સ્વચ્છ છે કે તેઓમાં એવી વાતો છેજ નહી.

સ:—સંતોષ એટલે શું ?

જ:—જે સુખ અથવા ફાયદા આપણે ભોગવીએ છીએ તે નમનતાઇથી અને ઉપકાર સાથે ભોગવવા અને જે દુ:ખો આવી પડે તે ધીરજથી ને પરવરદેગારની મરજીને આધીન થઈ ખમવાના

સ્વભાવને સંતોષ કહે છે. જ્યારે દુ:ખો આવી પડે ત્યારે આપણાં કરતાં જેના ઉપર વધારે દુ:ખો આવી પડયા હોય તેનો દાખલો લેવો.

**સ:—એ વિષે અવસ્તામાં શું કહે છે ?**

**જ:**—ગાથાના ૪૩ માં હાના ૧૫ ફ. માં કહે છે **'દક્ષત્ ઉષ્યા તુષ્ના મઇતિશ વહિસ્તા'** યાને અક્કલની રૂએ જોતાં અથવા હુશીયારીથી (સરોષ ઇજદે) જણાવ્યું કે સંતોષી વિચાર સૌથી ઉત્તમ છે.

**સ:—સચ્ચાઇ એટલે શું ?**

**જ:**—આપણે જોયલું સાંભળેલું કે કીધેલું જેવું હોય તેવુંજ, તેમાં કંઈ પણ ઉમેરયા વગર બીજાઓને કહેવું યા કરવું તેનું નામ તે સચ્ચાઇ. જેમ જેવું હોય તેમ તેનું હોવું તે. જરથોસ્તી ધર્મમાં અશેમ વોહૂના નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે એક માણસ અશોઈ યાને સત્ય ધર્મને માત્ર જાણે એટલુંજ બસ નથી પણ સત્ય ધર્મથી ચાલવાના નીયમને પોતાના વિચાર વચન અને કામમાં અમલમાં લાવે તેને ખરી શાબાશી ઘટે છે.

**સ:**—એ વિષે અવસ્તામાં શું લખાણ મળે છે ?

**જ:**—અર્ષુખ્ધો–વાક્ષયાહિ વેરેથ્રજાંસ્તેમો (સરોશ યસ્ત હાદોખ્ત ફ. ૧) યાને સાચ્ચો વચન દરેક કામમાં ઘણોજ ફતેહમંદ છે. અરદીબેહેશ્ત યસ્તમાં કહે છે કે અએ ઘણાજ જુઠા સખુન બોલનારા ! તમો નાબુદ થાઓ. આફ્રીને પેગામબર જરથોસ્તમાં કહે છે કે.

"અષવ બવાહિ યથ જરથુસ્ત્રો સ્પિતામો" યાને સ્પીતમાન જરથોસ્ત જેવા સાચ્ચા થજો.

**સ:**—રાસ્ત માણસને ફાયદા અને દુષ્ટ માણસોને લાંબા વખતનું દુ:ખ હોય છે તે વિષે ગાથામાં શું કહે છે ?

**જ:**—યજશનેના હા. ૩૦–૧૧ માં ફા. કહે છે કે 'દરેગેમ દ્રૂગ્વો દબ્યો રષો સવચા અષવબ્યો.'

યાને દુષ્ટ પાપી માણસોને માટે લાંબા વખતનું દુ:ખ ખમવું, રાસ્ત માણસોને માટે ફાયદા (જેઓને લીધે તેઓને સુખ હોય છે)

સઃ—સચ્ચાઇ વિષે અશોજરથોસ્ત બીજું શું કહે છે?

જઃ—યજશ્ને ૬૦ માં હા ફ. ૧૨માં કહે છે કે સચ્ચાઇથીજ હોરમજદને પહોંચી શકાએ છે. ગાથામાં કહે છે કે, સાચ્ચા રસ્તામાં હોરમજદ રહે છે. અંતે સચ્ચાઇ ને જય (ફતેહ) છે. સાચ્ચા વિચાર, સાચ્ચા વચન, અને સાચ્ચા કામોથી બહેશ્ત મલે છે. વગેરે અર્ઘ્યઘો વાક્ષ (સરોષ યસ્ત હાદોખ્ત) ઍરૅષ વચો (ગાથા) અને એરે ઝૂશ પથો આ બોલો અવાર નવાર આપણને અવસ્તામાં મલે છે અને એ અશોજરથોસ્તનો મુદ્રા લેખ છે (Motto) વળી આપણો અષે મવોહૂ વહિશતેમ અસ્તી એજ બોલો દેખાડી આપે છે કે અશોઇ (સચ્ચાઇ) એજ સર્વોત્તમ સદ્‌ગુણ છે, અશોઇ (યાને સત્ય-ધર્મ, પુણ્ય, કાયદો વ્યવસ્થા) સૌથી ઉત્તમ સંપત્તિ છે.

સઃ—ઉદ્યોગ કરવાથી ફાયદા શું થાએ?

જઃ—આપણે સ્વતંત્ર થઇએ છીએ, આપણને પારકે આધારે રહેવું પડતું નથી, પણ તેથી ઉલટું ઉદ્યોગ કરવાથી આપણે આપણું ગુજરાન કરવાને અને આબરૂથી રહેવાને શક્તિવાન થઇએ છીએ. અને આપણા ગરીબ સગાં વહાલાંઓને પારકાઓની સખાવત ઉપર રાખવાને બદલે આપણે તેઓનું ગુજરાન કરવાને શક્તિવાન થઇએ છીએ. પેલી કહેવત છે કે "પારકી આશ સદા નિરાસ." ઉદ્યોગ એજ માણસનું જીવન છે. ઉદ્યોગ ત્રણ હેતુથી કરવામાં આવે છે. ૧) ગુજરાનના સાધન મેલવવા ૨) તન મનને કસવા ૩) પરોપકારના કામો કરવાં. ઉદ્યોગ વગર શરીરને પોષણ મળતું નથી તેથી ભુખમરો વેઠવો પડે છે. જે આળસુ થઇને પડી રહે છે તેનું શરીર કટાઇ જાય છે. આરોગ્યતા, આનંદ પૈસો ટકો, સંતોષ, સદ્‌ગુણ, સુખ અને આત્માની ઉન્નતિ એ સૌ ઉદ્યોગના ફળ તેમજ ફાયદા છે.

સઃ—એ વિષે અવસ્તામાં કાંઇ લખાણ છે કે

જઃ—વીસપરદની કરદા ૧૫ માં કહે છે કે "ઓ માજદયસ્તી જરથોશ્તીઓ! તમો તમારા હાથ પગ અને હુશીયારી મક્કમ રાખો, લાયક વખતસરના અને:નેક કામો કરવા માટે તથા નાલાયક કવખતના અને દુષ્ટ કામોથી દુર રહેવા માટે આ દુન્યામાં ભલો ઉદ્યોગ કરો.

**સ:**—ઉદ્યોગ નહી કરીશું તો શું થશે ?

**જ:**—વંદીદાદ પરગરદ ૩–૨૯માં કહે છે કે એ માનવી ! અગર જો તું મહેનત નહી કરશે તો ખચીત બીજાને બારણે હાથ ઓરી ભીખ માંગતો તું ઉભો રહેશે. વંદીદાદ પરગરદ ૧૧–૯માં કહે છે કે "પેરેને બુષ્યાંસ્ત યા ઝધરિન" યાને "આળસ જે દુબલું કરનાર છે તેની સામે લડું."

આ સુંદર કલામો આપણને મહેનત કરવાને ખાસ તાકીદ કરે છે. તોબી કેટલી અફસોસની વાત છે કે ઘણાં છોકરાંઓ આલસાઇ અને હરામખોરી કરે છે, અને પાછળથી નહી શીખવાને લીધે પસ્તાએ છે. પતેતમાં આલસ કરવાના ગુનાહને 'અસગહાની' કરી કહે છે. આલસથી તન, મન અને ધનનો નાશ થાય છે જે આલસને વશ થાય છે તે અંતે નીરાશ થાય છે. દુઃખ, દલીદ્ર અને પાપનું મુળ આલસ છે. જે માણસ આલસાઇ કરે છે તે ખોદાના કાયદાથી ઉલટો ચાલે છે અને તેને તેની સજા ખમ્યા વગર છુટકો નથી.

**સ:**—સવારે વહેલાં ઉઠવા વિષે કાંઇ અવસ્તામાં ફરમાન છે કે ?

**જ:**—વંદીદાદ પરગરદ ૧૮ ફ. ૧૬ માં કહે છે કે "ઓ જરથો-સ્તીઓ ! વેલાસર બામદાદે તમો બેદાર થાઓ. લાંબો વખત સુધી ઉંઘવાનું તમને સજાવાર નથી. આપણા અવસ્તામાં દહાડો અને રાત મળી (એટલે આખા દહાડાના વખતના ૮ કલાકની ઉંઘ વાજબી ધારી છે.) ઉંઘ જ્યાંસુધી તે હદસરની હોય છે ત્યાંસુધી તે ભલા મીનોની બખ્શેશ છે પણ જ્યારે તે હદ ઉપરાંતની હોય છે, ત્યારે વંદીદાદ મુજબ, બુષ્યાંસ્ત નામના આલસાઇના દેવના શ્રાપ સમાન હોય છે.

**સ:**—પરોપકાર એટલે શું.

**જ:**—પરોપકાર એટલે પારકાનું ભલું કરવું. માણસ જાતનું સારૂં કરવાની લાગણીને તથા તેમનાં સુખ વધારવાની, તંગીઓ દુર કરવાની એક સરખી તીવ્ર ઇચ્છાને પરોપકાર બુદ્ધિ કહે છે. પરોપકારનું મૂળ દાદાર અહુરમજદ ઉપરના ભાવમાં છે, કેમકે માણસ તરફની લાગણી ત્યાંથીજ ઉત્પન્ન થાય છે. દાદાર અહુરમજદ પોતે

કેવા પરોપકારી છે, તેને સારા જગતની ફિકર છે અને તેવણ જીવ જંતુથી તે છેક મોટા પ્રાણીઓ ઉપર અથાગ અને નિરંતર ઉપકાર કરે છે.

સઃ—એ વિષે અવસ્તામાં કાંઇ લખાણ છે કે?

જઃ—યજશને હા ૩૫–૮ માં કહે છે કે 'જે માણસો બેઉ જીંદગીમાં સૌથી ઉત્તમ હસ્તી (યાને આ દુનિયાનું સુખ અને આવતી દુન્યામાં બહેશ્ત) ભોગવવા ચહાતા હોય તો તેઓએ પરોપકારી થવું.

સઃ—હમદીનોને સદા સહાય થવા વિષે કાંઇ અવસ્તામાં ફરમાન છે કે?

જઃ—યજશને હા ૧૨–૩ માં કહે છે કે 'નહી મારા શરીરના કે નહી મારા જાનના પ્યારમાં (યાને અગર જીવ જવાનો જોખમ હોય તો પણ) હવે પછી માજ્યદસ્નોને લગતા મોહલ્લા તરફ નુકસાન તથા પાણીની ટીપણી (લાવવાને) હું નહી ઉભો રહું (યાને મારા હમદીનો ઉપર આવી પડતી આફતમાંથી તેઓને હું સદા ઉગારીશ. ચોર અને લુટારાઓથી મારા હમદીનોના જાન માલનું હું સદા રક્ષણ કરીશ.

સઃ—જુઠાણ વિષે કાંઈ અવસ્તામાં લખાણ છે કે?

જઃ—અરદીબેહેશ્ત યશ્તમાં કહે છે કે 'દ્રઓઘોવાક્ષ્ દ્રઑજીશ્ત અપર્ફરત' એટલે અએ જુઠા સખુન બોલનારા ઘણાજ જુઠા! તમો નાબુદ થાઓ. વંદીદાદ પરગરદ ૪–૪૬ માં કહે છે કે ખોરાક અને વસ્ત્રના ચાહનારે (યાને પેટને ખાતરબી) હરગેજ બેકાયદે યા ગેરવાજબી રીતે (જુઠું) બોલવું નહીં. અશોજરથોસ્તે જુઠાઈને તેના મુળમાંથી ઉખેડી નાંખવા સારૂ પોતાની આખી જીંદગી સુધી ચાલુ કોશેશ કીધી અને આખરે તેમાં ફતેહ મેળવી હતી. એજ યશ્તમાં બીજો ફકરો નીચે મુજબ આવે છે. દ્રઑઘોવાક્ષ્ દ્રઑજીશ્ત જનાત્ દ્રઑઘોવાક્ષ્ દ્રઑજીશ્ત અએપયાત યાને (અશવહીશત નામની બંદગીનો ભાગ) જુઠા સખુન બોલનારાઓમાંના ઘણાજ જુઠાઓને મારશે, જુઠા સખુન બોલનારાઓમાંના ઘણાજ જુઠાઓને જેર કરશે. દારયવહુશ મહાન પાદશાહ પોતાના વારસને શિખામણ દે છે કે "તુ જુઠાંથી તદન દુર રહેજે અને જે માણસ જુઠો હોય તેનો તું નાશ કરજે.

**સ:**—અજીથીને ખાવામાં કાંઇ ગુનાહ છે કે ?

**જ:**—હાજી, અજીથીને ખાવું અપણા ધર્મની રૂએ ગુનાહ ભરેલું છે. એકની લબ બીજાના મોંમા જવાથી તેને નુકસાન થવાનો સંભવ રહે છે. વળી એકનું ખાધેલું જો બીજો માણસ ખાએ અથવા એકનું પીધેલું પાણી બીજો માણસ પીએ તો તેને નુકશાન થવાનો ઘણો સંભવ હોય છે, વળી હાલના દાકતરોનું પણ મત છે કે એક બીજા સાથ અજીથીને ખાવું નહી.

**સ:**—ઉઘાડે માથે અને ઉઘાડે પગે ચાલવામાં ગુનાહ છે કે ?

**જ:**—હાજી, પતેતમાં ઉઘાડે માથે ફરવાનો ગુનાહ જણાવેલો છે જેમકે કુશાદ્ દવારશની યાને કે સુદરેહ કુસ્તી વગર અહીં તહીં ઉઘાડે માથે ફરવું. હાલના ડાકતરોનું મત છે કે માથાની ખોપરીની અંદર આપણા શરીરનો ઘણોજ નાજુક ભાગ છે જેને ભેજું કહે છે તેને જો તડકો લાગે તો (Sun stroke)થી માણસ મરી જાય છે. ઉઘાડે પગે ચાલવાના ગુનાહને 'અએમુક્ દવારશની' કહે છે. પગમાં મોજાં રાખવાથી સરદી લાગતી અટકે છે અને હાલના ડાકતરો પણ કહે છે કે પગમાં ગરમ મોજાં રાખવાથી તનદરોસ્તી સારી રહે છે અને દરદ થવાનો સંભવ રહેતો નથી.

**સ:**—ચોખ્ખાઇ રાખવાથી શું ફાયદો થાએ અને એ વિષે અવસ્તાનું ફરમાન છે કે ?

**જ:**—હાજી ઘણા ફાયદા થાએ છે. ચોખ્ખાઇ રાખવાથી તનદરોસ્તીમાં ઘણો મન માનતો ફાયદો થાય છે. જે ઘરમાં રહેતાં હોઇએ તે સફાઇવાલુ નહી રાખીએ અને ગલીચી અને કચરો એકઠો થવા દઇએ, તો આપણી તનદરોસ્તીને ઘણું નુકશાન થાએ. વળી વંદીદાદમાં કહે છે કે 'પવીત્રાઇ માણસને માટે જન્મથીજ સારી છે કારણકે પવીત્રાઇ તેજ માજદયસ્ની દીન છે.' યાને કે જો માજદયસ્ની થવું હોય તો પવીત્રાઇ તનની, મનની અને રવાન ( આત્મા ) ની જાલવવી. તનની પવીત્રાઇ રોજ આંગ ચોળીને ધોવાથી થાય છે. મનની પવીત્રાઇ જાળવવા માટે ધર્મની કેળવણી જરૂર લેવી જોઇએ

જેથી આપણા મનમાં ખરાબ વિચાર દાખલ થતા અટકે અને આપણું મન અશો[અને પાક રહે.

સઃ—મગજ સથી સુધરી શકે ?

જઃ—૧) મનને ઉંચા વિચારોથી ભરપુર કરવાથી ૨) મોટાં માણસોની જીંદગી તથા બહાદુર લડવઈયાઓની વાર્તા વાંચવાથી, આપણા મગજને સારૂ શિક્ષણ મળે છે. ૩) મોટા ચીતારાઓના ચીતારો આપણા મનને સ્વચ્છ અને ઉંચા ખ્યાલો કરાવે છે.

એ વિષે એક કવી શું કહે છે.

He that has light within his own clear breast
May sit in the centre und enjoy bright day
But he that hides a dark soul and foul thoughts
Benighted waks under the midday sun.

સઃ—એટલે શું સમજ્યા !

જઃ—જેની સ્વચ્છ છાતીમાં રોશનીનો પ્રકાશ છે તે વચોવચમાં બેસે છે અને ખુશનુમા દીવસની ખરી મોજ ભોગવે છે પણ•જેનું અંતકરણ પાપી હોય છે અને જેના વિચારો હલકા હોય છે તે બપોરના તપોતામાં પણ અંધારામાં ગોના ખાતો ચાલે છે.

સઃ—તન્દરોસ્તી જાલવવાના નીયમો કયાકયા છે ?

જઃ—(૧) સકાળે ઉઠવું. (૨) ઉદ્યોગી થવું. (૩) ખાણી પીણીમાં અંદાજે રાખવો. (૪) આઠ કલાકની ઉંઘ ભોગવવી. (૫) મનને નેક વિચારમાં ગુંટાયલું રાખવું.

સઃ—તનદરોસ્તીને નુકશાન કયા કારણોથી થાય છે ?

જઃ—(૧) ભુખમરો અને પ્યાસ, (૨) એદીપણું, (૩) કેફી વ્યસન અને છાકટપણાથી, (૪) ખરાબ હવા, પાણી અને ખોરાકથી, (૫) બેહદ દલગીરીથી, ગુસ્સો, ફીકર અને ખરાબ મનોવીકારથી, (૬) ગંદાપણાથી અને નજીસાતથી.

સઃ—પાણીને સ્વચ્છ રાખવાથી શું ફાયદો થાએ ?

જઃ—પાણીથી માણસો તેમજ સર્વ જાનદાર પ્રાણીઓનો જીવવાનો આધાર છે તેથી કુવાના, ઝરાના, તલાવના, નદીના વગેરેના

પાણી સ્વચ્છ રાખવાં તેથી આપણી તનદરોસ્તીને ફાયદો થાય છે. પાણીમાં પડેલો નસો યાને મુવેલી કહોતી વસ્તુ કહાડી નાંખી તે પાણીનો ચોક્કસ ભાગ બહાર કાઢી નાંખવો જોઇએ. સુર્યના પ્રકાશથી પાણી સાફ થાય છે.

સઃ—એ વિષે અવસ્તામાં કાંઇ લખાણ છે કે ?

જઃ—ખોરશેદ નીઆએશમાં કહે છે કે જ્યારે ખોરશેદ ઉગે છે ત્યારે હોરમજદની પેદા કીધેલી જમીનને, વહેતાં પાણીને, ઝરાના પાણીને, દરીયાના પાણીને, થમ પાણીને પાકજગી આપવાનો સબબ થાય છે. પાણી ઉપરનો મવક્કલ (વડો) આવાં અરદવીસુર ઇજદ છે. એ નારી ફરેસ્તો છે. અસપન્દારમદ, આવાં, દીન, અરશીશવંઘ અને મારેસ્પંદ એ પાંચ દીવસ અને ચાંદરાત અને પુનમ ઉપર આવાં અરદવીશુર ન્યાએશ ભણવા દીની કેતાબમાં જણાવ્યું છે.

સઃ—આપઘાત કરવાનો ગુનાહ અવસ્તામાં છે કે ?

જઃ—હાજી માણસને તેના પેદા કરનારે ઠરાવેલી હદ લગીની પૂરેપૂરી જીંદગી ભોગવીને તેની મકસદબર લાવવી અને નહી કે તે વખત આગમજ તેનો અંત લાવવો. અવસ્તામાં જગેજગ લાંબી જીંદગી, તનદરોસ્તી કૌવત વગેરે માંગવામાં આવે છે. આપઘાત કરનાર પોતાની મેળેજ પોતાના જીંદગીના નાવ (વહાણ) ને ભાંજીને પોતાની મેળે ડુબી મરે છે, તેને પોતાના ગુનાહ ઘટાડવાની અને સવાબ વધારવાની જોગવાઇ મળતી નથી. આપઘાત કરનાર ખોદાનો ગુસ્સો પોતા ઉપર ખેંચી લેછે, અને પેલી જહાનમાં સખત સજા ભોગવે છે, સટ્ટાં રમવાથી, મોજમજાહથી, ફીશીયારીથી, વ્યભિચારથી, મોટાંમોટાં કરજો કરી માણસ આપઘાત કરે છે. તે કરવાનું મુખ્ય કારણ માણસે પોતાના મન ઉપર કાબુ નહી રાખવાનું છે. તેનામાં ધીરજ, સબુરી સંકટ ખમવાની હીમત રહેતી નથી, અને તેથી તે સર્વની નજરમાં હલકું ઠરે છે.

સઃ—કયારે જીંદગીનો ભોગ આપવામાં માન સમાયલું છે ?

જઃ—ઘણીવેળા જીંદગીનો ભોગ આપનાર તરફ કેટલાકો દયા

બતાવે છે જેમકે કોઇ પરમાર્થને ખાતર, કોઇ બીજી ઉમદા નેમથી, કોઇ બીજાનો જાન બચાવવાના હેતુથી, કોઈ બાહાદુરીનું કામ કરતાં, કોઇ દેશનાં ભલાને ખાતર (Die a Martyr's Death) જીંદગીનો ભોગ આપે તો માન આપવા લાયક છે. પણ ખોટી, હુજતી, હીચકારી, નાલાયક બેઇજતી ભરેલી નાપસંદ મતલબને ખાતર આપઘાત કરે તો તે જરથોસ્તી ધર્મ રૂએ ધીક્કાર ભરેલું છે.

# અમશાસ્પંદ, ચનદો ગાહામ્બાર ગાથા ગેહ અને જશન વિષે.

**અવસ્તા— અષાઉનાંમ્ વંઘુઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે યાઓ અમેષનાંમ્ સ્પેન્તનાંમ...યોઇ હુમ્તહમો-મનંઘહો, યોઈ હુમ્ત હમો વચંઘહો, યોઈ હુમ્ત હમો-શ્યઓથ્નાઓઘહો યએષાંમ અસ્તિ હમેમ મનો, હમેમ વચો, હમેમ શ્યઓથનેમ હમો પતચ ફ્રસાસ્તચ, યો દધ્વાઓ અહુરો મજદાઓ.**

અર્થ—ભલાં બહાદુર તથા દુન્યાની વૃદ્ધિ કરનારાં ફ્રોહરો, જે અશો અમશાસ્પંદોના તેઓને હમો માનસાથ યાદ કરીએ છીએ કે જે સાત અમશાસ્પંદો એક સરખા વિચારના, એક સરખા વચનના, અને એક સરખા કામ કરનારા છે, જેઓના વિચાર, વચન, અને કામ એકજ છે અને તેઓનો પીતા તથા સાહેબ દાદાર અહુરમજદ છે.

સઃ—અમશાસ્પંદ એટલે શું ?

અમશાસ્પંદ બોલ બે શબ્દનો બનેલો છે અમેષ+સ્પેન્ત 'અમેષ' એટલે અમર્ગ અને સ્પેન્ત એટલે વૃદ્ધી કરનાર એનો આખો અર્થ અમર્ગ વૃદ્ધિ કરનાર ખોદાઇ શક્તી એવો થાય છે. કેટલાક સ્કોલરો એવોને જીવતી, જાગતી, હોશદાર શક્તિ તરીકે ગણે છે, તો કેટલાકો

તે સાહેબની જુદીજુદી ખૂબી શક્તિ અને તેના ગુણ બતાવવા માટેના જુદાજુદા વિચારો તરીક જણાવે છે.

સ:—અમશાસ્પંદ કેટલા છે!

જ:—તેઓ ૭ છે, જેવા કે બહમન, અરદીબેહેસ્ત, શહેરેવર અસ્પનદાદ ખોરદાદ અને અમરદાદ. જો દાદાર અહુરમજદને સાથે લઇએ તો સાત અમશાસ્પંદ કરી બોલાય છે. એઓના અવસ્તા નામ 'વોહુમનો' એટલે ભલું મન, અષવહિસ્ત એટલે ઉત્તમ કાયદો અથવા ઉત્તમ અશોઈ, ક્ષથ્રવૈર્ય એટલે સ્વતંત્ર સત્તા અથવા મરજી મુજબની પાદશાહી, સ્પેન્ત આંરમઈતી એટલે વૃદ્ધિ કરનાર તાબેદારી અથવા નમનતાઇ, હઉરવતાત્ એટલે સુખાકારી અથવા સર્વતા, અને અમેરેતાત્ એટલે અમર્ગી અથવા લાંબી જીંદગી, તે સાહેબનો પહેલો ગુણ, બહમન, અવસ્તા વોહુમનો એટલે ભલું મન છે. આ ગુણ હોવાને લીધે દાદાર અહુરમજદ અતીશય જ્ઞાની છે એમ આપણે જાણી શકીએ છીએ. જાતી અક્કલ અને કાને સાંભળેલી અક્કલને લીધે દાદાર અહુરમજદ તમામ ભલું મન ધરાવે છે. જો બધે બધ ભલું મન ફેલાએ તોજ તેના અંજામમાં માણસને ખરી શાંતી મળી શકે (A poised and a balanced mind) Perfect wisdom માણસ બહમનની અક્કલ ધરાવવાને લીધે તે તમામ જાનદાર પેદાયશમાં શ્રેષ્ટ ગણાય છે. જેઓનું મન ભલું હોય તો તેના દરેક કામ કાયદાસરના નેક અને ભલા હોઇ શકે. ખોદાની બીજી શકતી અશ વહીશત યાને ઉત્તમ કાયદો યા ઉત્તમ અશોઇ (વ્યવસ્થા) જાહેર થાય છે. અશનો અર્થ બહોળો છે. સચ્ચાઇ પવીત્રાઇ, કાયદો, વ્યવસ્થા વગેરે એવા અર્થો થાય છે. અને એ બહોળી રીતે વપરાયો છે. એનો અર્થ પ્રગટી કારણનો કાયદો પણ થઇ શકે. The law of ordered Evolution and progress of bosmie life તે સાહેબની ત્રીજી શક્તી અવસ્તા ક્ષથ્રવઇર્ય યાને સ્વતંત્ર, સત્તા, મરજી મુજબની પાદશાહી (Holy sovereign power). ભલા મન મારફતે નેક અને અશોઇના કામો અમલમાં લાવવાથી દરેક માણસ પોતાની ખાહેશ મુજબ પોતાની જીંદગી સ્વતંત્રપણે

ચલાવી શકે અને તેનો અંજામ એક સુખી રાજ્ય, શાંતી અને ખુશાલી તથા સામાન્ય ભાઇબંધીમાં આવી શકે. **virtuous Government, Peace and good will, and the Kingdom of Heaven.** તે સાહેબની ચોથી શક્તી અસ્પંદાદ અવસ્તા સ્પેન્ત આરૂમઇતી એટલે ભલી તાબેદારી તથા નમનતાઈ (**Devotion to God, love for humanity**) ભલાં કામો કરવાની ઉંત્સાહ ભલુ મન, અશોઇ સ્વતંત્ર સત્તા અમલમાં લાવવાથી દરેક માણસમાં ખોદા તરફનો ભક્તિભાવ યાને ચાહ, નમ્રતા પરહીતેચ્છા, પરોપકાર બુદ્ધી આવી શકે. વળી એ અમશાસ્પંદ જમીન ઉપર મવક્કલ છે, તેથી જો કોઇ મહેનત કરીને જમીન ખેડે છે તો તે ખેડનારને જમીન તાબે થઈ ખોરાકનો પુષ્કળ જથ્થો ઉત્પન્ન કરી આપે છે અને તેનું પરીણામ ચાહ, હીત, લોકોના ભલાના કામમાં ચપલતા, ખેતી કરવાની ફરજ વગેરે ગુણો તેનામાં આવી શકે છે. તે સાહેબની પાંચમી શક્તી ખોરદાદ અવસ્તા હઉર્વતાત્ યાને સુખાકારી પુરતાપણું (**Perfection and happiness in this world) Health** સારીરિક આનંદ તથા ખુશાલી, તનદરોસ્તી, આરોગ્યતા એ તેની એક ફરજ થઈ પડે છે. આ ઉપલા સર્વ ગુણો મેલવવાથી તેનો અંજામ તે માણસની સંપુરણ જીંદગી અને સુખાકારીમાં આવે છે અને તે આ દુન્યાનું તમામ ખરૂં સુખ મેલવી શકે છે. તે સાહેબની છઠી શક્તિ અમરદાદ અવસ્તા અમેરેતાત યાને અમર્ગી અથવા લાંબી જીંદગી (**Perfect existence Hereafter in the presence of the Divine Beloved**). જેઓ ઉપર જણાવેલા સઘળા ગુણો અમલમાં લાવે છે તેઓજ મરણ પછી પેલી દુન્યાનું અમરપણું અને પુર્ણ અમલમાં આણવું તેમજ પાર પાડવું (**Realization and union**) અને હમેશનું મોક્ષ તથા ઉદ્ધાર મેળવી શકે છે. (**eternal salvation**).[1] એટલે કે ઉપલાંનો ટુંકમાં અર્થ કરીએ તો ભલી મનશનીનો ગુણ,

---

૧. જુઓ વિદ્વાન સોલીસીટર ભાઇ દી. જે. ઇરાનીનો **Circle of perfection** નો ચાર્ટ.

ઉત્તમ કાયદો અથવા અશોઇ, હકુમત એટલે મોટાઈ, તાબેદારી, સુખાકારી અને લાંબી જીંદગી એવા ઉમદા ગુણો અને મીનોઇ બખશેશો જો આપણે મેલવવા ઇચ્છા રાખીએ તો ખોદાની છ શક્તીઓની મારફતે તે મેલવી શકીએ.

**સ:**—એ અમશાશંપદોને પાછલા અવસ્તામાં કેવા જણાવ્યા છે ?

**જ:**—ગાથા પછીના અવસ્તામાં અમશાસ્પંદોને શારિરીક રૂપ આપીને તેઓની જગેજગે વખાણ ગાઇ છે અને તેઓને કુદરતમાંની છ મુખ્ય પેદાયશો ઉપરના મવક્કલ (વડા) તરીકે જાહેર કીધેલા છે જેમકે બહમન ગાયગોસપંદ ઉપરના વડા, અરદીબેહેસ્ત આતશ ઉપરના વડા, શેહેરેવર ધાતુ અથવા દોલત ઉપરના વડા, અસ્પંદાદ, જમીન ઉપરના વડા, ખોરદાદ પાણી ઉપરના વડા અને અમરદાદ ઝાડ પાન ઉપરના વડા. અમશાસ્પંદની સંખ્યા છ છે અને દાદાર અહુરમજદને સાથે ગણતાં સાત થાય છે. હોરમજદ યસ્તમાં છ અમશાસ્પંદ છે એમ જણાવ્યું છે. આપણા ધર્મ પુસ્તકમાં ફક્ત અમેશાસ્પંદ એવા નામથી એઓને ઓલખેલા છે. ફરવરદીન યસ્તમાં અહુરમજદને પણ એક અમશાસ્પંદ ગણીને સાત અમસાસ્પંદ જણાવેલા છે.

**સ:**—એ અમસાસ્પંદોની વીરૂદ્ધ કામ કરનાર દેવો કોણ કોણ છે ?

**જ:**—હોરમજદની વીરૂદ્ધ કોઈ નથી તો પણ વંદીદાદ પહેલી પરગરદમાં અહુરમજદની વિરૂદ્ધ 'અંગ્રમઇન્યુશ' ગણેલો છે. બહમનની વિરૂદ્ધ 'અકોમન' જેનું કામ બુરો વિચાર માણુસના મનમાં લાવવાનું છે. અરદીબેહેસ્તની વિરૂદ્ધ 'ઇંદ્ર' છે કે જે માણસોને અશોઈના કામોથી દુર રાખે છે. શેહેરેવરની સાંમે દેવ સાઉર્વ છે કે જેનું કામ આ દુન્યામાં જુલમીદોર ચલાવવાનું છે. અસપંદાદની વિરૂદ્ધ કામ કરનાર દેવ તરોમઇતી છે કે જેનું કામ લોકોના મનમાં ધિક્કાર, મગરૂરી વગેરે દુર્ગુણો ઉત્પન્ન કરવાનું છે. ખોરદાદની વિરૂદ્ધ તઉરૂ છે જેનું કામ પાણીની તંગી લાવવાનું છે. અમરદાદની વિરૂદ્ધ ઝઇરીચ છે જેનું કામ દુકાળ અને ભુખમરો લાવવાનું છે.

**સ:**—યજદ એટલે શું ?

જઃ—યજદ બોલ 'યજ' ધાતુ ઉપરથી નીકળેલો છે જેનો અર્થ સ્તુતી કરવી એવો થાય છે. યજદનો અર્થ 'સ્તુતી કરવા લાયક' ખુદાઇ શકતી એવો થાય છે.

સઃ—એ યજદ અમશાસ્પંદોની સંખ્યા કેટલી છે ?

જઃ—બધા મલી ૩૩ ફરેસ્તા આપણે બોલીએ છીએ, ત્રીસે-રોજના દરેક નામવાલો અકેક ફરેસ્તો, તે ઉપરાંત બીજા ત્રણ બરજો યજદ, હોમયજદ અને દહમ યજદ મળી તેત્રીસ થાય છે. પણ તે ભુલ ભરેલું છે. કારણકે દાદર અહુરમજદ ફરેસ્તામાં આવી શકે નહી. અમસાસ્પંદો પહેલી પંકતીના ફરેસ્તા છે, જયારે યજદો બીજી પંકતીના છે કે જેઓ તેઓના હમકારો છે તેઓ પણ સાથે આવી શકે નહીં, કેટલાકો જેવાકે મરહુમ એરવડ શેહરીયારજી ભરૂચા તેમજ શેઠ ખરશેદજી કામા જુદી રીતે એ તેત્રીસ ફરેસ્તાની સમજણ કરે છે

સઃ—હમકારા એટલે શું ?

જઃ—હમ એટલે સાથે કાર એટલે કામ કરનારા યાને સાથે મળી કામ કરનારા ફરેસ્તા. એક અમશાસ્પંદ અને ત્રણથી ચાર યજદો મળી દુન્યાનો કારોબાર ચલાવે છે. ખોદાતાલાએ એ યજદ અમશા-સ્પદોને જુદીજુદી શકતી આપી મીનો એટલે પેલી દુન્યા અને ગેતી એટલે આ દુન્યાની સંભાળ લેવાને કામો ઠેરવી આપેલા છે. જેમકે અહુરમજદના હમકાર, દેપાદર દપમેહર અને દેપદીન, બહમનના હમકાર મોહોર, ગોશ, રામ. અરદીબેહેસ્તના હમકાર આદર સરોષને બેહરામ, શેહરેવરના હમકાર ખોરશેદ, મેહર, આસમાન અને અને-રાન. અસ્પદારમદના હમકાર, આવાં, દીન, અરશીસ્વંધ અને મારેસ્પંદ. ખોરદાદના હમકાર તીર. અરદાફ્રવશ (યાને ફરવરદીન) ગોવાદ. અમર-દાદના હમકાર રશને, આસ્તાદ, અને જમ્યાદ.

સઃ— દરેક યજદ વિષે ટુકમાં સમજણ આપો.

જઃ—દેપાદર એટલે આદર રોજની ઉપરનો દાદાર અહુરમજદનો દીવસ. આદરયજદ આતશ ઉપરનો વડો છે, આવાંયજદ પાણી ઉપરનો વડો છે. આવાં અરદવીસુર નામની નદી ઇરાનમાં ઘણીજ

વખણાએલી હતી. ખોરશેદ યજદ સુરજ ઉપરનો વડો છે. અવસ્તા ઓલ હવર છે. માહ યજદ ચંદ્ર ઉંપરનો વડો છે તીરયજદ વરસાદ લાવનાર ફરેસ્તો છે. અસલના ઇરાનીઓ તેશતર સેતારા યાને (Sirius) તરફ ઘણા માનથી જોતા હતા. એની સામે અપઓશ દેવ થાય છે કે જે વરસાદને આવતો અટકાવે છે. તીર યસ્તમાં એ બંન્નેનું હાથો હાથની લડાઇનું બ્યાન આપેલું છે. ગોશ યજદ તમામ જીવતી દુન્યાનો આત્મા છે. એનું કામ માણસોને ઘોડાઓને અને ગાય ગોસપંદોની તનદરોસ્તી જાલવવાનું છે. દપમેહેરનો અર્થ મેહરરોજની ઉપરનો દાદાર હોરમજદનો દીવસ. મેહર યજદ રોશની ઉંપરનો છે. રોશની બે જાતની છે એક શારીરીક એટલે રૂપવાળી યાને જે સુર્ય ઉગવા અગાઉ ને અસ્ત પામવા પછી દેખાય છે તે, બીજી નીતિમાન રોશની તરીકે તે કેટલાક સદગુણો ઉપરનો વડો છે જેવાકે સચ્ચાઇ, પ્રમાણીકપણું, ઇન્સાફ, કોલ કરાર મિત્રાચારી વગેરે. વળી તે ગુજરેલા માણસોના રવાનોનો ચોથી રાતની બામદાદે ઇન્સાફ કરે છે. સરોષ યજદ એ 'સ્રુ' ધાતુ ઉપરથી, નીકળ્યો છે એનો અર્થ સાંભલવું, તે ઉપરથી તે યજદ 'ફરમાન બરદારી' નેક ભકિત એવા ગુણો ઉપર વડો છે. ગાથા હા ૪૫-૫ ફ. માં અશો જરથોસ્ત કહે છે કે આ દીનની બાબદ જે હું જાહેર કરૂં છું તે તરફ જે કોઇ સરોષ આપે (યાને વાજબી કહેલાને ધ્યાનથી સમજે) અને તે પ્રમાણે અમલ કરે તો તેઓ બંન્ને જહાનના ફાયદા હાંસલ કરે છે. એનો દુશમન અએષ્મ દેવ છે જે ગુસ્સાનો દેવ છે. એ યજદ જીવતાં જીવત તેમજ મુવા બાદ ત્રણ દીવસ માણસના રવાનની સંભાળ લે છે તથા ચાહારમની બાબદાદે તેનો ઇન્સાફ કરે છે. વળી દાદાર અહુરમજદનો પેગામ પેગામબરોને તથા દીનના પેશવાઓને એજ યજદ પોહોંચાડે છે. રશને યજદ રાસ્તી તથા ઇન્સાફ ઉપર વડો છે. એ પણ ચોથી રાતની બામદાદે માણસોના કામોનો ઇન્સાફ કરે છે. એનું કામ અશો લોકોનું રક્ષણ કરવાનું તથા દુન્યા ઉપર ચોક-સાઇ કરવાનું છે. ફરવરદીન અવસ્તા શબ્દ ફ્રવષિ ફારસી ફરોહર.

ફરોહરો દુન્યાની તમામ પેદાયશ ઉપર નેગેહબાન તરીકે માની લીધેલી શકિતઓ છે. એઓનું કામ કુલ પેદાયશને સારી વ્યવસ્થામાં રાખવાનું અને દેવ દરૂજોની સામે તેઓનું રક્ષણ કરવાનું છે. વળી ફરોહર એક મીનોઇ ભાગ છે જેનું કામ તે રવાનને "બુદ્ધિ મારફતે સારી આજ્ઞા પોંહચાડવાનું સારી સલાહ આપવાનું, સારો માર્ગ દેખાડવાનું અને તેમ કરી તેને સહાય થવાનું છે.[1] બેહરામયજદ માટે અવસ્તા બોલ 'વેરેથ્રધ્ન' એટલે વેરી યાને દુશમનને મારનાર તે ઉપરથી 'ફતેહમંદ' કરી થાય છે. એ ફતેહ ઉપરનો વડો છે. જે માણુસ બેહરામ યજદને ખરાં અંતઃકરણથી યાદ કરે છે અને તેની મદદ માંગે છે તેને ફતેહ આપવા તે દસ જુદાજુદા આકારમાં તેની મદદે જાય છે. જેવા કે ઘોડો, પવન, ગોધો ઉંટ, કુક્કર, માણુસ, પક્ષી, મેઢાં બકરાં ને પહેલવાન. રામ યજદ ખુશાલી ઉપરનો વડો છે. અવસ્તામાં રામખાસ્ત્ર બોલ આવે છે જેનો અર્થ ખોરાકમાં લેજત આપનાર તરીકેના વડા દાખલ એને ગણ્યો છે. ગોવાદ યજદ એ હવા ઉપરનો વડો છે. અવસ્તામાં 'હુવયુ' બોલ આવે છે જેનો અર્થ સારો પવન એવો થાય છે. એને માટે કાંઇ યસ્ત લખાઇ નથી, પણ એનું બ્યાન રામયસ્તમાં આવી જાય છે. દેપદીન એટલે દીન રોજની ઉપરનો દાદાર અહુરમજદનો દીવસ. દીન યજદ એ 'દી' ધાતુ ઉપરથી નીકળ્યો છે જેનો અર્થ 'જોવું' કરી થાય છે. દીનનો અર્થ ધર્મ, ખોદાના ફરમાન, ફરજ, સારૂ નરસું જોવાની શક્તિ એવો થાય છે. દીન ઉપરની વડી શક્તીને દીનયઝદ કહેવામાં આવે છે. જે જે અશોજરથોસ્તના પેગામબરી ધ્યાનમાં દેખાયલું અથવા ખુલું થએલું તે 'દએન' છે. અપિશવંઘ એ દોલત ઉપરનો વડો છે. એ ભલી દુવા ઉપરનો પણ છે અને પરણતાં જોડાંને તે ભલી દુવાદે છે. એ એક સ્ત્રી રૂપી ઇજદ છે. એ અહુરમજદ અને સ્પેન્ત આરમઇતીની બેટી છે. આશતાદ યજદ રાસ્તી, ઇન્સાફ પ્રમાણીકપણા ઉપર વડો છે. એ માણુસના કામોનો

---

૧. જુઓ જી. જ. મોદીની જ. ધર્મના કામો અને ક્રિયા પા. ૧૩૦

ચોઠી રાતની બામદાદે ઈનસાફ કરે છે. આસમાન યજદ આસમાન ઉપરનો વડો છે. એને માટે કાંઈ ખાસ યશ્ત જોડવામાં આવી નથી. જમીયાદ યજદ જમીન ઉપરનો વડો છે. એને માટે અવસ્તા બોલ 'ઝેમોહુદાઓ' એટલે સારી પેદા કીધેલી જમીન એવો થાય છે. જમીયાદ યશ્તમાં જમીનને લગતું કાંઈ ખાસ વર્ણન આવેલું નથી, પણ જમીન ઉપરના પહાડોનું, હોરમજદના કયાની નુરનું અને રસ્તાખેજ (ગુજરેલાઓનું પાછુ ઉભા થવા) વિષેનું વર્ણન આવેલું છે. મારેસ્પંદ યજદ 'જરથોસ્તી ધર્મના પવીત્ર કલામો' ઉપરનો વડો છે. અવસ્તા બોલ માંથ્ર સ્પેન્ત એટલે વૃધ્ધિ કરનાર ભેદી કલામો એમ થાય છે. પાછળથી તમામ અવસ્તાના કલામોને માંથ્ર કરી કહેવામાં આવ્યા.

અનેરાંન અનંત, અથવા હદ વિનાની રોશની ઉપરનો વડો છે. અવસ્તા 'અનઘ્ર રોચાઓં' નો અર્થ હદ વિનાની રોશણી એવો થાય છે.

એ ઉપરાંત બીજા થોડા યજદો પણ છે જેઓના નામો નીચે પ્રમાણે છે. હોમ યજદ એ એક અશોજરથોસ્તની આગમજ થઈ ગએલા પેગામ્બરનું પણ નામ છે. તેમ એક યજદનું પણ નામ છે. વળી તે એક જાતનો પાલો છે કે જેનો રસ કાઢી અસલના ઇરાંનીઓ પીતા હતા જેથી તેઓને તનદરોસ્તી મલતી હતી. એ આર્ય લોકોનો 'સોમ દેવ' છે. દહમ યજદ નેક દુવા ઉપરનો વડો છે. ઉષા બામી તે 'હોશ બામ' એ બામદાદ ઉપરનો વડો છે. એ એક નારી ફરેસ્તો છે. અઇર્યમન એ યજદનું કામ આરામ અને સુખ ચેન આપવાનું છે. એ યજદ વેદમાં મલતા અર્યમનને મલતો છે જેને ઉચ્ચ વર્ણના હીંદુઓ લગ્નની ક્રીયામાં યાદ કરે છે. નઇર્યો સંગ યજદનું કામ અહુરમજદના કાસદ તરીકેનું છે. એ વેદમાં 'નરીસ' ને મલતો આવે છે જે અગ્નિનું એક નામ છે. વનન્ત યજદ એ તીર યજદનો સાથી છે, એ સેતારાનું તેમજ એક યજદનું પણ નામ છે. એનું કામ તીરયજદની સાથે વરસાદ વરસાવવાનું છે.

**સઃ**—ગાહમ્બાર એટલે શું ?

**જઃ**—ગાહામ્બાર શબ્દ બે બોલના બનેલો છે ગાહ+અંબાર

ગાહ એટલે વખત અને 'હમ્બાર' એટલે એકઠું થવું, એ શબ્દનો અર્થ 'ભરાયલો વખત' અથવા પુરો થએલો વખત એવો થાય છે. પહેલવીમાં એ શબ્દ 'ગાસાનબાર' મળે છે. એ મોસમના જશનો છે કે જે વેલા સઘળા જરથોસ્તીઓ એકઠા મળી ખોદાતાલાની બંદગી કરે છે. આખા વરસમાં જે જુદીજુદા રૂતુઓ થાય છે તે વખતે જે નવાનવા પાકો થાય છે તે માટે ખોદાતાલાનો આભાર માનવાને જરથોસ્તીઓ એકઠા થઈ બંદગી કરે છે.

**સ:**—અસલના ઈરાનીઓ કેવી રીતે ગાહમ્બાર કરતા હતા ?

**જ:**—એ દીવસોએ ઇરાંની પાદશાહો પોતાની તમામ પ્રજા સાથ ખોદાની બંદગી કરતા હતા અને ભણાયલી ચીજોની એક સુફરે બેસી ચાશણી કરતા હતા અને ગરીબ અને તવંગર વચ્ચે કાંઇ ફરક રાખતા હતા નહીં.

**સ:**—ચાશણી એટલે શું ?

જ:—ફા. ચાશીદન[1] એટલે જીભથી ચાખવું. પહેલવીમાં એનો અર્થ મનથી ચાખવું ચખાડવું, શીખવવું એમ પણ થાય છે. રપીથવનની આફ્રીનમાં "દીન ચાશીદાર બોલ આવે છે" એટલે દીન બીજાઓને ચખાડનારા અથવા શીખવનારા. એનો અર્થ જેમ જીભથી ચાખવું તેમ મનથી ચાખવું પણ થાય છે. એટલે દીન શીખવી અથવા સમજાવવી સં. ચક્ષનો અર્થ કહેવું 'અથવા' શીખવવું થાય છે.

**સ:**—શું ગાહમ્બાર કરવાની આપણી ફરજ છે.

જ:—હાજી, પાક ખોદા તાલાએ જે રૂતુઓ આપી છે ને તેમાં જે જે પાકો થાય છે તેથી તે સાહેબનો ઉપકાર માનવાની ફરજ છે. હાલ ગામડામાં જે ગાહામ્બાર થાય છે ત્યાં દરેક જરથોસ્તી પોતાના ઘરમાંની ચીજ કાઢી આપે છે. કોઇ ચોખા, દાળ, ઘી, આટો વગેરે કાંઇ પણ ચીજ આપે છે, પછી તે ભણાવી અને સર્વે જરથોસ્તીઓ સાથે જમે છે. જો ઘરમાં કાંઇજ નહી હોય તોબી ત્યાં જઇ ગરીબમાં ગરીબ માણસ પણ બંદગી કરી ગાહામ્બારની ચાશની કરે છે.

સઃ—ગાહામ્બાર કેટલા છે તેઓના નામો તથા તેનો અર્થ સમજાવો.

જઃ—ગાહામ્બાર ૭ છે, ૧) મઇધ્યો જરેમ ૨) મઇધ્યોશેમ ૩) પઇતિશહએમ ૪) અયાથ્રેમ ૫) મઇધ્યારેમ ૬) હમસ્પથમેદેમ.

મઇધ્યો જરેમ (મઇધ્ય એટલે મધ્ય અને જરેમ્=લીલાસ) મધ્ય લીલાસ અથવા વસંત એની સીફતમાં "પયંઘ્રહો" એટલો દુધ આપનાર બોલ આવે છે. મઇધ્યો શેમ (મઇધ્ય=મધ્ય અને હમ્=ષેમ્=ઉનાળો) મધ્ય ઉનાળો. મઇધ્યો શહેમની સીફત વાસ્રોદાતએન્યેહે એટલે ઘાસ અથવા ખેતરની ચોકસ પેદાયશની કાપણી કરવાનો વખત છે. પઇતિશહય એની સીફત નથી આવી એની જોડે હહ્ય=મેવો શબ્દ આવે છે. મઇધ્યારેમની સીફતમાં 'સરેધ' શબ્દ આવે છે, જેનો અર્થ થંડી થાય છે, હમસ્પથમઇધ્યની સીફતમાં 'અરૅતો કરૅથન' છે જેનો ખુલાસો સમજ પડતો નથી. કદાચ અરેતો=ઉંચો, બુલંદ અને કરૅથન=કાપવું થઇ શકે. પઇતિશહએમ (પઇતી=ઉપર અને હહ્ય=સસ્ય=અનાજ) અનાજ કાપવાનો વખત. અયાથ્રેમ=ગરમી અને તેજી આવવાનો વખત. એ મોસમ ઉપર ચોપગાં જાનવરોમાં બચ્ચાં જનમવાનો જોસ્સો વધારે હોય છે. એની સીફતમાં આ બોલો આવે છે "ફ્રૅઓઉર્વં એસ્રેમહે વર્ષનિહર્શતહે" યાને રપીથવન અથવા ગરમીનો નીચે જવાનો (એટલે જમીનમાં પેવસ થવાનો) વખત તથા જાનવરોમાં શેહવત (યાને બચ્ચાં જન્માવાનો) વખત. મઇધ્યારેમ (મઇધ્ય=મધ્ય અને યાઇરય=શિયાળાની મોસમ) એટલે શિયાળાનો વખત. હમસ્પથમદેમ=સરદી અને ગરમીનું સમતોલ થવું તથા દહાડાનું રાત અને અને દિવસના બાર બાર કલાકના બે સરખા ભાગમાં વહેંચાઇ જવું[1].

સઃ—દરેક ગાહમ્બારના દિવસો કેટલા અને કયા મહિનાના કયા દહાડાથી શરૂ થાય ?

જઃ—દરેક ગાહમ્બારના દિવસો પાંચ છે. પહેલો ગાહમ્બાર અરદીબહેસ્ત મહિનાના ખોરશેદ રોજથી શરૂ થાય છે અને દએપમહેર રોજે આખેર થાય છે. બીજો ગાહમ્બાર તીર મહિનાના ખોર-

---

૧ જુઓ ભાષણો અને વાએજો ભાગ ૧ લો ડા. જી. જ. મોદી.

શેદ રોજથી તે દએપમહેર રોજ સુધી. ત્રીજો ગાહમ્બાર શેહરેવર મહિનાના આસ્તાદ રોજથી તે અનેરાન રોજ સુધી. ચોથો ગાહમ્બાર મેહર મહિનાના આસ્તાદ રોજથી તે અનેરાન રોજ સુધી. પાંચમો ગાહમ્બાર દેએ મહિનાના મહેર રોજથી તે બેહરામ રોજ સુધી. છઠો ગાહમ્બાર વરસની આખેરીએ 'અસ્પંદારમદ મહિનો પુરો થવા પછી ગાથાના પાંચ દહાડાઓની સાથે આવે છે.

**સ:**—ગાહમ્બારના વખત ઉપર ખોદાએ શું શું પેદાયશ પેદા કીધી ?

**જ:**—પહેલામાં આસમાન, બીજામાં પાણી, ત્રીજામાં જમીન, ચોથામાં ઝાડપાન, પાંચમામાં જાનવરો અને છઠ્ઠામાં માણસો.

**સ:**—ગાથા એટલે શું ?

**જ:**—ગાથા તેના ધાતુ 'ગા' એટલે ગાવું તે ઉપરથી ગાયણનું ભણતર, એ દિવસો વરસની આખેરીએ સુર્યની ચાલની કસરથી વધેલા દિવસો ગણવામાં આવે છે અને તે દિવસોને ગાથાવાણી નામે જે કવિતારૂપી અવસ્તા છે તે ઉપરથી નામો આપવામાં આવેલાં છે. એ ગાથાના હા, ખુદ અશો જરથોસ્તના અને તેમના ચેલાઓના લખાણો હોય એમ ગણાય છે.

**સ:**—ગાથા કેટલા છે અને તેઓના નામો આપો.

**જ:**—ગાથા પાંચ છે જેવા કે અહુનવદ, ઉસ્તવદ, સ્પેન્તોમદ, વોહુક્ષત્ર અને વહીશતોઇસ્ત.

**સ:**—ગેહ એટલે શું અને તે કેટલી છે તેઓના નામો આપો.

**જ:**—ગેહ એટલે ગાહ યાને વખત દહાડાના પાંચ ભાગને ગેહ કરીને કેહે છે જેવા કે હાવન, રપિથ્વન, ઉજીરન, અઇવિસ્રુથ્રેમ અને ઉશહીન.

**સ:**—ઉપલી ગેહનો વખત આપો.

**જ:**—હાવન સવારના સુરજ ઉગે ત્યાંથી બપોરથી બાર વાગા વેર. રપિથ્વન બાર વાગાથી ત્રણ વાગા વેર, ઉજીરન ત્રણથી તે સુરજ અસ્ત પામે તથા ઝઝકલું રહે ત્યાં સુધી. અઇવિસ્રુથ્રેમ તારા

---

૧. જુઓ એરવદ કા. કાંગાની દીક્ષ્નરી.

દેખાય ત્યારથી તે રાતના બાર વાગા વેર, ઉશહીન રાતના બારથી તે બામદાદ તથા પરોઢયાં સુધી.

સઃ—ગાથા લખાયા તે વેલા કેટલી ગેહ હતી અને તે કેમ જાણ્યું ?

જઃ—ત્રણજ હતી. જેવીકે ઉશહીન, રપિથ્વન અને અઇવિસ્રુથ્રેમ, કારણકે યજશને હા. ૪૫–૫ માં સવાલ પુછવામાં આવે છે કે અએ હોરમજદ! કોણે સહવાર, બપોર તથા રાત પેદા કીધી ? આ ઉપરથી જણાય છે કે અસલ ત્રણજ ગેહ હતી અને તેમાં ઉશહીન સઉથી પહેલી હતી.

સઃ—રપિથ્વન ગેહ આખું વરસ ભણાય કે ?

જઃ—નહીજી. ફરવરદીન મહિનાના અહુરમજદ રોજથી તે મહેર મહિનાના અનેરાન રોજ સુધી રપિથ્વન ગેહ ભણાય છે, પણ આવાં મહિનાના અહુરમજદ રોજથી તે વહીરતોઇયસ્ત ગાથા સુધી બીજી હાવન ભણાવી જોઇએ. ગરમીના દિવસમાં દિવસ લાંબા હોવાથી પાંચે ગેહ ભણાતી હતી. થંડીની અંદર દિવસ ટુંકા હોવાથી ચારજ ગેહ ભણાતી હતી.

સઃ—જશન એટલે શું ?

જઃ—જશન શબ્દ અવસ્તાનો 'યસ્ન' શબ્દ છે જેનો ધાતુ 'યજ' એટલે ઈજવું સ્તુતિ કરવી, આરાધવું ઉપરથી જશન એટલે આરાધના, પરસ્તેશ સ્તુતિ, વખાણ થાય છે. જશન એટલે પાકદાદાર અહુરમજદ અને તેના પેદા કીધેલા યજદ અમશાસ્પંદોની સ્તુતિ કરવાના દિવસો. જશનના ભણતરમાં તે સાહેબનો આભાર તથા યજદ અમશાસ્પંદોના કાર્યો સાથનો એક જાતનો સહકાર તથા એકતાન થવું છે.

સઃ—આખા વરસમાં કેટલાં જશન છે ?

જઃ—બાર જશનો છે. જે મહિનાનો જે રોજ આવે તે દિવસે જશન થાએ જેમકે ફરવરદીન મહિનો ને ફરવરદીન રોજ વગેરે વગેરે. દેહ મહિનામાં દાદાર અહુરમજદના દિવસો જશન તરીકે પાલવામાં આવે છે. એ મહિનામાં ચાર જશનો થાય છે અને તે અહુરમજદ, દેપાદર, દેપમેહેર અને દેપદીન રોજે જશન થાય છે.

સઃ—જશનના દિવસોની મતલબ શું ?

જઃ—(૧) અહુરમજદ અમશાસ્પંદો યજદો અને અશોફરો-હરોની સ્તુતિ કરવાના દિવસો છે. (૨) એ દિવસો સ્તુતિ કરવા પછી આસાયશ, રાહત લેવાના દિવસો છે. (૩) એ દિવસો એક બીજામાં ભાઇબંધી વધારવાના તથા મિત્રાચારી જાલવવાના દિવસો છે. (૪) તે ખોદાઇ શક્તિઓની આરધનાથી એ દિવસો ઉપર પવિત્ર મીનોઇ આશીરવાદો મેલવવાની છે, કે જેની બરકતથી આપણે આપણી ફરજો બજાવી અહુરમજદ હજુર હસ્તે મુખે જઇ શકીએ છીએ. જશનોમાં આપણા અશો ન્યાગાનો તેના મહાન પેગામ્બર, દસ્તુરો તેમજ દીનના રક્ષકોના નામો લઇએ છીએ ત્યારે ત્યાં હાજર રહેલાઓને એક જાતની લાગણી થાય છે કે આ મહાન પુરૂષોને મરણ પામ્યાને સદીઓ પસાર થઇ ગઇ છે, પણ તેઓના નામો હજુર યાદ થાય છે તો આપણે પણ કોમ તરફની તથા દીન તરફની ફરજ બજાવીશું તો આપણું નામ પણ હમેશા યાદ રહી જશે. માટે આવી ક્રિયાઓ આપણને સદ્‌ગુણો ખીલવવાના તથા મહાન પુરૂષોના દાખલા ઉપરથી ફીલસુફી શીખવનારાં સાધનો જેવાં છે.

સઃ—ઇરાનમાં મુખ્ય જશનો કયા હતા.[1]

જઃ—જશને સદેહ, મેહરગાંન, અરદવીસુર અને આદરગાનનું જશન.

સઃ—જશનના મુખ્ય પ્રકારો કેટલા છે અને તે કયા કયા ?

જઃ—ત્રણ છે, (૧) મોસમના જશનો (૨) ગુજરેલાંઓની યાદના જશનો (૩) કોઇ બનાવની યાદના જશનો જેવા કે પહેલામાં (૧) ગાહમ્બા-રના જશનો. (૨) જમશેદી નવરોજ. (૩) મહેરગાન, (૪) રપિથ્વન, (૫) તીરંગાન, (૬) ખોરદાદ સાલ. બીજામાં ગુજરેલાઓની યાદના જેવા કે (૧) ફ્રવદેગાનના ૧૦ દિવસો (૨) ફરવરદીન મહીનો ને ફરવરદીન રોજ અને દર મહીનાનો ફરવરદીન રોજ. ત્રીજામાં કોઇ બનાવની યાદના જેવા કે (૧) તીરંગાન, (૨) મહેરંગાન વગેરે.

---

૧ દરેક જશન વિષે લંબાણથી હકીકત માટે જુઓ "મારી જરથોસ્તી ધર્મ સંબંધી વિષયો ભાગ ૧ લો.

**સઃ—જમશેદી નઓરોજના જશનનો અર્થ શું ?**

**જઃ**—કુદરતી વરસ શરૂ થવાનો તથા વસંતરૂતુના શરૂ થવાના વખતે કરવામાં આવતું જશન. એ જશન પહેલવહેલું જમશેદ પાદશાહે ગાદીનશીન થતી વખતે કીધું હતું. તેણે ઇરાનવેજને આબાદ કીધું અને એમ કર્યાં પછી એ બનાવની યાદગારીમાં તેણે એક ફરવરદીન મહિનો ને હોરમજદ રોજે ઇરાનવેજના તખ્તે ગાદીનશીન થઇ એક મોટું જશન કીધું. એ જશન ત્યાર બાદ જમશેદી નઓરોજને નામે પ્રખ્યાત થયું છે, એ જમશેદી નઓરોજ તા. ૨૧ માર્ચે પડતો શુભ દિવસ છે. જેનો મહિમા ઇરાન દેશમાં હજુર સુધી પુર ધામધુમથી આઠ દીન સુધી પાળવામાં આવે છે. એને અંગ્રેજીમાં **Vernal Equinox** કહે છે.

**સઃ**—ત્યારે એ નવરોજ ફરવરદીન મહીનો ને હોરમજદ રોજે કાંએ નથી પડતો ?

**જઃ**—જ્યાંસુધી આપણી પાદશાહી હતી ત્યાં સુધી આપણે સુર્યની ચાલનો કસરનો વખત (યાને કે સુર્ય પોતાનું વરસ દહાડાનું ફરવું ૩૬૫ દી. ૫ કલાક ૪૮ મીનીટ ૪૯ સેકન્ડ લે છે જેને આફતાબી વર્ષ કહેવામાં આવે છે) ગણત્રીમાં લેતા હતા પણ તે ચાલ આપણા ટોળામાંથી પાછળથી નીકળી ગયો તેથી આપણી હાલની ગણત્રી ખોટી છે. ખરૂં પુછાવો તો આપણું વર્ષ ૩૬૫ા દિવસનું છે પણ આપણે ચાર વરસે એક દહાડો અથવા ૧૨૦ વરસે એક મહિનો હાલ ઉમેરતા નથી તેથી આપણી ગણત્રી ખોટી છે.

**સઃ—મહેરગાંનનાં જશન વિષે તમો શું જાણો છો ?**

**જઃ**—મહેરગાનનું જશન એ પાનખર રૂતુમાં આવતું જશન છે, એને **Antumnal Equinox** કહે છે. એ મહેર મહીનો ને હોરમજદ રોજે પડે છે. પણ આપણામાં જે મહિનાનો જે રોજ હોય તે દિવસે જશન પાળવામાં આવતું હોવાથી એ જશન મહેર મહિનો ને મહેર રોજે પાળવામાં આવે છે. એ દિવસે પાદશાહ ફરેદુન જે પેશદાદીયન વંશનો ઘણો નામીચો પાદશાહ

હતો તેને જાલેમ જોહાક જે અરબસ્તાનનો પાદશાહ હતો તેને બંદ કરી, ઇરાનને એક પારકા રાજાની જુલમગાર બેડીમાંથી છોડવ્યું. તે બનાવની યાદમાં તેણે એક ખાસ તહેવાર તરીકે એ દીન પાળ્યો.

સઃ—તીરંગાનના જશન વિષે શું જાણો છો ?

જઃ—તીર ઇજિદને સેતારા તરીકે **Dogstar** અથવા **Serius** સાથે સરખાવ્યો છે. એની સાથ કામ કરનારો ફરેસ્તો સતવેશ છે. એનું કામ વરસાદના પાણીને વહેંચી આપવાનું છે. કહે છે કે પેશદાદીયન વંશના પાદશાહ મીનોચેહર અને અફરાસીયાબ વચ્ચે થએલી લડાઇમાં મીનોચેહર પદશખ્વાગર પહાડમાં બંદ થવા પછી તેઓ વચ્ચે સુલેહ થઇ હતી. તે સુલેહની સરતોમાં એક સરત આ હતી કે એ બેઉ પાદશાહોએ પોતાની મુલકની હદો નક્કી કરવી. તે માટે નક્કી થયું કે એરેક્ષ નામનો એક જાણીતો તીરંદાજ જે તે વેળા ઇરાનમાં હતો તેની પાસ તીર મરાવવો અને તે જ્યાં જઇને પડે ત્યાં તેઓએ પોતાની હદો નક્કી કરવી. કહે છે કે એરેક્ષે છેક બામદાદે તીર ફેંક્યો તે છેક બપોરે જમીન ઉપર પડયો. એક સપાટે ફેંકેલો તીર બપોરે મળે એ ઘણું સરાહગાત ભરેલું દીસે છે પણ એમ કહેવામાં આવે છે કે તે તીર એક હવામાં ઉડતા એક પક્ષીને લાગ્યો. અને તે તેના પીછામાં ભરાઇ રહ્યો. પછી તે થોડુંક જખમી થએલું પક્ષી પાછું ઉડતું ઉડતું છેક બપોરે એક જગાએ પડેલું મળી આવ્યું તે જગ્યાએ મુલકની હદ મુકરર થઇ. [1]

સઃ—ખોરદાદ સાલના જશન વિષે તમો શું જાણો છો.

જઃ—એક જાણીતા જશનના દીવસ તરીકે એ જશન જણાયલું છે. એ દીવસ "નવરોજે ખાસ" એવે નામે જણાયલો છે જ્યારે આપણો ફરવરદીન મહીનો ને હોરમજદ રોજ 'નવરોજે આમ' યાને ખાસો આમને માટે ખુશખુશાલીનો નવરોજ એવે નામે જણાયલો છે. ઇરાનની તવારીખના ઘણાક બનાવો એ દિવસે બનેલા જણાવવામાં આવે છે. એ દિવસે સઘળા જરથોસ્તીઓએ ખોરદાદ

---

૧ Cf. ઇરાનનો ઇતિહાસ ભાગ ૧ લો. બ. ડા. જી. જ. મોદી.

સાલના જશનમાં સામેલ થઇ એકબીજા સાથ હમાજોર લેવી જોઇએ. પછી ગરીબોને અનાજ, વસ્ત્ર વગેરે આશોદાદ આપવી જોઇએ. એ દિવસ ભાઇબંધી, દોસ્તી અને પ્રેમનો ગાંઠ મજબુત કરવાનો દિવસ છે. કહે છે કે અસલી ઇરાંનીઓ એ દીને ગામ–શહેર ને પાયતખ્તના ઝુપડાંઓ લીપાવીને સાફ કરાવતા, ઘરોને ચુનો દેતા, હવેલીઓની નકસી કોતરકામ સાફ કરાવતા, અને તેમાં લોબાન અગર વગેરે ખુશબો બાળતા તથા બાળકો ખોદાની સીફતના ગીતો ગાતા હતા. એ દીને બનેલા બનાવો ૧) પહેલા ઇરાની પાદશાહ ગયોમરદનો જન્મ ૨) પેશદાદીયન વંશનો પાયો નાંખનાર હોશંગ પાદશાહનો જન્મ ૩) દેવોની યાને બુરા લોકો ઉપર પાદશાહ તેહમુરસ્પની ફત્તેહ ૪) ફરેદુને પોતાની મુલકની વહેંચણી પોતાના ત્રણ છોકરાઓને સેલમ, તુર અને એરચને કીધી હતી. ૫) પાદશાહ કેખસરૂની તુરાની અફ્રાસીયાબ જેણે તેના બાપ સીયાવક્ષને મારી નાંખ્યો હતો તેના ઉપર ફતેહ મેળવી અને તેનેથી અફ્રાસીયાબનું માર્યા જવું. ૬) અશોજરથોસ્તનો જન્મ. ૭) અશોજરથોસ્તે પોતાની દીન પહેલવહેલી જાહેર કીધી. ૮) ગુસ્તાસ્પ પાદશાહે તે દીન કબુલ રાખી.

**સ:**—રપીથવન એટલે શું? અને તે કયારે ઇજવામાં આવે છે?

**જ:**—ફ્રવરદીન મહીનો અને અરદીબેહેસ્ત રોજે બપોરના બારથી ત્રણ વાગા સુધી રપીથવન ઇજવાનો દીવસ છે. દરેમેહરમાં જશન અને ઇજશને કરવાનો દીવસ એ છે. રપીથવન એટલે દીવસનો મધ્ય ભાગ, અવસ્તા બોલ અરેમપીથ્વ એટલે દીવસનું મગજ ગરમીની મોસમની શરૂઆત માટે દાદાર અહુરમજદનો ઉપકાર માનવાનું એ જશન છે. એ અરદીબેહેસ્ત રોજે ઇજાય છે જો કે રપીથવન ગેહ તો હોરમજદ રોજથી શરૂ થાય છે કારણ કે અરદીબેહેસ્ત ગરમી યાને આતશ ઉપરનો વડો છે.

**સ:**—ખોરદાદ મહીનાના જશન માટે શું જાણો છો?

**જ:**—ખોરદાદ પાણી ઉપરનો વડો છે. વરસો, મહીના, દીવસો અને રૂતુઓને વખતસર લાવવાનો એ અમશાસ્પંદ છે. એના અર્થ

પ્રમાણે (હઉરવતાત=સુખાકારી). એ ખોરદાદ અમશાસ્પંદ અશો માણસને પુરતું સુખ આપનાર છે. એ દીવસે ખોરદાદની ક્ષનુમનથી જશન, આફ્રીનગાન વગેરે ક્રિયા કરવામાં આવે છે.

સઃ—અમરદાદના જશનને માટે શું જાણો છો ?

જઃ—એ અમશાસ્પંદ ઝાડ પાન, ગાય ઢોર ઉપર, અનાજના વધારા ઉપર અને ગઓકરેન યાને સફેદ હોમ ઉપર મવક્કલ છે. એ જશનનું નામ લીલોત્રી છે.

સઃ—બહમન મહીના જશન વિષે શું જાણો છો ?

જઃ—બહમન મહીનામાં ગુલે બહમન નામના ફુલો દુધમાં બોલીને અસલના જરથોસ્તીઓ ખાતા હતા, એમ ધારીને કે તેથી અક્કલ આવે.

સઃ—અસપનદારમદ અમશાશપંદના જશન વિષે તમો શું જાણો છો ?

જઃ—અસપનદારમદ એ નારી અમશાશપંદ છે. અસપનદારમદ રોજ અને અશપનદારમદ મહીનાના દીવસે અસલી ઇરાનીઓ ઘરની કાળજી રાખતા હતા. તેઓના ધર્મ ગુરૂઓ તેઓને એજમતી નીરંગ લખી આપતા હતા તે દીવાલ પર ચોટાડતા હતા અને તે દીવસે ચોખ્ખી રેતી ઇજતા હતા ને નીરંગના કાગળો ચારે બાજુએ ભીંત ઉપર ચોટાડતા હતા, કારણ કે તેમ કરવાથી ખરફ્સતર યાને નુકશાનકારક પ્રાણીઓનો તથા ગલીચાઇનો નાશ થતો હતો.

સઃ—ખોરદાદ રોજ ને અસપનદારમદ મહીના વિષે શું જાણો છો ?

જઃ—એ દીવસે અવરદાદ સાલગાહનું જશન કરવામાં આવતું હતું. જરથોસ્તીઓ ચાર વરસે એક દીવસ ઉમેરીને કબીસો કરતા હતા તેની ખુશાલીમાં એ જશન કરતા હતા.



# બંદગી વિષે.

**અવસ્તા:—નૅમો વૉહૂ નૅમો વહિશ્તૅમ, જરથુશત્ર! ગએ-થાબ્યો ( સરોષ હાદોખ્ત ક. ૧ લો. )**

યાને અએ જરથોસ્ત માણસો માટે બંદગી ભલી છે. બંદગી સઉથી સરસ છે.

**નેમહી રફ્યામા અહુરમજદા! નેમહી ઉસેમહી, નેમંઘહે વીસામઇદે ( યજશને હા. ૫૮–૩. )**

એટલે—અએ અહુરમજદ ! બંદગીમાં હમો મોજ લઇએ છીએ બંદગીમાં હમો શોખ રાખીએ છીએ અને બંદગી માટે હમો મશ-ગુલ થઇએ છીએ.

યજશનેના હા. ૧–૨૧ માં કહે છે કે 'એ હોરમજદ ! અગર જો મારા વિચાર, વચન અને કામથી, જાણી જોઇને અથવા અજા-ણપણે, તુંને મેં અપમાન કર્યું હોય અથવા તો તારી બંદગી કરવામાં અને તારી સ્તુતી ગાવામાં મેં કાંઇ ખામી કીધી હોય તો તેની તોજેશ તરીકે હું તારી કીર્તિ ગાઉ છું અને હું તારી ભક્તિ કરૂં છું,' સરોષ હાદોખ્તમાં કહે છે "જે બંદગી ભલી, ઠગાઇ વગરની અને બીઆઝાર હોય, તેજ બંદગી માણસને માટે બચાવ અને દરૂ-જની સાંમે ઢાલ જેવી છે."

**સ:**—બંદગી એટલે શું ?

**જ:**—બંદગી શબ્દ અવસ્તા 'બન્દ' એટલે બાંધવું ધાતુ ઉપરથી નીકળ્યો છે જે ઉપરથી ફારસીમાં 'બન્દ' એટલે બંદી, 'બન્દહ' એટલે નોકર એવા શબ્દો નીકળ્યા છે, જે દેખાડે છે કે જેમ એક ગોલામ પોતાના શેઠની નોકરી કરવાને બંધાયલો છે તેમ આપણે પણ તે સઉથી મોટો આપણો શેઠ જે જગતનો ધણી આપણો પિતા તેની નોકરી કરવાને, તેના તરફની આપણી ફરજો બજાવવાને, તેની ફરમાનબરદારી કરવાને બંધાયલા છીએ.

સઃ—તેની ફરમાન બરદારી કરવી એટલે શું ?

જઃ—તેની મરજી મુજબ ચાલવું તેની કુદરતમાં જેજે સદ્દગુણો હોય તે આપણે અખત્યાર કરવા.

સઃ—કયા કયા સદ્દગુણો ખોદામાં છે ?

જઃ—દયા, માયા, પરોપકાર, સખાવત, સચ્ચાઇ, અશોઈ, પ્રમાણીકપણું વગેરે.

સઃ—બંદગી કોણની કરવી જોઇએ ?

જઃ—એકલા એક ખોદા દાદાર અહુરમજદની.

સઃ—કઈ ચીજ આગળ ઉભા રહી ખોદાતાલાની યાદ કરવી જોઇએ.

જઃ—ખોદાતાલાની પેદા કીધેલી નુરી ચીજો જેવી કે સુરજ, ચંદ્ર, તારા, પાણી, આતશ વગેરે સાંમે ઉભા રહી તેની બંદગી કરવી, કેમકે તે ચીજો આપણી નજર આગળ હોવાથી આપણને ખોદા વિષેનો વિચાર આવી શકે અને આપણું મન કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર જાએ.

સઃ—કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર એટલે શું ?

જઃ—એટલેકે કુદરતના અવલોકનથી કીરતારની પીછાન કરવી ખોદાની શક્તીનો ખ્યાલ આપણા મન ઉપર સારી રીતે ઉતારવા માટે તેની ચલકાટવાળા પેદાયશો જેવી કે સુર્ય, ચંદ્ર, આતશ પાણી, ઝાડપાન, વગેરે ઉપયોગી સાધનો છે.

સઃ—કેબલો એટલે શું ?

જઃ—સામે રાખેલી વસ્તુ. એ અરબી ભાષાનો બોલ છે. સઘળી કોમોમાં બંદગી કરતી વખતે ચોકસ ઠરાવેલી ચીજો તરફ 'કેબલો' કરવાનો રેવાજ છે, પણ જરથોસ્તી ધર્મ માણસોએ હાથથી બનાવેલી કોઇપણ ચીજનો કેબલો કરવા ફરમાવતી નથી. પથર, લાકડું, ધાતુ વગેરે ચીજોમાંથી બનાવેલી મુર્તિ ચિત્ર વગેરેનો કેબલો કરવાનું જરથોસ્તીઓ અસલના જમાનાથી નાલાયક સમજતા આવ્યા છે.

સઃ—અશો જરથોસ્તની આગમજ ઇરાનીઓ કેવી રીતે બંદગી કરતા હતા ?

જ:—તેઓ પણ આપણી માફક સુર્ય, ચંદ્ર આતશ અને પાણી જેવી નુરી ચીજો આગળ ઉભા રહી બંદગી કરતા હતા.

સ:—બંદગી કેવી રીતે કરવી ?

જ:—ખોદાતાલાનો મનમાં વિચાર લાવી એકાંત જગામાં જેવી કે દરમહેર અથવા આતશબેરામમાં દોવા માંગતા હોઇએ એવી રીતે હાથ ઉંચા કરી અદબથી અને ખરા અંતઃકરણથી અવસ્તાના કલામો શુદ્ધ ઉચ્ચારે ભણવા જોઇએ. સરોષ હાદોખ્તમાં કહે છે કે "તેજ બંદગી ભલી છે કે જે ખરાં દીલથી કીધેલી અને ઠગાઈ વગરની હોય" બંદગી એક ફરજ ગુજારી સમજીને ફક્ત કલાક અરધો કલાક વગર ધ્યાને, વગર સમજવે ભરડી જવામાં સમાયલી નથી પણ તેનો ખરો હેતુ તે કીરતાર તરફની ફરજો બજાવવાનો તેનો આભાર માનવાનો, ગુનાહ માટે પસ્તાવો કરી માફી ચહાવાનો છે.

સ:—શું બંદગી કરવાની આપણી ફરજ છે ?

જ:—હાજી, જેને વખાણ ઘટતી હોય તેની વખાણ ગાવી એ ઉમદા ફરજ છે. કોઇને જેને આભાર ઘટતો હોય તેનો આભાર માનવો એ ઇન્સાન જાતની ફરજ છે. આપણને તે સાહેબ દરરોજ દર પળે બેશુમાર નીયામતો આપે છે, તેને માટે તે સાહેબની શુક્ર ગુજારી કરવી, તેની કીર્તિ ગાવી, તેની તરફ વફાદારી જાહેર કરવી એ આપણી મુખ્ય ફરજ છે. બંદગીમાં ચાર હેતુઓ યાદ રાખવા ૧) ખોદાતાલાની સેતાયશ, ૨) તે સાહેબની અપાર બક્ષેસો માટે આભાર માનવો, ૩) તે સાહેબ તરફ તથા તેની પેદાયશ તરફ થએલા ગુનાહની માફી માંગવી અને તે ફરીથી નહી કરવાની કબુલાંત આપવી, ૪) આપણી મુશીબતોમાં મદદ મેળવવાની અરજ કરવી આપણે માટે, કુટુંબ માટે, કોમ, દેશ અને કુલ દુન્યા માટે નેક મુરાદો માંગવી.

સ:—ફક્ત મોહોડેથી ભણવામાં બંદગીની મતલબ પુરી થાય છે ?

જ:—ના, કદી નહી. બંદગીનો અર્થ અવસ્તામાં બહુ બહોળો છે. સઘળા નેક વિચારો, નેક વચનો, નેક કામો સાથે કીધેલી બંદગી એજ ખરી બંદગી છે 'ભણે ગણે ને દયાનત બુરી' એવી બંદગી કંઈ કામની નહી.

સ:—શું ભલાં કામો દીનના ભણતર કીધાં બરાબર છે ?

જ:—હાજી, ફક્ત ભણવા ગણવામાંજ બંદગી આવી રહી એમ સમજવું નહી પણ તેની સાથે ભલાં લોક ઉપયોગી કામો કરવાં, સખાવત કરવી, ભલો ઉદ્યોગ કરવો, ચોખ્ખી દયાનત રાખવી, ચોર લુટારા, જુલમગાર, અને જીયાંગાર જાનવરોનો નાશ કરવો વગેરેમાં બંદગીનો બહોલો અર્થ સમાયલો છે ? [1] અંગ્રેજીમાં કહેવત છે કે— "Work is worship" યાને કામ એ એક જાતની બંદગી છે.

સ:—એ વિષે વંદીદાદમાં શું કહે છે ?

જ:—જે કોઇ અનાજની ખેતી કરે તે ગોયા અશોઈ ખેડે છે, તે શખ્સ માજદયસ્ની દીનને ૧૦૦૦૦ યજશનીઓ કરવા બરાબર ખીલવે છે.

સ:—આપણે ખોદાની યાદ કઈ જબાનમાં કરવી જોઇએ ?

જ:—અવસ્તા જબાનમાં. એ કાંઈ શોખની વાત નથી પણ ફરજની વાત છે.

સ:—પણ તે તો આપણે સમજતા નથી તેનું કેમ ?

જ:—આપણે આપણા ફરસુદના વખતે જે બંદગી કરીએ તેનો સાર સમજવાની કોશેશ કરવી જોઈએ. ફક્ત મોંઢેથી સમજ્યા વગર અવસ્તા બોલી જવા તેમાં કંઈ વળ્યું નહી. નહીં તો મહાન કવિ નાટકકાર શેકસ્પીયર જેમ કહે છે તેમ:—

"My words fly above, my thoughts remain below,
Words without thoughts can never to heaven go.

સ:—એટલે શું સમજ્યા.

જ:—મારા શબ્દો ઉપર ખોદાને માટે છે, પણ મારા વિચારો તો નીચેની દુન્યા માટે છે વિચાર વગરના શબ્દો દાદાર અહુરમજદની દરગાહમાં પહોંચતા નથી.

બીજો એક વિદ્વાન કહે છે કે:—

God looks not at the pomp of words, and variety of expressions but at the sincerity and devotion of the heart.

---

૧ જુઓ ધર્મ નીતિ અભ્યાસ લા. એ. ન. ૨. કાંગા.

ખોદાતાલા આપણા શબ્દોના ભપકા સપકા અને જુદાજુદા વાક્યો તરફ જોતા નથી. પણ આપણા અંતઃકરણની ગંભીરતા અને ભક્તીભાવ તરફ જોય છે.

સઃ—ખરી બંદગી કેવી હોએ છે ?

જઃ—પુરતી ગંભીરાઇથી, તથા અદબઅદાથી, પુરતા ધ્યાન સાથની, ખરાં અંતઃકરણની બંદગી તે દરૂજની સાંમે એક ધાલ સમાન છે. ખરાં દીલથી પાક નૈયતથી સમજીને કીધેલી બંદગી, હર તરેહની આફતની સાંમે એક મજબુત હથીયાર અને દુઃખમાં દીલાસો દેનાર જાણીમીત્ર થઇ પડે છે. ખરી બંદગી આપણામાં એક જાતનું શુર ઉત્પન્ન કરે છે કે જેથી કરી આપણી સાંમે આવતી અનેક મુશકેલીઓ દુર કરવાને આપણે સામર્થવાન થઇએ છીએ. આપણી બંદગી યા ક્રિયા કામ કાંઇ દુન્યવી ફાયદાઓ મેળવવા માટે નથી પણ એ બધાં ભણતરો આપણાં રવાનની બહેતરી માટે છે અને સ્વાર્થ વિનાના છે.

સઃ—ટુંકી બંદગી સારી છે કે નહી ?

જઃ—હાજી, ટુંકી બંદગી પુરતાં મગજ સાથની વધારે સારી અસર અને વધારે સારો ફાયદો નીપજાવી શકે છે. લોકોમાં ધર્મી દેખાડવા માટે માથે રૂમાલ મુકી બંદગી કરવી .એ દાદાર અહુરમજદને ઠગવા બરાબર છે. પગે માછલાં મારવાં ને મોંઢે રામ પોકારવા તેના જેવું ધીક્કારવા લાયક બીજું કાંઈ નથી.

સઃ—બંદગી કરવાથી ફાયદો શું થાએ ?

જઃ—બંદગી કરવાથી આપણા મનને ભરોસો મલે છે જેથી મનની શકમંદી દુર થઇ ઉલટ ઉસકેરાએ છે, નાઉમેદી દફે થઈ ઉમેદ પેદા થાય છે, અને આપણને આપણા કામમાં ફતેહ મલે છે. જેમ દરરોજ નહાવાથી શરીર પરનો મેલ સાફ થઈ જાય છે, અને શરીર સ્વચ્છ અને તનદરોસ્ત બને છે તેમ બંદગીથી આપણું મન અને તેની અંદરના બુરા જુરસાઓનો મેલ ધોવાઇને આપણાં દીલના અંદરનો ભાગ સાફ થાય છે અને મનમાંના બુરા દુર્ગુણો અહંકાર, ગુસ્સો, અંતસ અદેખાઇ વગેરે સાફ થઇ જાય છે. [1]

---

૧ જુઓ ધર્મનીતિ અભ્યાસ લા. એ. ન. ર. કાંગા.

સ:—અહુરમજદ યસ્તમાં દાદાર અહુરમજદ પોતાના નામોને યાદ કરવા માટે શું કહે છે ?

જ:—અહુરમજદ ઉપરનો આપણો વિશ્વાસ અને તે સાહેબની યાદ, આપણુને હરમુશકેલી દુર કરવા, આ દુન્યાની આફત દુર કરવાનું, આપણી નેક ઉમેદમાં નીશફળીતા દુર કરવાનું તથા આપણા કોઇ વહાલાંઓનું આ દુન્યામાંથી કુચ એવી અનેક રીતની નાસીપાસમાં સાધન થઇ પડે છે. એ વિષે અહુરમજદ યસ્તમાં દાદાર અહુરમજદ કહે છે કે—

'અએ જરથોસ્ત ! અગરજો તું ચાહે કે આએ ખરાબીઓ જે દેવોની, ખરાબ માણુસોની, જાદુગરોની, જુલમગારોની કીંડો અને કરપો અને દુશમનોની તે ખરાબીઓને તું તોડનારો થાએ તો તું રાત અને દહાડો મને યાદ કરનારો થા કે જેથી હું જે અહુરમજદ તે તારી મદદ અને રામશનીને મારે પહોંચું. ૧૯ ફકરામાં કહે છે કે 'જે પ્રમાણે હજાર માણસો એક માણસની ઉપર ચોકસી રાખે તે પ્રમાણે આએ દાદાર અહુરમજદના નામો મીનોદરૂજ, ગીલાનના દરવંદ, અને નુકસાન કારક પાપી માણસની સાંમે તથા તમામ મરકીવાલો અંગ્રમઇન્યુશની સાંમે શિખામણ અને ટેકા તથા બચાવ તરીકે થાએ.

સ:—અવસ્તામાં કેવા પાદશાહોની દુવા બર આવી હતી અને કોણુની દુવા બર નહી આવી હતી.

જ:—જો બંદગી કરનાર પોતે અનીતિમાન હોય અથવા તેઓની માંગેલી મુરાદ બુરી હોય તો તેની ભકિત અને ક્રિયા કબુલ રહેતી નથી. એ વિષે આવાંયસ્તમાં કહે છે કે પાદશાહો હોશંગ, તેહમુરસ્પ, જમશેદ, ફરેદુન કરસાસ્પ, કેખસરૂ, કાઉસ, કયાની ગુસ્તાસ્પ, જામાસ્પ વગેરે તથા અશો જરથોસ્તે પાક દયાનત અને ચોખી નીતિમાન જીંદગી સાથ બંદગી કીધી હતી, તેઓની દુવા બર આવી હતી. જ્યારે જોહાક, અફરાસીયાબ અને અરજાસ્પ તથા વેસેના છોકરાઓ ઉપલા પાદશાહ પહેલવાનોની રીતેજ ખોદાતાલાની બંદગી કરી પોતાની મુરાદો માંગી હતી પણ તેઓ અનીતિમાન હોવાથી, તેમજ તેઓએ ઇરાન

દેશનાં લોકોની કીર્તિ છીનવી લેવાની મોરાદ માંગવાથી તે દુવા પાર પડી હતી નહીં. આ દેખાડી આપે છે કે બંદગી અને ધર્મ-ક્રિયા સાથ પાક નૈયત તથા ચોખ્ખી નીતિમાન જીંદગીની પણ જરૂર છે.

સઃ—બંદગી માટે એક ફારસી રેવાયતમાં શું બોલો આવ્યા છે ?

જઃ—બંદગી કુન્ બંદગી કુન્ બંદગી

ઝેન્દગી બી બંદગી, શરમન્દગી

એટલે—બંદગી કરો, બંદગી કરો, બંદગી.

બંદગી વિનાની જીંદગી એ શરમીંદાપણું છે. મોન્ટગોમરી નામનો કવિ કહે છે કેઃ—

Prayer is the soul's sincere desire,
Uttered or unexpressed ;
The motion of a hidden fire,
That trembles in the breast

સઃ—એ વિષે શેખસાદી શું કહે છે ?

જઃ—એક સારૂ નામ ધરાવતો પાપી દીલના માણસ કરતાં એક સારા સ્વભાવનો ક્રિયાકામ વિનાનો પવીત્ર દીલનો હજાર દરજ્જે સારો છે. મારા મત પ્રમાણે પરહેજગારીના નામા સાથનો એક બદફેલ લંપટાઇવાળો માણસ કરતાં એક ધાડપાડુ લુટારો વધારે ભલો છે.

નેકુસીરત્ બીતકલ્લફે બીરૂન્ બેહ અજ્ નીક્કામી ખરાબ અન્દરૂન્. બેનજદીકેમન્ શબ્ રવે રાહજન્, બે અજ્ફાસકે પારસા એ પએરહન્.

સઃ—હાવન ગેહમાં શું ભણવું જોઇએ ?

જઃ—સરોષબાજ, હાવનગેહ, ખોરશેદ તથા મેહેરની નીયાએશ, દોવા વીસ્પહુમત, અહુરમજદ યસ્ત, અરદીબેસ્ત યસ્ત, સરોષ હાદોખ્ત દોવા નામ સેતાયશને, આતશ, નીયાએશ, ગુજરેલાંઓનો કરદો, વગેરે રપીથવન તેમજ ઉજીરનગેહમાં ઉપલુંજ ભણતર ભણવું.

સઃ—અઇવિસ્રુથ્રેમ ગેહમાં શું ભણવું.

**જ:**—સરોષબાજ, અઇવિસ્રુથ્રેમ ગેહ હોરમજદ યસ્ત, આતશ નીયાએશ, રાતની સરોશ યસ્ત, ગુજરેલાંનો કરદો વગેરે.

**સ:**—ઉશહેન ગેહમાં શું ભણવું જોઇએ ?

**જ:**—સરોષબાજ, ઉશહેનગેહ, હોશબાંમ, અહુરમજદયસ્ત, ગુજરેલાંનો કરદો, સરોષ હાદોખ્ત, વગેરે.

**સ:**—પાજંદ ભાશામાં કઇ કઇ બંદગી જોડાયલી છે.

**જ:**– નીરંગ કુસ્તી બાંધવાની, (યાને અહુરમજદ ખોદાએ) નીરંગ આબેજર લેવાની ( આબેજર=પીળું પાણી યાને તરો અથવા ગઓમીજ, યાને શેકશતેહ્ શેકશતેહ્ શેતાંન્ ) દીનનો કલમો, દુવા નામ સેતાયશને, પતેત, તનદરોસ્તી, રોજ નેકનામ અને યસ્તોની પછવાડે ભણાતી નીરંગો, બંદગીના ભણતરો જેવાં કે પતેતો, આફ્રીનો દુઆઓ અને સેતાયશો જેવી કે નામે સેપાસ, અહુરમજદની સેતાયશ વગેરે.

**સ:**—પતેત પાજંદ ભાશામાં છે તો અવગ્તા ભાશાની પતેત કઇ ?

**જ:**—ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચાનો ખોરશેદ નીયાએશમાં આવતો કરદો એ કરદા ઉપરથી દસ્તુર આદરબાદ મારેસ્પંદ તથા બીજા દસ્તુરોએ પાજંદ અને ફારસી ભાષામાં પતેત રચી જેને પતેત પશેમાની અને પતેત ઇરાની નામથી ઓલખે છે.

**સ:**—એ ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા નો સાર આપો.

**જ:**—તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામોને મારી મનશની, ગવશની અને કુનશનીથી હું વખાણું છું. સઘળા નેક વિચાર, નેક વચન અને કામોને હું અખત્યાર કરૂં છું, સઘળા બુરા વિચાર, બુરા વચન અને બુરા કામોને હું છોડી દઉં છું. ઓ અમશાશપંદો ! મારા નેક વિચાર નેક વચન અને નેક કામોથી તથા મારા અંતકરણથી હું ત્હમારી સ્તુતિ ગાઉં અને હું ત્હમોને હરદમ યાદ કરૂં. (યાને ત્હમારી ઇજશની નીઆએશ કરૂં) અને મારો જાન હું ત્હમોને અર્પણ કરૂં. રાસ્તીને વખાણું છું.



# જરથોસ્તી ધર્મને લગતા પુસ્તકો વિષે.

સ:—અવસ્તા બોલનો અર્થ આપો.

જ:—અવસ્તા બોલ 'વીદ' ધાતુ ઉપરથી નીકળ્યો છે, 'વીદ' એટલે જાણવું તે ઉપરથી વિદ્યા બોલ નીકળ્યો. અવસ્તા એટલે જણાએલું દાદાર અહુરમજદ અને તેની જગત વિષે જણાયલું તે અવસ્તા. એ અવસ્તા ભાષા વેદીક–સંસ્કૃતને ઘણી મલતી છે એમ કહો કે તેની બહેનપણી છે. એરવદ શેહેરીયારજી ભરૂચા કહે છે કે અવસ્તા એ લખાણનો સંગ્રહ ઘણા જણાઓથી જુદાજુદા જમાનામાં ભાશાની એકથી વધુ લીપી (dialect) માં ગોઠવવામાં આવ્યો છે અને પાછળથી મુખ્ય કરી ક્રિયા કામોની મતલબ ખાતર હાલના વખતમાં તે ગોઠવવામાં આવ્યો છે.

સ:—અવસ્તાના બે વિભાગ આપો.

જ:—૧) ગાથા અને ગાયણનું ભણતર જે અશો જરથોસ્ત અને તેના નજદીકના ચેલાઓથી લખાયલા છે. અને ૨) બાકીના અવસ્તા.

સ:—ખરૂં શું અવસ્તાઓ જંદ કે જંદ અવસ્તા ?

જ: —અવસ્તાઓ જંદ કારણ કે અસલ ભાષા તો અવસ્તા હતી.

સ:—ત્યારે જંદ એટલે શું ?

જ:—જંદ બોલ 'જન' ધાતુ ઉપરથી નીકળ્યો છે, 'જન' એટલે જાણવું તે ઉપરથી જંદ એટલે જણાયલું. અવસ્તા અને તેની ઉપર થએલી સરેહ યા સમજણ તે જંદ [1] જંદ એટલે Commentary on the Avesta.

સ:—પાજંદ એટલે શું ?

જ: —સરેહની ઉપર થએલી વધુ સરેહ.

---

૧ જુઓ ધર્મ તવારીખ ડા. જી. જ. મોદી.

સઃ—કેટલાક પાજંદ ભણુતરોના નામો આપો.

જઃ—(૧)પતેત પશેમાની અથવા પતેત આદરબાદ ૨) પતેત રવાની ૩) પતેત ઈરાંની ૪) પતેત ઇરાંની રવાની ૫) ખુદ પતેત.

(૨) આફ્રીનો યાને દુવાના ભણુતરો જેવા કે આફ્રીને ગાહમ્બાર, આફ્રીને રપીથ્વન, આફ્રીને અરદાફ્રવશ, આફ્રીને દહમાન, આફ્રીને ગાથા, આફ્રીને સરોષ. (૩) પએમાની પહેલવી અને લગનની શુભ ક્રિયા વખતે ભણાતું ભણતર જેમાં તે પરણતા જોડાં પાસે કબુલાત લેવામાં આવે છે. (૪) સેતાયશો યાને ૩૦ રોજની સેતાયશ. (૫) બાજ અને નીરંગો.

સઃ—કેટલાક પહેલવી પુસ્તકોના નામો આપો.

જઃ—વંદીદાદ, યજશને, વીસ્પરદ અને ખોરદેહ અવસ્તાના કેટલા ભાગોના પહેલવીમાં થએલા તરજુમા, દીનકરદ, દાદેસ્તાને દીની બુનદહેશ, અરદાવિરાફ નામું, શાયસ્તલાશાયસ્ત, માદાગાને ગોસ્ત ફ્રીયાન, સેકન્દ ગુમાની વજાર, નીરંગીસ્તાન, અનદરજે આદરબાદ, અનદરજે બુઝોરગ મહેર, મીનોખેરદ, જન્દે બહમનયસ્ત અને થોડાક બીજાં.

સઃ—કેટલાક ફારસી પુસ્તકોના નામો આપો.

જઃ—સદ-દર યાને એકસો બાબદોનું લખાણ, જરથોસ્તનામું અને રેવાયત યાને કે હીંદુસ્તાનથી પુછાએલા સવાલોના ઈરાનથી આવેલા જવાબો જેવા કે બહમન અસફનદાયારની રેવાયત, ૭૨ રેવાયત વગેરે.

સઃ—અવસ્તાના પુસ્તકો અગાઉ કેટલાં હતાં?

જઃ—એકવીસ અને તે એકવીસ નુસ્ક (યાને ચોપડી) ને નામે જણાયલાં હતાં.

સઃ—તેઓના નામો કેમ પડયાં હતાં?

જઃ—અહુનવર યાને યથા અહુ વઇરીયોના ૨૧ શબ્દો ઉપરથી નામો પડેલાં હતાં જેવાં કે યથાં; અહૂ; વેર્યો; અથા, રતુશ;

અષાત્ ; ચીત્ ; હ્ચા; વંશ્તહેઉશ્; દજ્દા; મનથ્રંહો; બ્યગ્રૅાથનનાંમ્ ; અંઘહેઉશ્ મજદાઇ; ક્ષથ્રેમ્યા; અહુરાઇ; આ; યિમ; દ્રેગુબ્યો; દદત્; વાસ્તારૅમ્.

સઃ—એ ૨૧ નુસ્કમાં શું શું બાબદોનું લખાણ હતું.

જઃ—એના ત્રણ ભાગ કર્યા હતા, પહેલા સાત પુસ્તકો બન્ને દુન્યાની બાબદો વિષે, બીજા સાત પુસ્તકો ધર્મ સંબંધી બાબદોને લગતાં, અને ત્રીજા સાત રાજદ્વારી અને વિદ્યા—હુન્નરને લગતાં હતાં. પ્લીની પ્રમાણે જરથોસ્ત સાહેબે કોઇક ખનીજ પદાર્થની બાબદ ઉપર લખ્યું હતું. વળી એજ વિદ્વાનના કહેવા પ્રમાણે એવણે ચોક્કશ પ્રકારની ખેતી કેમ કરવી તે બાબે પણ લખાણો કર્યાં હતા.

સઃ—એ બધાં પુસ્તકો આપણી પાસે હાલ છે કે ?

જઃ—એ સઘળાં પુસ્તકો સંપુરણ હાલતમાં રહ્યા નથી. દદત્ નામનું પુસ્તક આખું મળે છે જ્યારે બીજા પુસ્તકોનો થોડો થોડો ભાગ મળે છે.

સઃ—ત્યારે બીજાં પુસ્તકોનું શું થયું ?

જઃ—આપણા બાપદાદાઓનું જ્યારે ઇરાનમાં રાજ્ય હતું ત્યારે ગ્રીસ દેશનો સીકન્દર પાદશાહ ઇરાન ઉપર ચઢાઇ લાવ્યો અને દારાંએદારાંને ઇસસ અને અરબેલાની લડાઇમાં હરાવી મારી નાંખ્યો. અને ત્યાર પછી મુસલમાન લોકોએ ચઢાઇ કીધી તે વખતે કીનો રાખી તેઓએ આપણા ધર્મનાં પુસ્તકોનો નાશ કીધો હતો તેથ આપણી પાસ હાલ કંઇ પણ પુસ્તકો રહ્યાં નથી.

સઃ—દદત્ નામના પુસ્તકોમાં શું શું છે ?

જઃ—વંદીદાદ યજશની, વીસ્પરદ અને ખોરદેહ અવસ્તા.

સઃ—વંદીદાદ એટલે શું અને તેની કેટલી પરગરદ છે ?

જઃ—વંદીદાદ બોલ વી+દએવ+દાત બોલ ઉપરથી નીકળ્યો છે વી=જુદો, દએવ=દેવ, અને દાત=કાયદો યાને દેવોથી જુદો કાયદો. અહય દેવનો અર્થ માણસના શરીરની અને આત્માની પવિત્રાઇની આડે આવનારી કોઇ જાતની ગલીચાઇ જાણવી, વંદીદાદમાં તનદરોસ્ત

જાળવવાના અને તનદરોસ્તી આડે આવનાર કારણો જેવા કે કોહવાત, ગલીચાઇ, ગંદકી વગેરેને તાળવાના ફરમાનો છે, વંદીદાદની બાવીસ પરગરદ છે. પરગરદ એટલે સવાલ જવાબ. અશો જરથોસ્તે પુછયું અને હોરમજદે જવાબ આપ્યો એવી જાતનું લખાણ આવે તે પરગરદ કહેવાએ છે.

સઃ—ઇજશની એટલે શું અને તેના કેટલા હા છે?

જઃ—ઇજશની બોલ 'યજ' ધાતુ ઉપરથી નીકળ્યો છે જેનો અર્થ આરાધના કરવી એવો થાય છે. ઇજશનીમાં દાદાર અહુરમજદની, અમશાસપંદોની યજદો વગેરેની ક્રિયા સાથે આરાધના અને સ્તુતી આપેલી છે. એના ૭૨ હા યાને બાબ છે. એના બે ભાગ છે. એક અસલ ભાગ જેને 'ગાથા' કહે છે અને બીજો પાછળથી લખાયલો છે.

સઃ—ગાથા એટલે શું?

જઃ—ગાથા બોલ ધાતુ+ગા=ગાવું પરથી નીકળ્યો છે, એનો અર્થ ગાયણનું ભણતર કરી થાય છે. એ ગાથા ખુદ અશોજરથોસ્તનું અને તેના શાગેરદોનું લખાણ ગણાય છે.

સઃ—કેટલા ગાથા છે? અને તેના નામ આપો.

જઃ- યજશનેનો વચમાંનો ભાગ ગાથા છે, જેમકે હા. ૨૮–૩૪ અહુનવદ ગાથા હા. ૩૫–૪૨ એ હપ્તનયસ્ત છે, એ ગાથા પછીની એબાદતને લગતું તુરતનું લખાણ છે. એ આઠ હામાં દાદાર અહુરમજદ અને સાત અમશાસપંદોની સ્તુતી અને યાદ સમાવી છે. હા. ૪૩–૪૬ ઉસ્તવદ ગાથા છે. હા. ૪૭–૫૦ સ્પેન્તોમદ ગાથા છે. હા. ૫૧ વોહુક્ષથ્ર ગાથા છે. હા. ૫૩ વહિસ્તો ઇસ્ત ગાથા છે.

સઃ—યજશનેના બીજા હાઓનું ટુકમાં વર્ણન આપો.

જઃ—હા. ૧–૨ માં અહુરમજદ, અમશાસપંદોની યાદ છે. હા. ૩–૮ને સરોષ દરૂન યાને દરૂનનીચાશની. એ બાજ ધરતી વખતે મોબેદ ભણે છે. હા. ૯–૧૧ હોમ યસ્ત. હા. ૧૨ જરથોસ્તી દીનનું એકરારનામું યાને કબુલાતનામું. હા. ૧૩–૧૮ અહુરમજદ, અમશાસપંદો, યજદો વગેરેની યાદ. હા. ૧૯–૨૧ યથા અહુ વઇરયો, અષેમ વોહૂ અને યેંગહે હાતામની સમજણ. હા. ૨૨–૨૭ અહુરમજદ અમશાસપંદોની યાદ. પાછલના હા. ૫૪ એ આશીરવાદની ક્રિયા વખતે ભણવામાં

આવે છે. હા. ૫૫ માં એવું લખાણ છે કે ગાથાની સેવામાં તન, મન, અને રવાન વતીક અર્પણ કરવામાં આવે છે. હા. ૫૬–૫૭ સરોષ યસ્ત રાતની વડી. હા. ૫૮–૬૧ નેમાજ, ફરજગુજારી અને નેક દુવાનું ભણતર છે. હા. ૬૨ આતશની નીયાએશ. હા. ૬૩–૬૪ આવાં અરદવીસુર નીયાએશ, હા. ૬૫–૬૭ પાણીની જુદીજુદી પ્રવાહીઓની યાદ, હા. ૬૮ પ્રવાહીઓની જુદી જુદા બખશેશો અર્પણ કરવાની દુવા, હા. ૬૯–૭૦ અહુરમજદ અમશાસ્પંદોને અરજ ગુજારી, હા. ૭૧ ફરશોશતરે પુછેલા સવાલ અને અશોજરથોસ્તે દીધેલો જવાબ, હા. ૭૨ પાણી અને જમીન વચ્ચેની અનેક ખરાબીઓને હાંકી કાહાડવાની દુવા.

સઃ—વીસપરદ એટલે શું ? અને એના કરદા કેટલા ?

જઃ—વીસપરદ બોલ વીસ્પ+રતુ પરથી નીકળ્યો છે. વીસ્પ એટલે સઘળા અને રતુ=રૂતુ અથવા સરદાર, સરદાર અર્થ વાજબી લાગે છે, કારણ કે વીસ્પરદમાં એ સરદારોને યાદ કીધા છે. એ ભણતર ગાહમ્બારના અવસર ઉપર ભણાય છે. કારણ કે 'એ વખતે સરસમાં સરસ મેવો દુધ, અનાજ દારૂ વગેરે રજુ કરવામાં આવે છે. અને તે ગરીબોને ખવડાવવામાં આવે છે. એના ૨૨ કરદા છે.

સઃ—એ સીવાય બીજા અવસ્તા છે ?

જઃ—હાજી, ખોરદેહ અવસ્તા, વીસ્તાસ્પ નુસ્કની આઠ પરગરદ, દામદાદ નુસ્કનો થોડોક ભાગ, હાદોખ્ત નુસ્કની ત્રણ પરગરદ.

સઃ—ખોરદેહ અવસ્તામાં કેટલી નીયાએશ છે અને કેટલી યસ્ત છે, તેના નામો આપો.

જઃ—પાંચ નીયાએશ છે જેવી કે ખોરશેદ, મહેર, માહાબોખ્તાર, આવાં અરદવીસુર અને આતશ નીયાએશ. યસ્ત બાવીસ છે તેઓના નામ અહુરમજદ યસ્ત, મ્હોટી હપ્તન યસ્ત, અરદીબેહેસ્ત, ખોરદાદ, આવાં, ખોરશેદ, માહ, તીર, ગોશ, મહેર, સરોશ હાદોખ્ત તથા રાતની વડી, રશને, ફરવરદીન, બહેરામ, રામ, દીન, અશીસ્વંગ, આસ્તાદ, જમ્યાદ, વનંત, હોમ અને સીરોજા યસ્ત.



# માણસની મુખ્ય ફરજો અને તેના મરણ પછીની રવાનની હકીકત.

સ:—માણુસની મુખ્ય ફરજો શું છે.

જ:—પેહેલી ખોદા તરફની, બીજી આજુબાજુનાઓ તરફની ત્રીજી પોતા તરફની.

સ:—અહુરમજદ તરફની ફરજો શું ?

જ:—તે કીરતારે માણસને સારૂ દુન્યામાં સર્વ ચીજો પેદા કીધી છે. તે ચીજોને વહેવારમાં લાવી માણસ તેનો ઉપયોગ કરે છે માટે તેના ઉપકારના બદલામાં ખોદાતાલાની રોજ સ્તુતી અને બંદગી કરવી અને તેનો ડર રાખી આ દુન્યામાં ચાલવું. બીછાનેથી ઉઠતાં તેને યાદ કરી અહુરમજદ ખોદાએનું ભણતર ભણવું. તે સાહેબે આખી રાત આપણી જતન લીધી અને સહવારે જીવતાં ઉઠાડી ખોરશેદની રોશની બક્ષી માટે નાહી ધોઈ તેની બંદગી કરવી અને પછીથી આપણા ગુજરાનને માટે ધંધો રોજગાર કરવો.

સ:—આજુબાજુનાઓ તરફ આપણી ફરજ શું છે ?

જ:—આજુબાજુનાઓમાં કુલ કુદરત, શું જીવવાળી કે નીર્જીવ (યાને જીવ વગરની) તમામ સમાઇ જાય છે. તે બધાઓ તરફ આપણે ફરજથી બંધાયલા છઇએ. જેવા કે ઉસ્તાદ, ધર્મગુરૂ માબાપ, ફરજંદ, સગાંવહાલાંઓ, હમદીન, પરદેશી હમશહેરી પરદેશી વગેરે, ગોસપંદ વનસ્પતી, પાણી, આતશ, જમીન હવા તરફની ફરજો, નુકશાનકારક ચેહેરાશોને તોડવી, ચોર લુટારા હરામખોરોનો નાશ કરવો વગેરે.

સ:—માબાપ તરફની ફરજ શું ?

જ:—માબાપે આપણને જન્મ આપી પાળી પોશીને મોટા કીધા અને હરેક જાતના દુઃખો ખમી આપણને ઉધાર્યાં માટે આપણી ફરજ છે કે તેઓના હોકમમાં રહેવું, તેઓને માન આપવું અને જ્યારે તેઓ ઘરડાં થાએ ત્યારે તેઓને પાલવાં, તેઓની પરવરશી

કરવી. તેમ કરવાથી આપણાં છોકરાંઓ પણ તેવી સારી નકલ કરશે. બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા એ કહેવત યાદ રાખવી.

સઃ—એ વિષે સદદર કેતાબમાં શું કહે છે?

જઃ—તેમાં કહે છે કે જો આપણા માબાપ આપણાથી રાજી રહે છે તો આપણો અહુરમજદ પણ રાજી રહે છે. જ્યારે પણ આપણાં માબાપ આપણેથી નારાજ થાએ ત્યારે ખુદ ખોદા પણ આપણેથી નારાજ થાએ.

સઃ—ઉસ્તાદ એટલે શીક્ષક તરફની ફરજ શું?

જઃ—શીક્ષકે આપણને કેળવણી આપી મોટાં કીધાં અને તે જ્ઞાનને આપણે સારે માર્ગે વાપરી આપણી જીંદગી નીતિ અને અશોઈથી ગુજારીએ છીએ, માટે શીક્ષકનો આભાર માનવાની ખાસ ફરજ છે. આપણી ધર્મ ચોપડીમાં શીક્ષકને માબાપની પંકતીએ મુકેલાં છે. આદરબાદ મારેસ્પંદ કહે છે કે જો તારે ત્યાં છોકરો હોય તો બાળવયથીજ તેને નીશાળે મુકજે કારણ કે કેળવણી એ રોશન આંખ મીસાલ છે, યાને કે કેળવણીથી આપણે સારાં નરસાંનો તફાવત સમજી શકીએ છીએ.

સઃ—બુજોર્ગ તરફની ફરજ શું છે?

જઃ—બુજોર્ગ એટલે આપણેથી વડાઓને નમીને ચાલવું તેઓની શીખામણો ઉપર ધ્યાન આપવું કેમકે તેમ કરવાથી આપણે અહુરમજદના ફરમાનોને બજા લાવીએ છીએ. નમનતાઈના ભલા ગુણની મદદથીજ ખોદાતાલાની બંદગી અને તેની તાબેદારી કરવાની આદત આપણામાં કાયમ થાય છે. અવસ્તામાં એ ભલો ગુણ "આર્મ-ઇતી" ના નામથી જણાયલો છે જેનો અર્થ નમનતાઈ થાય છે.

સઃ—તકોબરી અને નમનતાઈ વચ્ચે મુકાબલો દેખાડવા શેખ-શાદીની વાત આપો.

જઃ—એક વખત એક પાદશાહી વાવટાએ પોતાના ભાઇબંધ મોહલના પરદાને કહ્યું કે "તું અને હું બંને પાદશાહની દરબારના નોકર છીએ. મને હંમેશાં ખડે પગે ઉભું રહેવું પડે છે, ધુળારાના ગોટા મારી ઉપર ઉડતા આવીને મને બેજાર કરે છે. એક જણાવાર

પણ મને આસાએશ મલતી નથી. વખત બેવખત એકદમ મુસાફરીએ જવું પડે છે. પણ તુંને નથી કંઈ મહેનત કે નથી કીલ્લા પર ચહડવું, નથી બીયાબાનમાં જવું કે નથી તુંને પવનના સપાટા ખમવા. બેદરકાર નોકરોના 'હાથમાં હું ઘસારા ખાતો રહું છું, જ્યારે તહને તો માહાતાબ જેવી ખુબસુરત નાજનીનો પોતાના નાજુક હાથે પસવાર્યા કરે છે." પરદાએ જવાબ આપ્યો કે "એ સઘળું ખરૂં છે; પણ હું નમનતાઈથી સર નમાવી દરવાજા ઉપર જમીન બોસી કરતો રહું છું, અને તારી માફક તકોબરીથી સર આસમન ઉપર ઉઠાવેલું રાખતો નથી. આ વાતનો નીતિસાર એ છે કે જે કોઇ મગરૂરીથી ગરદન કશી કરે છે તેને ઘણી રંજ અને મહેનત ખેંચવી પડે છે અને ઘણા દુશમનોની ફીકરમાં રહેવું પડે છે. જ્યારે નમનતાઇવાળાને તેવું કશુંએ થતું નથી.

સઃ—તમારા ભાઇબંધ તરફની ફરજ શું છે ?

જઃ—આપણા ધર્મની રૂએ માણસ જાતની ફરજ છે કે પોતાનું ભલું કરવા સાથે પારકાનુંબી ભલું કરવું, આપણા ભાઇબંધોનું સાર ચહાવું, તેઓને પૈસાની મદદ કરવી, તેઓને કેળવણી આપવી, તેઓને લગન કરાવી આપવાં એવું વંદીદાદમાં ફરમાન છે. તેઓ ખરાબ રસ્તે જતા હોય તો તેઓને સારે માર્ગે લાવવા. દરેક જરથોસ્તીને પોતાને એક ટોલાનાં ભાગ તરીકે ગણવો. ટોલાની ભલાઇમાં પોતાની ભલાઇ સમજવી. એ વિષે આદરબાદ મારેસ્પંદ કહે છે કે "જે કાંઇ તારે માટે ભલું નહિ હોય તે તું બીજાને માટે કરતો ના" એ વિષે ખ્રિસ્તીઓના બાઇબલમાં પણ કહે છે કે 'Do unto others as you would that they should do unto you' યાને તું બીજાઓ તરફ તેવીજ રીતે વર્તજે કે જેવું તું ઇચ્છે કે તેઓ તારી તરફ વર્તે.

સઃ—આપણી પોતા તરફની ફરજ શું છે ?

જઃ—ખોદાએ જે આપણુને તન અને મન આપેલાં છે તેનો સારો ઉપયોગ કરવો તેઓને સારી હાલતમાં રાખવાં, તેઓની શક્તિઓનો

સારો ઉપયોગ કરવો. તનને કષ્ટ દેખાડવું નહી તેમજ તેને પંપાલવું નહી. સાદી જીંદગી ગુજારી તેને સારી હાલતમાં રાખવું, તન જો દરોસ્ત હાલતમાં રહે તો મન પણ ચાલાક રહે અને મન ચાલાક રહેવાથી આપણું રવાન ભલાં કામો કરવાને શક્તિવાન થાએ તેથી ખોદાતાલા ખુશી થાએ.

સઃ—બીજી કોઇ ફરજો બજાવવાની છે કે ?

જઃ—આપણા દેશના પાદશાહ તરફ વફાદારી બતાવવી. ખરી વફાદારી આપણા પાદશાહની પાદશાહી જેજે કામોથી ભલી નીવડે તે કામોમાં આપણે હીસ્સો પછી તે ગમે તેવો નાનો હોય તે પણ આપવો. ખેતીવાડીનો વધારો કરવો જેથી દેશની આબાદાની થાએ, ધર્મનો ફેલાવો કરવો, નીતિ ફેલાવવી, સખાવત કરવી, દરદીઓના દરદ ટાળવાં, નાગાં ભુખ્યાંને અન્ન વસ્ત્ર આપવું, દુઃખીઓના દુઃખ તાલવાં, કોઇની મદદે જવું, ચોરી કરવી નહિ, નીંદા કરવી નહિ, ચાડી ચુગલી કરવી નહિ. જુલમ ગુજારવો નહિ, ખરાબ સંગત છોડી દેવી, મગરૂરી કરવી નહિ, નદારી ટેવ રાખવી નહિ, બીડી પીવી નહિ, બે મલાજાસર કપડાં પહેરવાં નહિ, ઉઘાડે માથે ફરવું નહિ, વગેરે હાલ કેટલાક પારસી બાનુઓ બે મલાહજે બહાર ફરે છે તેથી સમજુઓના દીલ કચવાએ છે.

સઃ—માણસના મરણ પછીની રવાનની હકીકત.

જઃ—એ વિષે હાદોખ્ત નુસ્કની બીજી પરગરદમાં લખાણ મળે છે કે ગુજરનાર જો અશો યાને ભલો હોય તો પહેલી ત્રણ રાત આખેર થાએ ત્યાં લગી તેનું રવાન તેના માથા નજદીક યાને લાશને મુકેલી જગાએ રહે છે. અને ખુશકારક ગાથાના કલામો ભણતું તમામ જીવતી આલમ ભોગવે એટલી ખુશાલી ભોગવે છે. ત્રીજી રાત પછી ઝઝકણું થતાં તે અશો માણસનું રવાન ખુશબોદાર વનસ્પતીની લપટમાં વિટલાએલું હોય તેમ પસાર થતાં, તેને એવું લાગે છે કે આ ખુશબો મેં અનુભવેલી ખુશબોઇઓમાં અતી ઉત્તમ છે. તે ઉપરાંત તેની 'દએના' યાને અંતકરણથી કીધેલાં સુધર્મી કામોનો

જથ્થો એક ઉત્તમ કુલની અતિ સુંદર જવાન કન્યાના આકારમાં હોય એમ દેખાય છે. તે અશોનું રવાન તેને પુછે છે કે તું રૂપ સુંદરી કોણ છે? જવાબ મળે છે કે એ નેક વિચારનાર, નેક બોલનાર, નેક કામો કરનાર નેક દીનવાલા! હું તારી નેક કેરદાર છું જે તારા તનમાં રહેતી હતી, અને તારી મોટાઇ ભલાઈ અને શ્રેષ્ટાઇ તારી સુબુદ્ધિ અને બદીના પક્ષ ઉપરની તારી ફતેહ અને તુને સાંમો થતો જોઇને તુને હમેશ ચાહતી હતી. જેમ તું મને હમણા ચાહે છે તેમ તે કરતાં વધારે કોઈજ તુંને ચહાતુ હતું નહીં. જ્યારે તું બીજા કોઇને ધર્મથી બેપરવા રહેતો અને લાયકોને સખાવત કરવાથી હાથ ખેંચતો જોતો હતો ત્યારે ચોંપ પકડીને તું વધારે ધર્મી થતો હતો. તું પાક ગાથા ગાતો હતો, પાણી અને આતશને નસાથી અને કોહતી ચીજોથી પરહેજ રાખતો હતો, નેક માણસ દુરથી કે નજદીકથી આવે તેની તું મેહમાનદારી કરી ખુશી કરતો હતો. દરએક તારા નેક વિચારે, નેક સખુને, અને નેક કામે તેમજ તારા નેક દાખલાથી બીજાઓ ખરા માજદયસ્નાન થયા છે અને હવે પછી થશે, તેથી હું જે ચહાવા જોગ, સુંદર અને માનવંતી હતીજ તે વધારે અને વધારે ચહાવા જોગ, ખુબસુરત અને માનવંત થતી જતી હતી. પછી તે અશોઇનું રવાન પહેલે કદમે 'હુમત' ના બહેશતમાં, બીજે કદમે 'હૂખ્ત' ના બહેશતમાં ત્રીજે કદમે 'હવર્શ્ત' ના બહેસ્તમાં અને ચોથે કદમે અનંત રોશનીમાં દાખલ થાય છે. ત્યારે આગલા ગુજરેલાં અશો તે ખાકી દુન્યામાંથી મીનોઇ જહાનમાં શી રીતે આવ્યું તે વિષે પુછ પરછ કરે છે. ત્યારે અહુરમજદ તે પુછપરછ બંધ પાડી તેની ખાકી જહાનની રંજની આખેરી લાવી આરામ અપાવે છે અને નેક વિચારનાર, નેક બોલનાર અને નેક કરનાર નેક દીનનાં નર-નારીને ગુજરવા પછી સદાની તૃપ્તિ આપનાર ઉત્તમ મીનોઇ અમૃત અપાવે છે.

મરનાર જો 'દરવંદ' યાને બુરૂં હોય તો પહેલી ત્રણ રાત આખેર થાએ ત્યાં લગી તેનું રવાન તેની લાશની મુકેલી જગાએ

તેના માંથા આગળ ભમતું ફરે છે અને બેકરારી અને નાઉમેદીના સખુનો બોચરતું રહે છે કે ઓ હવે હું કયાં જાઉં અને શું કરૂં. અને એ રીતે તમામ જીવતી આલમ ભોગવે તેટલી નાખુશી તે ભોગવે છે. ત્રીજી રાત પછી ઝઝકલું થતાં તે બદ માણસનું રવાન ખરાબ વાસ અને ગંદકીમાં દુર્ગંધથી બેજાર થતું પાર થાય છે ત્યારે તેને એવું લાગે છે કે આવી અતી દુર્ગંધ મેં કદી સુંઘી નથી. પછી એક બીહામણી, બદસુરત, અને તમામ રીતે નાખુશ કરનાર ડાકણ રૂપી બદકેરદાર તેને તાનાજાની કરતી અનંત અંધકારના દોજખમાં ઘસડી લઈ જાય છે. ત્યાં તેને બીજા દોજખીઓ મલે છે અને પુછપરછ કરે છે અને એહેરેમન તે બદ વિચારનાર, બોલનાર અને કામો કરનાર, બદદીન નર કે નારીના રવાનને દોજખી ખોરાક અપાવીને ચાલુ બેજારીમાં નાંખે છે. [1]

સ:—ખોરશેદની વખાણ કરવાનું અવસ્તા ભણતર કયું છે ?

જ:—ખોરશેદ તથા મેહર નીયાએશ.

સ:—એ સાથે ભણવાનું ફરમાન કાંએછે ?

જ:—ખોરશેદ અને મેહરને નીકટનો સંબંધ છે. મેહર એ સુર્ય ઉગવા અગાઉની રોશની જેને આપણે ઝઝકણું કરી કહીએ છીએ ખોરશેદ મેહરની નીયાએશ દીવસમાં ત્રણવાર ભણવામાં આવે છે. હાવન રપીથવન અને ઉજીરનગેહમાં.

સ:—ખોરશેદથી થતા ફાયદા જણાવો ?

જ:—એ આ જમીન ઉપર પ્રકાશ આપનાર, અંધારાને દુર કરનાર, ઝાડપાનને પુસ્તી આપનાર, હવા અને પાણીને સ્વચ્છ કરનાર, જમીન ઉપરની તમામ ગલીચી દફે કરનાર માણસોને તથા તમામ અશો પેદાયશની જીવન શકિતનો આધાર એનેથીજ છે.

સ:—ખોરશેદ નીયાએશ સા સારૂ કરવી જાઇએ ?

જ:—હુરમંદ ખોરશેદથી જે ફાયદાઓ આપણને મળે છે તે માટે તેના પેદા કરનાર અહુરમજદની બંદગી કરી તે સાહેબનું હેશાન

1 જુઓ. જરથોસ્તી ધર્મ નીતિ અંક ૭ ભાગ ૨ જો.

માનવાની આપણી ફરજ છે. ખોરશેદ નીયાએશમાં કહે છે કે જે શખ્શ અમર નુરમંદ તથા તેજ ઘોડાવાલા ખોરશેદ ઇજદને ઇજે છે, તે ગોયા અહુરમજદને ઇજે છે. જેમ તે ખોરશેદ પૃથ્વી ઉપરની તમામ ગલીચી અને નાપાકીને બાળી નાંખે છે તેમ આપણે પણ આપણા તન અને મનની ગલીચીને બાળી નાંખવી જોઇએ. જેમ તે પોતાનું કાર્ય વખતસર બજાવે છે તેમ આપણે પણ દરેક કામમાં ખંત રાખી ઉદ્યોગ કરી આપણું કાર્ય વખતસર બજાવી લેવું જોઇએ.

**સ:**—આપણામાં આતશનો કેબલો કાંએ કરવામાં આવે છે ?

**જ:**—આ દુન્યાના કારોબારમાં આતશ ઘણી અગતની જગા લે છે. તમામ જગતની હસ્તી, ઉત્પત્તિ, આબાદી, તનદરોસ્તી, અને ઉદ્યોગનું મુળ આતશ છે. આગગાડી, આગબોટો, સ્ટીમરો કારખાનાઓ એ દરેક ખાતામાં આતશ ઉપયોગી કામ બજાવે છે. માણસમાં આતશ યાને ગરમી છે તો આપણી હૈયાતી ટકી રહેલી છે. ટુંકમાં આતશ દુન્યા ઉપરના દરેક પ્રાણી અને પદાર્થનું જીવન છે. એવા અસાધારણ ગુણોને લીધે અને તેમાં અહુરમજદનું નુર હોવાને લીધે તે આપણી સેતાયશને લાયકનો છે. દરેક પ્રકારનો દુર્ગંધ, સરદી અને રોગના જંતુઓનું જોર તોડનાર આતશ છે, તેથી તેને આતશ-બેરામ તથા અગ્યારીઓમાં હમેશાં જારી રાખવામાં આવે છે.

**સ:**—શું પારસીઓ આતશ પરસ્ત છે ?

**જ:**—નાજી. આપણે કાંઇ આતશને ખોદા તરીકે માનતા નથી પણ ખોદાની પેદા કીધેલી ઉમદા સ્વચ્છ ચીજોમાંની એક તરીકે ગણી તેની આગલ ઉભા રહી, તેનેથી થતા ફાયદા વર્ણવી ને ખોદાની એક ઉત્તમ નીશાન તરીકે આપણે તેનો કેબલો કરીએ છીએ. અવસ્તા હા. ૩૬ માં કહે છે કે "ઓ હોરમજદના આતશ ! તારી મારફતે અમે તુંને અને તુંનેજ પોહોંચીએ છીએ. આપણો ધર્મ આપણને From nature to nature's God ઉપર લઇ જાય છે, યાને કે કુદરત ઉપરથી કુદરતના ખાવીંદને પીછાનવો.

**સ:**—આતશ ઉપરથી મલતા ધડા કહી જાઓ.

જઃ—(૧) જેમ આતશબેરામનો આતશ અંધારૂ દુર કરી બધે અજવાળું આપે છે. તેમ આપણે પણ મનમાંથી અજ્ઞાનપણું કહાડી નાંખી ઘણા કેળવાએલા અને હુશીયાર થવાની ચોંપ રાખવી જોઈએ. (૨) જેમ તે આતશ બધેબધ રોશણી પાથરે છે તેમ આપણે પણ દુન્યામાં સારાં કામો કરી આપણું નામ યાદગાર કરી જવું. (૩) જેમ તેને ગાલી ગાલીને પાક કરવામાં આવે છે તેમ આપણે આપણો દીલનો આતશ તેના જેવો ગાલી ગાલીને પાક કરવો જોઇએ. (૪) જેમ તે આતશ ખુશબોઇ ભેટ કરનારને સુગંધીથી તાજા કરે છે તેમ આપણે પણ જેઓ આપણી ઉપર ઉપકાર કરે તેઓનો ઉપકાર માની ખુશી કરવાં જોઈએ. (૫) આતશની રખ્યા આપણને ધડો આપે છે કે માણસે મગરૂરી છોડી નમનતાઇ રાખવી જોઇએ. (૬) ગમે તેવો બુલંદ રોશણીથી બલતો આતશ પણ અંતે ખાક થાય છે તેમ ગમે તેવા આલા દરજ્જાનો પૈસાદાર માણસ એક રાજા વતીક આખરે મરણ પામી ખાક થનાર છે માટે જીવતાં જીવત સારાં કામોનો પમરાત પોતા પાછલ મુકી જવો.

સઃ—બીડી પીવી એ આપણા ધર્મની રૂયે ગુનાહ ભર્યું છે કે?

જઃ—હાજી, આપણે બીડી પીવાથી આતશને નજીસ કરીએ છીએ. બીડી પીધાથી આતશ તરફ માન જલવાતું નથી. એ આતશને હલાક કીધા બરાબર છે. બીડી પીવી એ એક જાતનો ગુનાહ છે. કારણ કે આપણે આતશને નજીસ કરીએ છીએ. ઘણા નામીચા ડાકટરોનું મત છે કે બીડી પીવાથી તનદરોસ્તી બગડે છે.

સઃ—હવાના ફાયદા શું છે?

જઃ—હવાથી માણસ અને પ્રાણીના જીવવાનો આધાર છે. ગરમીના દીવસોમાં થંડો પવન આપણને એક આશીરવાદ સમાન થઇ પડે છે, હવાથી માણસોની તનદરોરતીમાં ફાયદો થાય છે તેથીજ માણસો હવા ખાવાની જગ્યાએ સહેલ કરવા જાય છે.

સઃ—સોજી હવા કયાંથી મળે?

જઃ—સોજી હવા વાડી ઝાડીને પાણીનો છંટકાવ કીધેલી જગા

તરફથી, જ્યાં ગલીચી અને ગંદકી નહી હોય યા કચરો મેલ નહી હોય ત્યાંથી, જ્યાં ઝાડપાન અને રોપાઓ ઉગેલા હોય ત્યાંથી, ઉંચી ટેકરી ઉપરથી તથા પર્વતો ઉપરથી વગેરે.

**સ:**—જમીન માટે અવસ્તા બોલ શું છે ?

**જ:**—જૅમ એટલે જમીન. એની ઉપર મવેક્કલ ફરેસ્તો સ્પેન્ત-આરમઇતિ છે.

**સ:**—જમીન વિષે અવસ્તામાં લખાણ શું છે ?

**જ:**—ફરવરદીન યસ્તમાં ક. ૯ માં કહે છે કે—"ફરોહરના તેજ અને પ્રતાપને લીધે હોરમજદની પેદા કીધેલી વીસ્તારવાળી મહોટી તથા પહોળી પૃથ્વીને અએ જરથોસ્ત ! હું ટકાવી રાખું છું કે જે પૃથ્વી તમામ ન્યામતની માતા છે તથા જે હાદમંદ દુન્યાના લોકોને જીવતાં તેમજ ગુજરેલાંઓને તથા ઘાસચારાથી ભરપુર તથા પાણીથી આબાદ ઉચા પહાડોને પોતાની ઉપર ટેકવી રાખે છે."

**સ:**—જમીનને 'બરદાસ્ત કરનારી માતા' કાંએ કહે છે ?

**જ:**—જમીનને અવસ્તામાં 'બરદાસ્ત કરનારી માતા કહી છે. કારણ કે જેમ જમીન તેમાં વાવેલાં બીયાંમાંથી ફક્ત ઝાડપાનના રોપા ઉત્પન્ન કરે છે એટલુંજ નહી પણ તેને ભીતરનું પાણી પુરૂં પાડી ઉછેરે છે તેમ એક માતાએ એક બચ્ચાંને જન્મ આપ્યો તો તે બચ્ચાંને સારી રીતે પાળી પોશી મોટું કરવાની પણ તેણીની ફરજ છે. આપણે ધર્તીમાતા ( The mother earth ) કરી બોલીએ છીએ તે એજ કારણથી છે.

**સ:**—કઇ જમીન ખુશાલ છે ?

**જ:**—જ્યાં પાણી નહી હોય ત્યાં પાણી પહોંચતું કરવામાં આવે તે જગા, જ્યાં પાણી ઘણું હોય ત્યાંથી પાણી ઓછું કરવામાં આવે તે, જ્યાં અશો માણસ પોતાના બચ્ચાં છોકરાં સાથ રહેતા હોય તે જગા, એબાદતખાના હોય જ્યાં રોજ ઇજશની ભણાતી હોય, જ્યાં ખેતી થતી હોય, આતશબેરામ, આતશ આદરાનવાળી જગા, જે જગા ઉપર ગાય ઢોર ઘણા જન્મે અને ઘણું ખાતર એકઠું થાએ તે જગા વગેરે.

**સ:**—કઈ કઈ જમીન નાખુશ છે?

**જ:**—જ્યાં ખરફ્સતરો (યાને નુકસાન કરનારા જાનવરોના) ઘણા ખાડા હોય, જ્યાં પાણીના ખઓચીયાં ભરાઇ રહેતાં હોય, સરદી અને ભીનાસવાલી જગાઓ, જ્યાં કોઇ અશો માણસ ગુજરી ગયું હોય તે, નસો દાતવાની જગા, નસો બાળવાની જગા, ઉજડ જગા અને જે જગા ઉપર રૂદન અને વીલાપ થતો હોય એ સર્વ જગા નાખુશ છે.[1]

**સ:**—જમીનની વખાણ આપણે કાંએ કરવી જોઇએ?

**જ:**—આપણા પોપણ માટે આપણે જમીનને આભારી છઇએ. આપણને તે અનાજ, ભાઝપાલો, તરકારી, નીરમળ પાણીના ઝરા, રૂ કે જેમાંથી પહેરવાના કપડાં થાએ છે વગેરે ઉત્પત્તી જમીનમાંથી થાય છે; એટલા માટે જમીનની વખાણ કરવી ખાસ જરૂર છે

**સ:**—ઝાડપાન ઉપરનો મવક્કલ કોણ છે અને તેથી શું ફાયદા થાય છે?

**જ:**—ઝાડપાન ઉપરનો વડો અમરદાદ અમસાસ્પંદ છે. ખોરાક અને પોશાક એનીથીજ છે. આપણા ઘરબાર, વાડી, ગાડી, કબાત ફરનીચર વધુ એનેથીજ બને છે, જાત જાતના દરદોની દવાની ઉત્પત્તિ એમાંથીજ થાય છે. પ્રાણીઓની જીવનશક્તિનો આધાર ઝાડપાનથીજ છે. જો આપણે વનસ્પતી સાથ કાંઇ ગુનાહ કીધો હોય તો અમરદાદ અમશાસ્પંદ નાખુશ થાય છે.

**સ:**—અમરદાદ અમશાસ્પંદ જે ઓરવરની પેદાયશ છે તે ઉપરથી મલતો બોધ આપો.

**જ:**—જે પ્રમાણે ઝાડ પાનના ફળો આપણને ખુશબો આપે છે અને તેના બદલામાં આપણી પાસે કાંઈ પૈસા લેતા નથી તેમ આપણે પણ કાંઇપણ મેળવવાની આશા વગર પરોપકારી થવું.

૨) લીલોતરીવાલા ઝાડ પાનનો બગીચો કરવાથી ત્યાંના રેહેવાસીઓને ખુશબો મળે છે તેમ સારા કામો કરવાથી આત્માને ખુશબો મળે છે.

---

૧ જુઓ મીનોખેરદ પહેલવી કેતાબ.

૩) જેમ રેતાલ જંગલમાં પાણીના ઝરા આગળ ઝાડ પાનની છાયાઓ થાકેલા મુસાફરોને તેની છાયા તળે થંડક આપે છે તેમ સીડામાં રહેનાર જરથોસ્તીએ (યાને પૈસાવાળાઓએ) તડકાથી કાએર થએલા મુસાફરને (યાને ગરીબોની) કદર બુજવી જોઇએ.

૪) ખીનના ઉંડાનમાંથી જેમ માણુસ ઉંચે આવેલા ઝાડપાનો દુરથી જોય છે તેમ એક બાજદયસ્નીએ સમજવું જોઇએ કે આ જહાનને માથે મીનોઈ જહાન છે અને ત્યાં બહેસ્તનું મકાન છે.

૫) જેમ ઝાડપાનો પહાડની પથ્થરવાળી જગામાં દતાએલા હોવા છતાં કોઇની પણ મદદ વગર પોતાના માથા બહાર કાઢી સુર્યના પ્રકાશ તરફ ઉંચે લાવે છે તેમ દરેક માણુસે દુન્યાની અનેક મુસીબતો છતાં સ્વતંત્ર મહેનત વડે અને સચ્ચાઇના બલથી ખુદરતમાં ખીલી નીકળવાની નેમ રાખવી જોઈએ[1]

સઃ—અવસ્તામાં કયાકયા પાલાઓ વખણાએલા છે ?

જઃ—હોમ, ગઓકૅર્ન, વોહૂગઓન, વોહૂકૅરેતી, હધાનએપત અને ઉરવાસિન હોમ નામનો પાલો છે જેને છુંદીને તેનો રસ પીવાના કામમાં લે છે, જેથી તંનદરોસ્તીને ફાયદો થાય છે. ગઓકૅર્ન એ એક ઝાડ છે કે જે વોઉરૂકશ દરીયામાં ઉગે છે. એને "હઓમે સપીદ" કરી કહે છે ?[2] બાકીના વોહૂગઓન વોહૂ કરેતી વગેરે સર્વ ખુશબોદાર ઝાડો છે. વંદીદાદ પર. ૮. ફ. ૨—૩ માં કહે છે કે એના લાકડાની ધુંઇથી રીમન થએલા ઘર પાક કરવામાં આવે છે. વોહૂ-ગઓન=સુખડ, ઉરવાસિન=લોબાન, વોહૂકૅરૅતી=અગર અને હધાનએપત= દાડમના ઝાડ.

સઃ—આપણા ધર્મની ક્રિયામાં કયા જાનવરોની ઘણી અગત પડે છે ?

જઃ—ગોધો, બળદ તથા ગાએ, જેઓના દુધ અને નીરંગ વગર આપણા ધર્મની કોઈબી ક્રિયા થઈ શકતી નથી. ગોધો પણ તદ્દન સફેદ જોઇએ. તેનો એક ભાગ પણ કાલો હોવો નહી જોઇએ, એને આપણે 'વરસીઓ' કરીને કહીએ છીએ.

---

૧ જુઓ મી. બી. એમ. બાહદુરજીવાલો અમરદાદ ઉપર રેસાલો.

૨ જુઓ મ્હોટી હમન યસ્ત.

**સ:**—ગોસપંદો તરફ આપણી શી ફરજ છે?

**જ:**—તેઓને નાહકનું દુઃખ દેવું નહી, તેઓ પાસે હદથી જ્યાદા કામ કરાવવું નહી, તેઓની પરવરશી કરવી, જો તેમ નહી કરીએ તો તેઓ આપણને શ્રાપ દે છે જેમ કે ગાય પોતાના માલેકને કદુવા દે છે કે તું કે જે મારી પાસે ઘણું કામ કરાવે છે અને મને પુરતો ખોરાક આપતો નથી, તેથી તું ફરજંદ વગરનો અને બદનામી ભરેલો થજે. તેજ મુજબ ઘોડો પોતાના ધણીને કદુવા દે છે કે તું તેજી ઘોડા જોડનાર, તેજી ઘોડા ઉપર બેસનાર, અને તેજી ઘોડાને લગામમાં રાખનાર થતો ના, આ કદુવાની મતલબ એ છે કે જો આપણે એવાં ઉપયોગી જાનવરને બરાબર ખોરાક આપીએ નહી તો તેથી આપણનેજ નુકસાન થાય છે. ગાયને ખોરાક નહી આપવાથી તે આપણને દુધ આપી શકે નહી. ઘોડાને ખોરાક નહી આપવાથી તે ગાડીમાં જોડાઇ શકાશે નહીં. ગોય ગોસપંદ ઉપર બહમન અમસાશપંદ મવક્કલ છે. જો ગોસપંદ ઉપર જુલમ ગુજાર્યો હોય, તેઓને ઘાસચારો નહીં નાંખ્યો હોય, જુલમગારોથી તેઓનો બચાવ નહી કીધો હોય, તેઓને ટાઢમાં ઠઠરતા રાંખ્યાં હોય તેથી બહમન અમસાશપંદ નાખુશ થાય છે.

## ઈરાન અને પરચુરણ બાબદો વિષે.

**સ:**—અવસ્તા પ્રમાણે પૃથ્વી ઉપર કેટલા ખંડ છે?

**જ:**—સાત ખંડ છે જેઓને હપ્તકેશ્વર કહે છે.

**સ:**—તેઓના નામ આપો.

**જ:**—અરેજહિ, સવહિ, ફ્રદધફ્શુ, વીદધફ્શુ, વોઉરૂબરેશ્તી, વોઉરૂજરેશ્તી અને ખનીરથબામી.

**સ:**—અવસ્તામાં મુખ્ય દેશો કેટલા છે અને તેઓના નામ આપો.

**જ:**—ફ્રરવરદીન યસ્તમાં પાંચ દેશો જણાવેલા છે તેઓના નામ (૧) અઇરયનામ્ દખ્યુ (ઇરાંન દેશ) તૂઇરિયનામ્ દખ્યુ (તુર્કસ્તાન)

સઇરીયનાંમ્ દખ્યુ (સિરિયાનો મુલક), સાઇનિનાંમ્ દખ્યુ (ચિન દેશ) દાહીનામ્ દખ્યુ (કયું તે જણાયું નથી) વગેરે.

**સ:**—અવસ્તામાં કયા પહાડોના નામો મળે છે.

**જ:**—અવસ્તામાં ૨૨૪૪ પહાડોની સંખ્યા ,મળે છે. તેમાંના કેટલાક હરએરેજઇતિ (અલબુર્જ) હુકૅર, ખનવંત, રઓવંત, અસ્નવંત હિંદ (હીંદુકુશ) અરૅજુર, ઉશીવ, વગેરે છે.

**સ:**—અવસ્તામાં કયા કયા દર્યાના નામો મળે છે?

**જ:**—વોઉરૂકસ, કાંસુ, પુઇતિક.

**સ:**—અવસ્તામાં કઈ કઇ નદીઓના નામો મળે છે?

**જ:**—અરદવી, દાઇતિ, રંઘા, ચેચસ્ત, વીતંગુહઇતિ વગેરે.

**સ:**—અવસ્તા પ્રમાણે ઇરાન કયા ખંડમાં આવેલું છે?

**જ:**—ખનિરથઆમી નામના ખંડમાં.

**સ:**—ઇરાન શબ્દનો અર્થ શું?

**જ:**—ઇરાન નામ અવસ્તામાં 'અઇરયન' છે. અઇરિયનનો અર્થ અવસ્તા ધાતુ 'અર' સં અર એટલે ભલું થવું ઉપરથી 'ભલું' 'નેક' થાય છે તે ઉપરથી ભલા લોકોનું રહેઠાણ.

**સ:**—દુન્યામાં પહેલું આદમી કોણ પેદા થયું હતું?

**જ:**—ગયોમરથ્ન ( ગયો મર્દ. )

**સ:**—એ શબ્દનો અર્થ શું?

**જ:**—મરવા લાયક જીંદગી Mortal life ગય=જીંદગી અને મરેતન=મરવા લાયક—અથવા ખાકી શરીર ધરાવનાર.

**સ:**—ગયો મરદને માટે અવસ્તામાં શું લખાણ મલે છે?

**જ:**—ફરવરદીન યસ્તમાં ૮૭ ફ. માં કહે છે કે તે સઘળા ઇરાંનીઓનો બાપ હતો એટલે કે ઇરાનીઓ તેનેથી ઉતરેલા હતા અને અહુરમજદની પહેલવહેલી શીખામણ એણે સાંભળી હતી. અવસ્તા— યઓઇરયો અહુરાઇ મજદાઇ મનસચ ગૂશત સાસ્નાઓસ્ચ યહ્માત હચ ફ્રથ્વેરેસત્ નાફ્રો અઇરયનાંમ્ દખ્યુનામ્ ચિથ્રેમ અઇરયનાંમ્ દખ્યુનાંમ્ યાને કે જેણે ( યાને ગયોમરદ ) પહેલવહેલાં દાદાર અહુરમજદનો

વિચાર અને શાખામણો સાંભળી જેમાંથી ઇરાનદેશ (ના લોકો )ની બુન્યાદ અને ઇરાંન દેશના (લોકો) નું તોખમ (દાદાર અહુરમજદે) ઉત્પન્ન કીધું.

સ:—ગયોમરદ કયો ધર્મ પાળતો હતો.

જ:—મજદયસ્ની ધર્મ યાને માહાન્નાની ખોદાને માનનારો ધર્મ પાળતો હતો.

સ:—આપણા વડવાઓ કયાં વસતા હતા ?

જ:—ઇરાનદેશમાં.

સ:—આપણને પારસી શા ઉપરથી કહે છે ?

જ:—ઇરાનમાં સાસાન્યન તોખમના પાદશાહ અરદેશીરે પોતાની મુખ્ય રાજધાની પાર્સ નામના શહેરમાં સ્થાપી હતી, તે શહેરનાં નામ ઉપરથી આપણને 'પારસી' કહે છે. ડા. જીવનજી મોદી કહે છે કે પારસી કોમનું 'પારસી' નામ એ પાર્સનો મુલક (Persia) જેણે પરશયા નામ ઉત્પન્ન કર્યું છે તે ઉપરથી નીકળ્યું છે.

સ:—અસલી ઇરાનીઓ કેવી રીતની જીંદગી ગુજારતા હતા ?

જ:—પહેલાં ત્હેઓ શીકાર મારીને તથા ફલફલાદી ખાઇને પોતાનું ગુજરાન કરતા હતા. ( savage life ) પછીથી તેમાં સુધારો કરી ગાય ઢોરોને પાળી તેઓના દુધ, દહીં ઉપર ગુજરાન કરવા લાગા, યાને કે ભરવાડી સ્થીતીમાં જીંદગી ગુજારવા લાગા. ( pastoral life ) ત્યાર કેડે ત્હેઓ ખેતી કરવા લાગા (agricultural life) અને અનાજ ઉત્પન્ન કરી તેની ઉપર ગુજરાન કરવા લાગા અને ખેતી કરવા માટે ત્હેઓને એકજ જગ્યાએ ઠરીઠામ થઈ રહેવું પડયું. પણ તેની આગમજ તો ત્હેઓ એક જગ્યાથી બીજી જગ્યાએ ભટકતા હતા ( Nomadic life ). ચોઠો જમાનો તે પુરૂષાતનનો જમાનો હતો જ્યારે માણસો પોતાના કૌવત ઉપર મક્કમ રહી આજુબાજુનાઓને મદદ કરતા હતા ( Chivalrous life. )

સ:—અસલના ઇરાનીઓ પોતાના બચ્ચાંઓને કેવી રીતની કેળવણી આપતા હતા.

જઃ—ત્હેઓ પોતાના બચ્ચાંઓને ભણેલા લાયક દસ્તુરના હાથમાં સોંપતા હતા, અને ઘણી જાતની સારી તરબીયત આપતા હતા મુખ્ય કરી સાચ્ચું બોલવું, ઘોડા ઉપર બેસી જાણવું, અને લડાઈમાં જોઇતી તાલીમ જેવી કે તીર મારવો, બરછી ફેંકવી વગેરે.

સઃ—આગલા ઇરાંની પાદશાહો પોતાનો સને કેમ ગણતા હતા ?

જઃ—દરેક પાદશાહ જ્યારે ગાદી ઉપર આવે ત્યારે નવેસરથી પોતાના રાજનો નવો સને ગણતો હતો. પાદશાહ તખ્તે આવે ત્યારે જેબી મહીનો હોય ત્યાંથી તે વસંત રૂતુના પહેલા દહાડા (જમશેદી નવરોજ) સુધીનું પહેલું વર્ષ ગણાતું હતું અને નવરોજથી બીજું વર્ષ ગણાતું હતું, એમ Mordtmann કહે છે. એના ટેકામાં તે આ દલીલ રજુ કરે છે. કેકોબાદ શીરૂયે પાદશાહ તખ્તે આવ્યો ત્યારે તા. ૨૫ ફેબ્રુઆરી ૬૨૮ ઇ. સ. હતી અને ૮) મહીના રાજ કરી અકટોબરની આખેરીએ મરણ પામ્યો હતો. તે છતાં તેના સીક્કામાં બે સાલ નજરે પડે છે પહેલું સાલ તા. ૨૫ ફેબ્રુઆરીથી તા. ૨૧ મી માર્ચ અને બીજું સાલ જમશેદી નવરોજથી તેના મરણ સુધી.

સઃ—આફતાબી વરસના બે ભાગ કયા છે ?

જઃ—પાંચ દહાડા વરસના મહીનાઓના કલાકોથી ભેગા થાય છે તેઓને વરસના છેલ્લા મહીનાની સેવટે મુકવામાં આવેલા છે તે સબબથી વરસના દહાડા ઉમેરવાનું વરસ કહેવાએ છે અને સાધારણ આમ લોકોની ગણતરીમાં વપરાતું થએલું છે, તે કારણથી સાધારણ વરસ (હુશમોરદી=Common year) કરીબી કહેવાએ છે. [1] અને વરસમાંથી ભેગાં થતા પેલા ઉપરાંતના કલાકોને ઉમેરવાનું વરસ કે જેમાં ૩૬૫ દહાડાની આખેરીએ જે ૭ કલાકો અને અપુર્ણાંક કલાકો દર સાલ ભેગા થાય છે તે, જેને Sidereal એટલે રાશીનું વરસ ગણ્યું છે.

સઃ—જરથોસ્તી પાદશાહોના વખતમાં કોઇ શખ્સ ગુનાહ કરે તો તેને કેવી રીતે સજા કરતા હતા ?

જઃ—જેમ હાલના વખતમાં ગુનેહગારોને જેલમાં મોકલીને

---

૧ જુઓ જરથોસ્તીઓના રોજમાહને લગતી શોધખોળ પાનું ૧૨.

કામ કરાવે છે તેમ રસ્તા સમારવા, પુલો બાંધવા તથા ધર્મના મકાનોમાં જોઈતી ચીજો પુરી પાડવાની તેઓને ફરજ પાડતા. જેમકે આતશબેરામને સારૂ લાકડાં કપાવીને તેના ભારા મંગાવતા અને એ વિગેરે બીજા લોક ઉપયોગી કામો કરાવતા હતા.

સઃ—અશો જરથોસ્તના વખતમાં કયા ત્રણ નામીચા ખાનદાનો જણાયલા હતા ?

જ:—સ્પીતમાનનું, હવોવનું, અને નોદરનું ખાનદાન.

સઃ—સ્પીતમાનના ખાનદાનમાં કયા નામીચા પુરૂષો હતા.

જ:—જરથોસ્ત, મેદીઓમાહ, પોઉરૂસસ્પ, પેતેરસ્પ વગેરે.

સઃ—હવોવના ખાનદાનમાં કયા નામીચા પુરૂષો હતા ?

જ:—જામાસ્પ, ફરશોસ્ત્ર, અશો જરથોસ્તની બાઈડી હવોવી વગેરે.

સઃ—નોદરના ખાનદાનમાં કયા નામીચા પુરૂષો હતા ?

જ:—તુસ, અર્વતસ્પ (લોહરાસ્પ), વીશતાસ્પ (કએ ગુસ્તાસ્પ) વગેરે

સઃ—હોમની ક્રીયા કયા ચાર શખ્સોએ કીધી હતી ?

જ:—જમશેદના બાપ વિવંઘહવત, ફરેદુનના બાપ આથવ્યાન, કેરસાસ્પના બાપ થ્રીતએ, અને ખુદ જરથોસ્તના બાપ પોઉરૂશસ્પે.

સઃ—જમશેદ પાદશાહે પોતાની વસ્તીના માણસોના કેટલા ભાગ કીધા હતા ?

જ:—ચાર ભાગ કીધા હતા. પહેલામાં અથોરનાન એટલે ખરા ધર્મ ગુરૂનો ધંધો, બીજો રથેસ્તાર એટલે પાદશાહ પહેલવાનનો ધંધો, ત્રીજો, વાસ્ત્રયુશ એટલે ખેડુતનો ધંધો અને ચોદો હૂતોક્ષ એટલે સાધારણ કારીગરનો અને અનેક ધંધાદારીઓ. દીનકરદ નામની પહેલવી કેતાબમાં એ હલાલ ધંધાઓને શરીરના અવયવો સાથ સરખાવ્યા છે. અથોરનાની પેશાનું કામ ઘણું કરીને મગજ સાથ સંબંધ રાખે છે તેથી તેને માથાં સાથ સરખાવ્યો છે, કારણ કે મગજનું કામ કરનારાઓમાં ધર્મગુરૂ, તબીબ, ધારાશાસ્ત્રી, કવી ઉસ્તાદ, ગ્રંથકાર વગેરે સમાઈ જાય છે. રથેસ્તારી ધંધાનું કામ બાજુબલ સાથ સંબંધ રાખે છે તેથી તેને બાજુઓ સાથ સરખાવ્યો

છે, એ વર્ગમાં ભલા પાદશાહો, હાકેમો, સીપાઇઓ, લશકરી ધંધો કરનારા વગેરે સમાઇ જાય છે. વાસ્ત્રયુશ ધંધાનું કામ પેટના કામને મલતું આવે છે તેથી તેને પેટ સાથ સરખાવ્યો છે. એ વર્ગમાં ખેતી કરનારા, પશુપાલન અને ગોસપંદને લગતા પેશો કરનારા જેઓ ખોરાક, કપડાં, માલમતા વગેરે ઉત્પન્ન કરે છે. હૂતોક્ષ ધંધાને પગો સાથ સરખાવ્યો છે. એ વર્ગમાં તમામ હુન્નર કામ કરનારા, કારીગરો, વેપારવનજ ચાકરી નોકરી વગેરે કરનારાઓ સમાઇ જાય છે.

સ:—જમશેદે ગુફો બાંધ્યો તેનું નામ શું ?

જ:—વરે-જમ્-કરદ્. વર્ એટલે ગુફો યા સ્વરસ્થાન જમ્=જમશેદ અને કરદ્=બનાવેલો.

સ:—એ ગુફો બાંધવાનું કારણ શું ?

જ:—દુન્યામાં વરસાદ તથા બરફથી એક ભારે ખરાબી થનાર હતી તેની આગાહી પાદશાહ જમશેદને થઇ હતી જેથી તેણે એક બચાવ ભરેલી જગા બાંધી ને તેમાં સહ્ગુણી માણસો સારા ઝાડપાનો જાનવરો અને પક્ષીઓનો જમાવ રાખ્યો હતો અને પછી તે ભારી ખરાબી જે દુન્યાની ઉપર એક મોટી રેલ આવવાથી થઇ હતી તે દુર થવા પછી તે ગુફા માંહેલા માણસોથી દુન્યા પાછી સજીવન થઇ હતી.[1]

સ:—ધર્મને લગતી નીશાની સુદરેહ અને કુસ્તી કોણના વખતથી ચાલુ થઈ હતી ?

જ:—સુદરેહ કુસ્તી બાંધવાનો રેવાજ પહેલવહેલો હોમ પેગમ્બરના વખતમાં ચાલુ થયો હતો. કોઇ કહે છે કે પાદશાહ જમશેદના વખતમાં અને કોઇ કહે છે કે પાદશાહ મીનોચેહરના વખતમાં તે ચાલુ થયો હતો. એટલું તો ચોકસ છે કે એ રેવાજ અશો જરથોસ્તના જમાના આગમજનો હતો.

સ:—જમશેદ પાદશાહે કેટલા વરસ રાજ કીધું હતું ?

જ:—જમશેદે ૭૧૬½ વરસ રાજ કીધું હતું એવું બુનદહેશ બાબ ૩૪-ફ. ૪ માં જણાવે છે, જેમાંના છેલ્લા ૧૦૦ વરસ તો

---

૧ જુઓ વંદીદાદ બીજી પરગરદ.

જોહાક પાદશાહને હાથે હાર ખમવાથી નાસભાગમાં પસાર કીધાં હતાં. ફીરદોસી એણે ૭૦૦ વર્ષ રાજ કીધું હતું એમ કહી જાય છે. મીનો ખેરદ બાબ ૨૭ ફ. ૨૪ માં તેણે દુન્યાના લોકોને ૬૧૬½ વરસ અને ૧૬ દીવસ સુધી દુઃખ અને બીમારી વગરના કીધા હતા એમ કહી જાય છે.

સઃ—શું એટલા વરસ માણસ જીવી શકે ?

જઃ—એના રાજ્યની તેમજ બીજા આગલા પાદશાહોના રાજ્યની જે આવી લાંબી મુદત જણાવી છે તે તેઓના પોતાના રાજ્યની સમજવી નહી પણ તેઓના વંશ અને ઓલાદના રાજ્યની સમજવી. જો આગલા અને હાલના જમાનામાં એવડો ફેર ધારી લઇએ તો બસોથી ત્રણસો વરસની આગલા જમાનાની ઝીંદગી આપણા વિચા-રમાં આવી શકે, કારણ કે તે વેળા ખુશનુમા હવા, સંગીન ખોરાક, દેહ સુખી અને ફિકર ચિંતા વિનાનો હતો. એરવદ કુતાર ભાઇઓ કહે છે તેમ ગણીએ તો કદાચ 'સદ' શબ્દ ત્રીસ વરસની મુદત માટે વપરાતો હતો. 'સત' ની સંખ્યા પ્રથમ ૩૦ ની હતી. પાછ-ળથી રફતેરફતે વધીને એકસોની સંખ્યા માટે તે વપરાવા લાગ્યો. જો એમ લેવાએ તો જમશેદનો અમલ ૨૧૦ વરસનો અને વંદીદાદ પ્રમાણે ૨૨૦ વરસનો થવા જાએ.

સઃ—પાછળથી તેની કેવી અવસ્થા થઇ ?

જઃ—પહેલાં તો એણે ઘણી જાહોજલાલી ભરેલી રીતે રાજ્ય કીધું હતું. એને પોતાની આજુબાજુ તનદરોસ્તી અને મમદરોસ્તી પાંથરી હતી. સફાઇ, સુગડાઈ સ્વચ્છતા, હવા ઉજાસના મકાનો વગેરે એણે દાખલ કર્યાં હતા. એણે લોકોને ગ્નાની કરવાની કોશેશ કીધી હતી તથા દીનદારી ફેલાવી હતી. એણે આજુબાજુનાઓને નીતિમાન કર્યા હતા. અદેખાઇ, અંતસ, અપ્રમાણીકપણું વગેરે દુર્ગુણો એણે દુર કીધા હતા. એનો જમાનો સોનેરી જમાનો હતો. (Golden age) યાને ઈરાંની સુખી સોનેરી જમાનો બન્યો. ફ્રશોકેરેતી અથવા ફ્રશો ગર્દની સોનેરી હાલત ઉત્પન્ન કરવાનો તે જમાનો હતો. છેવટે તે

જુદા સખુનો વાપરવા લાગ્યો અને તે સાહેબ નેઆમતનો આપનાર છે એમ ભુલી ગયો, અને મગરૂરી કરવાથી તેની સઘળી કીર્તિ જતી રહી હતી અને તે ફના થયો હતો.

**સ:**— તુર્કસ્તાનના કયા પાદશાહો ઇરાન દેશના કટ્ટા દુશમન હતા, એના અવસ્તા નામ આપો.

**જ:**— અફ્રાસીયાબ, અરજાસ્પ, અને વેસેના છોકરાઓ પહેલા બેને અવસ્તામાં ફ્રંગ્રસે અને અરેજતઅસ્પ કરી કહે છે. એઓએ આવાં અરદવીસુરની બંદગી કરી એવું ચાહ્યું હતું કે દુન્યાના સઘળા માણસોને હું મારી નાખું, ઇરાંન દેશની કીર્તિ છીનવી લેવું, તુસ પહેલવાનને લડાઇમાં હમો મારીએ વગેરે કહુવા માંગી હતી, પણ તેઓની દુવા બર આવી હતી નહી.

**સ:**— આવાયસ્તમાં કઇ કઇ વખણાએલી ઓરતોએ બંદગી કીધા અને તેઓએ શું માગ્યું.

**જ:**— ગુસ્તાસ્પની બાનુ હુતોશી અને અશો જરથોસ્તની બાનુ હ્વોવી. ગુસ્તાસ્પની બાનુએ એવું માંગ્યું કે મારા ધણી ગુસ્તાસ્પના ઘરમાં હું ઘણી વહાલી અને માન પામેલી થાંઉ અને મારા ઉપર મારો ધણી હેત રાખે. અશો જરથોસ્તની બાનુ હવોવીએ એવું માગ્યું કે મારો ધણી અશો જરથોસ્ત ઘણો બખતાવર થાએ અને માજદયસ્ની દીન ફેલાવવામાં તે ફતેહ મેળવે.

**સ:**—કયા સેતારા મોટા ગણાયલા છે.

**જ:**—તેસ્તર, વનંત, સતવેશ અને હપ્તોરંગ.

**સ:**—વરસાદ લાવનાર કયો ફરેસ્તો છે.

**જ:**—તેશ્તર તીરઇજદ.

**સ:**—તેની સાંમે કોણ દેવ છે ?

**જ:**—અપોશ નામનો દેવ. એઓ વચ્ચેની લડાઇનું બ્યાન તીરયસ્તમાં આપેલું છે.

**સ:**—બાજ એટલે શું ?

**જ:**—કેટલાકો 'બાજ' બોલ ફા. 'વાઝ' ઉપરથી લે છે અને

એનો અર્થ 'પાછું આવવું' એટલે વરસીનો દીવસ કરી કરે છે. (The Anniversary day) કોઇ સ્કોલરો 'વચ' એટલે બોલવું યાને બાજમાં બોલવું ઉપરથી લે છે. એરવદ શેહરરીયારજી ભરૂચા બાજનો અર્થ યજશનેના હા. ૩-૮ સુધીને ગણે છે કે જે દાદાર અહુરમજદ અને હજદ અમશાશપંદોની યાદમાં ભણવામાં આવે છે. એને દરૂન-ચાશની કરીને પણ કહે છે. એ ક્રિયામાં દરૂન, ઘી, મેવો, પાણી, આતશ, એશમ બોય યાને સુખડ, લોબાણ વગેરે રાખવામાં આવે છે. અશોના ફરોહરોની આરાધના કરતી વખતે માણસોની હૈયાતી કાયમ રાખનારી તમામ ચીજોના છ પ્રતિનિધિઓને ત્યાં હાજર રાખવામાં આવે છે જેમ કે અનાજના પ્રતિનિધિ તરીકે દરૂન, પ્રાણીમાંથી મલતા ખોરાકના પ્રતિનિધિ તરીકે ગોસેદો=ઘી, પાણીના પ્રતિનિધિ તરીકે પાણી, વનસ્પતિના પ્રતિનિધિ તરીકે હરેક જાતનો મેવો, ગરમી અને રોશણીના પ્રતિનિધિ તરીકે આતશ અને આતશને રોશણ રાખવા સુખડ તથા લોબાણ જેને એશમ તથા બોય કરી કહે છે. એ છ ચીજના સમુદાયને 'બાજ' ના નામથી ઓળખવામાં આવે છે.

સ:—રવાન બોખતગી એટલે શું ?

જ:—રવાન એટલે આત્મા અથવા જીવ અને બોખતગી એટલે છુટકારો યાને રવાનનો દોજખથી છુટકારો. એ છુટકારો તેના પોતાના રવાનના સુધારા ઉપર, તેના જીવતા જીવત કીધેલા વિચારો, વચનો અને કામો ઉપર આધાર રાખે છે. જેમ સારાં કામો વધુ કીધાં હોય તેમને છુટકારો જલદી મલે છે. મરહુમ દસ્તુર પાહલન એ વિષે લખે છે કેઃ—

રવાને ખીશ્‌રાહમ્ ખીશ્ ગમખુર્
જનો ફરજંદરા ગમ્ખાર્ મશુમુર્

યાને કે તારા આત્માની ફીકર તું પોતેજ રાખ, તારી બાઇડી અને તારા ફરજંદ તારી ફીકર રાખે તેને ભરોસે ના રહે.

**સ:—કોલ અથવા કબાલા કેટલી જાતના છે અને તે કયા ?**

**જ:—વંદીદાદ પ્રમાણે ૬ જાતના કોલ છે. ૧) મ્હોડે બોલીને**

આપેલો કોલ યા વચન, ૨) હાથ ઉપર હાથ ઠોકીને આપેલો કોલ, ૩) કોલકરાર બજાવવાની જામીનગીરી દાખલ એક પશુ આપીને કીધેલો કોલ, ૪) એજ મુજબ એક ઢોર આપીને કીધેલો કોલ, ૫) એજ મુજબ કોઇ માણસ સામા ધણીને સ્વાધીન (hostage) કરીને કીધેલો કોલ, ૬) એજ મુજબ દેશનો કબજો આપીને કીધેલો કોલ.

સઃ—કોલ ખરા અંતઃકરણથી પાળવા વિષેના કેટલાક દાખલા આપો ?

જઃ—કયાનીવંશના પાદશાહ કેકાઉસે પોતાના છોકરા શીઆવક્ષને તુરાની પાદશાહ અફ્રાસીયાબ સાંમે લડાઇ કરવા મોકલ્યો. શીયાવક્ષે અફ્રાસીયાબને ઘણીક લડાઇઓમાં હરાવી તેને તાબે કીધો. સલાહના કોલકરાર થયા પછી કેકાઉસે તે કોલકરારો પોતાની ચોક્કસ મતલબને ખાતર રદ કરવાને શીયાવક્ષ ઉપર કહેવડાવ્યું. શીયાવક્ષે એક વખત આપેલો કોલ કાંઇ પણ કારણ વગર રદ કરવાનું વાજબી ધાર્યું નહીં, અને તેથી કેકાઉસ શીયાવક્ષ ઉપર ગુસ્સે થયો. શીયાવક્ષે આપેલો કોલ તોડવા કરતાં પોતાના બાપનું ઘર તજવાને વધારે પસંદ કીધું, અને આખરે અફ્રાસીયાબની દરબારમાં જઇ રહ્યો કે જ્યાં અફ્રાસીયાબને હાથે તે માર્યો ગયો.



# For advanced division

# ઉપલા વર્ગો માટેની બાબદો.

સ:—હરેક કામનું મંડાણ કરતાં યા બહાર જતી વખતે કોણનું નામ દેવું.

જ:—પાકદાદાર અહુરમજદનું નામ દઇ એક યથા અહૂવઇર્યો ભણવો.

સ:—દાદાર અહુરમજદની યાદ કયારે કરવી ?

જ:—જયારેબી ફુરસદ મળે ત્યારે તેની બંદગી કરવી. ઘણો વખત નહી મલે તો થોડો વખત પણ કરવી. જો મ્હોડે આવડતું હોય તો રસ્તામાં ચાલતા પણ ભણતા જવું. જો દીવસે કામકાજના બોજાને લીધે નહી ભણાએ તો રાતે પણ થોડોક વખત બંદગી કરવી. એ વિષે જુઓ "બંદગી વિષે" પાનું ૭૧.

સ:—સઘળી પેદાયશમાં ખોદાતાલાની સૌથી ઉત્તમ પેદાયશ કઇ ?

જ:—માણસ જાત.

સ:—કાંએ માણસ જાત બધી પેદાયશમાં ઉંચો દરજ્જો કાંએ ભોગવે છે ?

જ:—અક્કલ અને વાચાને લીધે.

સ:—અક્કલ ઉપર કયો ફરેસ્તો મવક્કલ અથવા વડો છે ?

જ:—બહમન અમશાશપંદ.

સ:—અક્કલ કેટલી જાતની છે ?

જ:—બે જાતની એક આસ્નીદેહ ખેરદ અને બીજી 'ગઓશ સ્રુત ખેરદ' આસ્નીદેહ ખેરદ એટલે જાતી અક્કલ યાને કે જન્મતાંને વાર લઇને આવે તે. એને અંગ્રેજીમાં inborn intellect કહે છે. 'ગઓશ સ્રુત ખેરદ' એટલે કાનથી સાંભળેલી અક્કલ, ગઓશ એટલે કાન, સ્રુત=સાંભળેલી, ખેરદ=અક્કલ યાને કે જે શીખીને મેળવીએ તે યા ચોપડી વાંચીને યા શીક્ષક જે શીખવે તે. આ જ્ઞાનમાં કુદરતી ફીલસુફીનું જ્ઞાન સમાઇ જાય છે. એને અંગ્રેજીમાં acquired intellect કહે છે.

**સઃ**—માણસના બદનમાં જે પાંચ ગેબી તત્વો છે તે ક્યાં ?

**જ:**—અહુ, દએન, બઓધ, ઉરવન અને ફ્રવષી.

**સ:**—એ બોલોનો અર્થ શું ?

**જ:**—માણસની બનાવત વિષે આપણો ધર્મ શીખવે છે કે માણસ ખાકી અને મીનોઇ બે ભાગોનું બનેલું છે. માણસનું દેહ ખાકી તત્વનું છે પણ તેનો આત્મા યા રવાન મીનોઈ તત્વનું છે, માણસને ખોદાએ મીનોઇ આલમમાંથી આગેતીની દુન્યામાં અશોઇનો ખજાનો એકઠો કરવા ભલાં કામો કરી ઘટતો બદલો મેળવવા મોકલ્યો છે. આત્માને અવસ્તામાં 'ઉરવન' અને ફારસીમાં 'રવાન' કરી કહે છે. આત્માને તેના બનાવનાર સાથે એક બાપ અને બેટા જેવો, એક શેઠ અને વાણોતર જેવો સંબંધ છે. તે રવાનને આ દુન્યામાં ઘટતી મદદ કરવા અહુ, દએન વગેરે મદદગારો આપેલા છે. અહુ એટલે જીવન શક્તી તેનો શરીરરૂપી કીલ્લો, તેના ખોરાક અને અસબાબનો ભંડાર તેને ટકાવી રાખે છે. અંગ્રેજીમાં એને Vitality કહે છે. દએન એ સારૂ નરસુ જોવાની તેમજ સમજવાની શક્તિ જે વડે તે નેકીની યા બદીની પીછાન કરી શકે છે. દએન તે અંગ્રેજીમાં Conscience છે. ચોથી રાતની બામદાદે માણસની કેરદાર યા દએના, તેના કામોનો નમુનો, તેની આગળ આવી દેખાવ દે છે. બઓધ યાને બુદ્ધિ તે રવાનનો ચોપદાર છે જે રવાનને બહારની દુન્યાની ખબર અંતર પહોંચાડે છે. એને અંગ્રેજીમાં intelligence કરી કહે છે. ઉરવન તે રવાન યા આત્મા જેને દુન્યામાં કીધેલા કામ માટે આવતી દુન્યામાં જવાબ આપવો છે. રવાનને દાદાર અહુરમજદે મરજીનું છુટાપણું આપેલું છે. ભલું યા બુડું જેવું તે વિચારે, બોલે યા કરે, તે પ્રમાણે મરણ પછી તેનો દરજ્જો ચઢતો યા ઉતરતો થાય છે. હવે રવાને પોતાની કારકીરદી કેમ કરવી એ વિષે જરથોસ્તી ધર્મ ફરમાવે છે કે અશોઇથી સ્વચ્છ જીંદગી ગુજારી પોતાના રવાનનો સુધારો કરી તે વડે દાદાર અહુરમજદને પહોંચવાની ચાલુ કોશેશ કરવી. ઉરવનને અંગ્રેજીમાં Soul કરી કહે છે તે હંમેશ અમર છે.[1]

---

૧ જુઓ જરથોસ્તી ધર્મનીતિ અભ્યાસ પાનું ૯૮.

ફ્રવષી એટલે ફ્રોહર તે મીનોઇ શક્તિ છે કે જે આપણા રવાનને સારે માર્ગે ચલાવે છે, સારી સલાહ આપે છે અને નીતિને રસ્તે દોરવે છે. એને અંગ્રેજીમાં the guardian angel of the soul કરી કહે છે. એ વીદેહીક આત્મા છે યાને દેહ વગરની મુળ આકૃતિ છે. કે જેઓને અહુરમજ્દે ભલી પેદાયશને સારી વ્યવસ્થામાં રાખવા માટે, તેને જાલવી રાખવા માટે, અને દેવ દરૂજેની બુરી શકતીઓ સામે બચાવી રાખવા માટે દરેક જગાએ રાખ્યા છે. દરેક જાનદાર પેદાયશ ફ્રોહર ધરાવે છે એઓની સંખ્યા ૯૯૯૯૯ જણાવી છે એટલે કે તેઓ અગણીત છે. તે માણસનો અસલ નમુનો છે ( the prototype of man. ) ફ્રોહર જોરાવર, દોલતમંદ, ફ્તેહમંદ અને નુરમંદ છે. તેઓની મદદથી દાદાર અહુરમજદ આસમાનને ટકાવી રાખે છે. ઝરાના પાણી વહે છે, ઝાડપાન ઉગે છે, પવન ફુંકે છે તે ફ્રોહરને લીધેજ છે એવું ફ્રવરદીન યસ્તમાં કહે છે. તેમને લીધે બચ્ચાંઓ સહેલથી જન્મ લઇ શકે છે અને ખોરશેદ. ચંદ્ર પોતાના માર્ગમાં નિયમીત ફરે છે. ફ્રોહર ૧) મીનોઇના છે જેવા કે દાદાર અહુરમજદ અમશાશપંદો યજદોના, જેઓ કુદરતના કાયદા પ્રમાણે સૃષ્ટીના કાયદાના કામો કરે છે ૨) ગેતીના ફ્રોહરો જેવાંકે માણસ, જાનવર, ઝાડપાન, પાણીના, હવાના, આતશના, આકાશી ગોળાઓના જેમની મદદથી માણસો ભલા ફાયદા ભરેલા કામો કરી શકે છે. ૩) ગુજરેલાઓના ન્યાગાનોના જેમને મદદ માટે બોલાવવવામાં આવે છે અને તેઓ મદદે આવે છે. ફ્રોહરો જીવતાઓના ગુજરેલાઓના તથા હવે પછી જન્મ લેનારાઓના પંણ હોય છે. જીવતાઓના ફ્રોહરો ગુજરેલાઓના કરતાં વધારે અસરકારક હોય છે.

ગુજરેલાંના ફ્રોહરોને યાદ કરતાં અને બોલાવતાં જેમ તેઓ આપણા સ્વવતન ઇરાનનાં હોય કે પરવતન–તુરાન, ચીન, રૂમ વગેરે મુલકોના હોય તેઓને યાદ કરવામાં આવે છે. ફ્રોહરો બક્ષેશ કરે છે, જોર ધરાવે છે, આબાદી કરે છે ઘણો ફાયદો આપે છે, તેઓ ઉસ્તેવાર અને ગાલેબ યાને બધાંને હરાવે તેવાં છે. તેઓ હીંમતવાન,

તનદરોસ્તી આપનાર અને વીચારી નહી શકાએ તેવાં છે. ઇરાનના બહીસ્તુન પહાડ ઉપર પારસી પાદશાહ દારાયશ હીસ્તાસ્પીસે પોતાની ફતેહની છબી કોતરાવી છે તેમાં તે નામદારના માથા ઉપર જે પાંખવાલું પક્ષી ચીતારેલું છે તે પાદશાહના ફરોહરનો ચીતાર છે. ગુજરેલાના ફરોહરો હમસ્પથમેદેમ ગાહમ્બારના હીંગામ ઉપર મહોલ્લા તરફ આવે છે તથા આ મદદની ખાએશ રાખતા દસ રાત સુધી તેઓ ત્યાં ફરે છે અને બોલે છે કે કોણ હમને આરાધશે ? કોણ હમારી કીર્તી ગાશે ? કોણ હમારી ઉપર મહોબત રાખશે ? ખોરાક અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઈ તરફ પહોંચાડનારી બંદગીથી કોણ હમને આદરમાન આપશે ? હમારામાંના કોણનું નામ અહ્યાં યાદ કરવામાં આવશે ? તમારામાંના કોણનું રવાન હમને આરાધશે ? હમારામાંના કોણને તે ભેટ આપવામાં આવશે કે જે હંમેશ સુધી તાજા ખોરાક તરીકે થાએ ! મી. દેશાઇ મુજબ ફ્રવષિ બોલ અંગ્રેજી Force અથવા energy છે.

સઃ—ફ્રવદેગાન એટલે શું તે કેમ ગુજારવા અને તેના કેટલા દીવસ છે ?

જઃ—એ તેહવારો અસલના વખતથી આપણામાં ઘણા અગત્યના તહેવારો ગણાય છે. સદદરે બેહેરે તવીલમાં કહે છે કે એ દીવસો ઉપર જરથોસ્તીઓ બંદગીના કામો સીવાએ કોઇ તરેહથી બીજું કાંઇ નહી કરે. રેવાયતોમાં કહે છે કે " જંદ અવસ્તા એ દીવસોમાં પઢે અને સવાબનું કામ કરે. બીજું દુન્યાનું કામ નહી કરે." વરસની આખેરીના એ દીવસો પવીત્ર ગણાતા હતા. અસલના ઇરાંની પાદશાહો એ દીવસો પર વ્યવહાર અથવા રાજદ્વારી કામોથી ફારેગ રહેતા હતા. તેનો એક દાખલો તવારીખમાં નોશેરવાન અદલનો મલે છે [૧] ઇ. સ. ૫૭૫માં જ્યારે રોમન શહેનશાહ જસ્ટીન એક એલચી ખાતું તેની મુલાકાતે મોકલે છે ત્યારે ફ્રવદેગાનના તહેવારો આવી પહોંચેલા હોવાથી તેમાં રોકાવાથી તેના દસ દાવસ અસ્પંદાર્મદ મહીનો ને આસ્તાદ રોજથી તે વહીશતોઇશત ગાથાના દીવસો પસાર

૧ જુઓ ભાંશણો અને વાએજો ભાગ ૧ લો ડા. મોદી.

થાએ ત્યાં સુધી નોશેરવાન તે એલચીખાતાંને ખોટી થવા કહે છે. એ દીવસો ઉપર સઘળાં ગુજરેલાંઓનું અત્રે આવવું થાય છે તેટલા માટે તેઓને સારો આવકાર આપવા માટે ઇરાંનીઓ ઘરો સાફસુફ કરી તેને સણગારે છે. તેઓ એ દીવસો ઉપર ઘરમાંથી બહાર જતા નથી. અને છેલ્લા પાંચ દહાડા હજશને, વંદીદાદ, અને દરૂનની બાજ કરાવે છે. આપણે અશોઇથી અને ખરાં જીગરથી તે અશોફરેહરોની નઇયિતે ભણતર કરાવીએ છીએ તેથી તેઓ ખુશી થઇ આપણને આશીશ દઇ પોતાના મીનોઇ મકાનમાં પાછાં ફરે છે. આવા ભણતતરોથી અત્રે એક જાતનું સ્વચ્છ વાતાવરણ ઉભું થવા પામે છે.' કે જેની બરકતથી અમશાશપંદો યજદો અને બીજી અનેક ભલી શક્તિઓનું અત્રે આવવું થાય છે અને તેઓ આપણા દુન્યાના કામમાં મદદગાર થઇ આપણને હરેક રીતની રહેનુમાએ યાને સારો રસ્તો બતાવે છે. એ દીવસો બધા મલી દસ છે અને નહી કે અઢાર. દીન કરદમાં, રેવાયતમાં, સદદરે બેહેરતવીલમાં ફ્રવદેગાનના દસ દીવસો જણાવ્યા છે. એ તેહવારોને મુકતાદ નામ નેરીયો સંગ 'ધવલ' ઉપરથી મળ્યું હોય કે જેવણ અષાઉનામ ફ્રવષિનામ નો સંસ્કૃતમાં અર્થ 'મુકતાત્માના વૃદ્ધી કરે છે.' એટલે છુટકારો પામેલા આત્મા એવો કરે છે. ફ્રવદેગાન એટલે 'ફ્રવષી અથવા ફ્રોહરોના તહેવારો' એ દીવસે ઉપર અશો ફ્રોહરોનું આ દુન્યામાં આવવું થાય છે. તે દસ દીવસો યજશને અને નીઆએશનાં તેઓની યાદ કરવાની જરૂર છે. તેથી તેઓનું ઘણું ખુશાલ થવું થાય છે. તેઓને નહી આવકાર મળવાથી તેઓનું દુઃખી થવું થાય છે, અને તેઓ આ દુન્યામાંથી ઉદાવગરી કરી જાય છે અને તે હીંગામ ઉપર સખાવત અને બખશેશ કરવાની ઘણી જરૂર છે; શાહેરના દરવીશોને મદદ કરવાનું અને દસ્તુરનું કામ ફ્રોહરની આરાધના માટે શીખવવાનું છે. અશોફ્રોહર મારફતે ગુજરેલાઓ અને જીવતાંઓ વચ્ચેનો સંબંધ એક બીજા તરફ હોય છે. જીવતાંઓ તરફથી ગુજરેલાંઓના અશોફ્રોહરને આરાધના મલે છે અને ગુજરેલાના અશોફ્રોહરો તરફથી

જીવતાંઓને યારી અને દુવા મળે છે. એ દીવસો ઉપર ઇરાનમાં ૯૦૦ વરસ ઉપર એક ખાસ ઓરડામાં ખાવા પીવાની ચીજો મેલવામાં આવતી હતી અને ઘરમાં ખુશબો બાલવામાં આવતી હતી. અને એવું માનવામાં આવતું કે તે દીવસો ઉપર તેઓ તે કુટુંબમાં આવતા અને તે અર્પણ કરેલી ચીજોની ખુશબો ભોગવતાં હતાં. ફુલપાનનો સુંદર સીંગાર અશો ગુજરેલાંઓની યાદ માટે ઘણોજ આવકારદાયક છે. એ દીવસોમાં આખા વરસોમાં અજાણપણે જે જે ગુનાહો થયા હોય તેનો પસ્તાવો કરીને ખોદા પાસે માફી માંગવી અને તે દીવસો ઉપર ખુશી સાથે બંદગી, સ્તુતી અને પરેહેજગારીમાં ગુજારવા જોઇએ.

સ:—રીસ્તાખેજ (કેઆમત) એટલે શું અને તે કયારે થશે ?

જ:—રીસ્તાખેજ એ બોલ ઇરીસ્ત+આખેજ પરથી નીકળ્યો છે. ઇરીસ્ત એટલે ગુજરી ગએલાંઓ અને આખેજ=ઉભા થવું, એનો આખો અર્થ ગુજરેલાંઓનું પાછાં ઉભા થવું એવો થાય છે. કહે છે કે, દુન્યાની આખેરી આવશે ત્યારે બધાં ગુજરેલાં માણસોને પાછા ઉભા કરવામાં આવશે અને આ દુન્યાને નવેસરથી પાછી ચાલુ કરવામાં આવશે. તે વખતે બુરાઇ જેવું કશું રહેશે નહી અને તે વખતના લોકો ફરેસ્તાઈ ખસલતના થશે. આપણે ઇચ્છીએ છીએ કે તે જમાનો જલદી આવે. એ રીસ્તાખેજ છેલ્લો પેગમબર સોસ્યોશ મારફતે થશે. આપણે જરથોસ્તી ધર્મ બુરાઇની રાહ છોડી દેવા અને ભલાઇની રાહ ઉપર આવવા ચાલુ શીક્ષણ આપે છે. એવી બધી અસરોથી આખરે ભલાઇનો સર્વ ઠેકાણે ફેલાવો થશે અને તમામ બુરાઇ કમજોર અને લાચાર થઇને નાપદીદ થશે અને જમ્યાદ યસ્તમાં ક. ૧૨માં કહે છે તેમ જે (દાદર અહુરમજદનું ખોરેહ) દુન્યાને તરોતાજગી વાલી, જુની નહી થતી, નાશ નહી પામતી, હમેશાં હૈયાતી ભોગવનારી, અને હમેશાં ફાયદો કરનારી કરશે, ગુજરેલાંઓ પાછાં સજીવન થશે, જીંદગી અને અમરપણું આવશે, તથા તમામ દુન્યા પોતાની મરજી મુજબ તરો તાજગીવાલી થશે. અશોઇની

ફાયદાકારક પેદાયશો અમર થશે. અને કહે છે કે અશો માણસને અને તેની પેદાયશને હાની પહોંચાડવાને માટે જો કે દરૂજ આસપાસ દોરધામ કરશે તો પણ તે ઉંધો પડીને નાશ પામશે.

**સઃ**- ગુનાહ અને તેની પતેત વિષે સમજાવો.

**જઃ**—ગુનાહ એટલે કે ખોદાએ નેમેલા કાયદાની હદ ઓળંગી દુરવંદીના યાને ખરાબ માર્ગ ઉપર જવું અથવા જે કામ આપણા શરીર અને આત્માની ખરાબી લાવે તે ગુનાહ. ડા. મોદી ગુનાહને પહેલવી ભાષાનો શબ્દ 'વનાસ' સાથ સરખાવે છે અને એનો અર્થ બે રીતે કરે છે. ૧) વી+નસ એટલે વી=વધારે અને નસ=નાશ પામવું. ૨) બીજો અર્થ વી=વધારે અને નસ=પહોંચવું યાને હદ બહાર જવું. એ અંગ્રેજી બોલ transgress ને મળતો આવે છે. ગુનાહ બે જાતના આવે છે. ૧) નુકશાનકારક કામો કરવાથી અંગ્રેજીમાં Sin of commission અને ભલાં કામો કરવાની ટક ચુકવાથી Sin of Omission જેમકે મીઠાં પાણીમાં નસો (યાને મુવેલી કહોતી ચીજ (any decayed matter) નાંખવો તે ગુનાહ કહેવાએ. જો નસો નાંખેલો હોય તો તે તેમાંથી કહાડી નાંખવો. જો તેમ નહી કરે તો તે પણ ગુનાહ યાને કે તક મલતાં ભલું નહી કીધું, ફરજ ભુલ્યા તેનો ગુનાહ, પતેત એ પહેલવી અને ફારસી પતિત અને અવસ્તા પઇતિત છે. પહેલો ભાગ 'પઇતિ'+ઇ પઇતિ=પાછું, ઈ=જવું યાને ગુનાહ માટે પસ્તાવો કરી અશોઇના સીદ્ધા માર્ગ ઉપર પાછું ફરવું. અંગ્રેજીમાં regress બોલ આવે છે. અવસ્તા પ્રમાણે પતેત કરવાની ત્રણ રીત છે. ૧) પઇતી-તેમ મનો ૨) પઇતીતેમ વચો ૩) પઇતી તેમ શ્કયોથનેમ્. પઇતીતેમ મનો એટલે ભલી દયાનતદારી અને ખરાં અંતકરણથી કીધેલો પસ્તાવો. પઇતિતેમ વચો એટલે મોઢેથી સારા સખુનો બોલીને કીધેલો પસ્તાવો પઇતીતેમ શ્કયોથ્નેમ્=ગુનાહની તોજેશ યા દંડ તરીકે જરથોસ્તી ધર્મએ ફરમાવેલા નેકીના અને સખાવતના કામો કરીને કીધેલો પસ્તાવો. આપણા આત્માને બીમારી લાગુ નહી પડે, તેને માટે ગુનાહથી દુર

રહેવાની આપણે ચાંપ રાખવી જોઇએ, અને એ રોગ મટાડવાની દવા પતેત છે યાને પસ્તાવો છે :જેથી આપણા રવાન (આત્મા) ઉપર તે ગુનાહની અસરનો વધારો થતો અટકે, વળી પતેતને ભરોસે જાણી જોઇને ગુનાહ કરવામાં ભારે જોખમ છે. વળી આપણા ગુનાહ માટે બીજાઓએ કીધેલી પતેતથી આપણો ગુનાહ કપાતો નથી. ગુનાહ ચહડ ઉતરના આવે છે. એક માણસ એક ભુડું કામ કરે તે નુકશા-નનું કામ ગુનાહનું કામ કહેવાએ. ગુનાહ ભર્યા કામોમાં જે કામ પોતાનેજ નુકશાન કરે તે કરતાં આજુબાજુનાઓને નુકસાન કરે તે વધારે ગુનાહ ભર્યું કહેવાએ. વળી અજાણપણે ગુનાહ થયો હોય તો તે ખોદાતાલા માફ કરે છે પણ જાણી જોઇને ગુનાહ કર્યો હોય તો પસ્તાવો કીધા છતાં માફી મળતી નથી.

# જુદા જુદા ધર્મોમાં તોબેહ અને પશ્ચાતાપના ફરમાનને લગતો ટુંક ઇન્તેખાબ.

દરેક માણસે પોતાના ધર્મના ફરમાનોને માન આપી ચાલવું. તે ફરમાનોનો અનાદર કરવો એ એક ગુનાહ છે. ગુનાહ એટલે કાયદાનો અનાદર. અંગ્રેજી બોલ transgress ને મલતો આવે છે એટલે to go beyond the limit. માણસ મોતને પાત્ર છે માટે તેને ખોદાની હજુરમાં જવાબ આપવા માટે પોતાના જાણી જોઇને કીધેલા અથવા અંજાણપણે કીધેલા ગુનાહ માટે ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરી ફરીથી તે ગુનાહ ન કરવાની કબુલાત આપવી જોઇએ. પશ્ચાતાપ વડા ધર્મગુરૂ આગળ કરવો જોઇએ; કારણ કે વડો ધર્મગુર ખુદ પેગ્મબરનો જાએનશીન જેવો છે અને

પોતાના દરજ્જાને લીધે પશ્ચાતાપ સાંભળવાને પુરતો લાયક છે. એક ખ્રીસ્તી ધર્મગુરૂ કહે છે કે જે માણસે ગુનાહ કર્યો હોય તેને પશ્ચાતાપ કર્યા બાદ રવાનને ગુનાહથી દુર રાખવું જોઇએ, નહી તો તે ખોદા આગળ હમેશનો વીખુટો થઈ રહે છે.

ઇજીપશીયન, એસીરીયન અને બેબીલોનીયન જેવા પુરાણા ધર્મોમાં તેમજ યાહુદી, હીંદુ, બુધ, ખ્રીસ્તી અને મહોમેદન અને આપણા જરથોસ્તી ધર્મમાં ગુનાહની તોજેશ એક અતી અગત્યનો ભાગ ભજવે છે. ઇજીપશીયન ધર્મમાં ગુનાહની તોજેશ માટે સહેજ પણ ઇસારો મલતો નથી. તેઓ કોઇબી દીવસ ગુનાહ ભર્યાં કામ માટે પશ્ચાતાપ કરતા હતા નહીં. એ લોકોની The book of the dead યાને ગુજરેલાંઓની ચોપડી નામે એક દસ્તાવેજ મળે છે જે ઉપરથી એમ સાબેત થાય છે કે ઇજીપશીયન લોકો ગુનાહનો કોઇ પણ દીવસ એકરાર કરતા નહીં હતા, અને ગુનાહનો એકરાર કરવામાં એક ઇજીપશીયને કોઇપણ ધર્મગુરૂની જરૂર પડતી હતી નહીં. એ ચોપડી આસરે ઇ. સ. પૂ. ૧૫૮૦માં રચાએલી માલમ પડે છે. એ જાણીતી બાબદ ઉપર મારા વિદ્વાન મિત્ર એરવદ જમશેદ ઉનવાલાએ એક રસીલો નીબંધ લખ્યો હતો જેમાંથી આ અદના લખનારને ઘણી સારી રોશની મળી હતી. એસીરીયન તથા બાબીલોનીયન ભાષામાં લખાયલી ખીલા રોકી તકતીઓમાં તેમજ ઇંટો ઉપરથી જણાયછે કે યુફ્રેતીશ અને તાઇગ્રીસ નદીની ખીણમાં વસ્તા લોકોમાં પણ ગુનાહનો એકરાર હતો. પણ તેને નઈતીક વાસ્તવીક રૂપ આગલથી મલ્યું હતું. જો કોઇ ધાર્મિક ક્રીયા કરવામાં ભુલચુક થઇ હોય તો તે ગુનાહ માટે દેવતાઇ શીક્ષા ગણાતી હતી. એ દેવતાઓ ઉપર કાલાવાલા કરી કાંઇ અંજાણપણે થયેલા ગુનાહ માટે ધાર્મીક કવિતાઓ એસીરીયન અને બેબીલોનીયન ભાષામાં લખાયલી મળે છે. ત્યારે હ્યાં આપણે આટલો સુધારો જોઇએ છીએ કે ગુનાહનો એકરાર કોઇ ધર્મગુરૂ આગળ કરવાને બદલે કોઇ દેવતાને હાજર નાજર જાણી મંદીરમાં કરવામાં આવતો હતો. ગુનાહની તોજેશ માટે એક ચોકસ ક્રીયા open the mouth

**and wash the mouth** યાને મોઢું ઉઘાડવું અને મોઢું ધોવું એટલે મોઢું ઉઘાડી ગુનાહનો એકરાર કરવો અને પછી સાચ્ચું બોલવાનો ઠરાવ કરી મોઢું સાફ કરવું. વળી એ લોકોના રાજાને પવીત્ર જીંદગી ગુજારવી પડતી હતી કારણ કે તેને દેવતા આગલ લોકોના પ્રતીનીધી તરીકે રજુ થવું પડયું હતું.

યાહુદી લોકોના **Old Testament** માં 'તોરા' બોલનો અર્થ આભાર માનવો એવો થાય છે તે પાછળથી બીજી યાહુદી કેતાબોમાં 'ગુનાહનો એકરાર' એવા નામે વપરાએલો છે. કહે છે કે એઓનો વડો ધર્મગુરૂ આખી યાહુદી પ્રજા માટે પોતે એકલો ગુનાહનો એકરાર કરતો હતો.

ખ્રીસ્તી ધમમાં વટલનારને ઈ. સ. પહેલી સદીમાં 'બેપતીઝમ' લેવું પડતું હતું અને તેની પાસ ગુનાહનું એકરારનામું ભણાવવામાં આવતું હતું. ત્યારબાદ તેને ધર્મગુરૂ તરફથી માફી બક્ષવામાં આવતી હતી. જો ચોથીવાર ગુનાહ કરે તો તેને ધર્મમાંથી બહાર કાઢવામાં આવતો હતો. અસલ એક ગુનેહગાર ખ્રીસ્તી માટે જાહેરમાં એકરાર કરાવવામાં આવતો હતો. અને જો તે ગુનાહનો પસ્તાવો કરતો હતો તો તેને માટે દેવળમાં બંદગી કરવામાં આવતી હતી. જો એક ગુજર પામતો આદમી એક બીશપ યાને ધર્મગુરૂ આગળ હાથમાં હાથ મેળવી ગુનાહનો એકરાર કરે તો તેનો ગુનાહ તેના મુળમાંથી ઉખડી જતો અને તે એક ખરા દીનદાર ખ્રીસ્તી દાખલ ગુજરેલો ગણાતો હતો. આ રેવાજ હાલમાં પણ ખ્રીસ્તીઓમાં જોવામાં આવે છે અને બીશપને બદલે હાલ કોઇપણ ધર્મગુરૂ તેનો એકરાર સમજી શકતો હતો. આ ધર્મગુરૂ તે ગુનેહગારને નીચું લાગે તેવી શીક્ષા કરાવવાથી દુર રહેતો હતો. હાલમાં પણ એક ફીરંગી એક પાદરી આગળ જઇ પોતાના ગુનાહની તોજેશ કરે છે અને તેને કહે છે "પાદરી દાદા પાદરી દાદા માફ્ ગુનાહ બક્ષ." ઇ. સ. ૧૬ મી સદીમાં જો કોઇ ગુનેહગાર માટે એક બીજો પવિત્ર માણસ બંદગી કરતો હતો તો તે ગુનેહગારે પોતે કીધેલાં તોજેશ સમાન ગણાતું

હતું. રોમના પોપ ૧૦ માને સેંટપીટરનું દેવલ બાંધવા પૈસા જોઇતા હતા, ત્યારે તેણે ગુનાહની માફી બક્ષનારી ચીઠી કહાડી હતી. જેને Indulgences' કરી કહેતા હતા અને જે કોઇ તે વેચાતી લેતું હતું તેના ગુનાહ માફ થયા એમ ગણાતા હતા. હીંદુ લોકોમાં નૈતીક ગુનાહ યા સંસારી ગુનાહ યા ધાર્મિક ક્રીયામાં ભુલચુક ગુનાહ દાખલ ગણાતી હતી. તેનો પશ્ચાતાપ કેટલીક ક્રીયાઓ કરાવવાથી, ભણતરો ભણાવવાથી અને પૈસા તરીકે દંડ આપવાથી કરાવવામાં આવતો હતો. એક બુધ ધર્મગુરૂએ જો પોતાના પંથના ફરમાનો સામે ગુનાહ કર્યો હોય તો જે વખતે આ ફરમાનો વંચાતા તે વખતે ગુનાહનો એકરાર કરવો પડતો હતો. ત્યારબાદ તેને તોજેશ તરીકે સજા કરવામાં આવતી જેવી કે આંગણું વાળવું યા પવીત્ર વડના ઝાડ આગલ ધુળ પાથરવી વગેરે. મુસલમાન ધર્મમાં હજરત મહમદ પેગમબર પોતાના ધર્મમાં હજી જેઓ નહી વતલાયા હોય તેઓને બોધ દે છે કે તેઓએ પોતાનો ધર્મ છોડી દઈ તોબાહ કરી મહોમેદન ધર્મ પસંદ કરવો, નહી તો તેઓને છેવટે જેહનમના આતશની શીક્ષા ખમવી પડશે. જરથોસ્તી ધર્મમાં ગુનાહને આત્માના રોગ તરીકે જણાવ્યો છે. જેમ તનની બીમારી નહી થાએ તેની અગાઉથી સંભાલ રાખવી જોઇએ અને જો થાએ તો તેનો ઇલાજ કરવો જોઇએ તેમજ ગુનાહથી દુર રહેવાનીબી ચોંપ રાખવી જોઇએ અને જો થાએ તો તેનું નીવારણ કરવું જોઇએ. દાદેસ્તાની દીની નામની ચોપડીમાં કહે છે કે પાછલથી પતેત (પસ્તાવો) અને તોજેશ (પરાયશ્ચીત) કરવા કરતાં ગુનાહજ નહી કરવો એ વધારે સારૂં છે. પતેત એટલે પસ્તાવો તે છેક હૈડાંના ભીતરથી ખરાં અંતકરણથી કરવો જોઇએ, નહીં તો તે એક માત્ર મોહેડેથી બબડેલું જાણવું. તોજેશ એટલે દંડ જો બને તો ઘટે તેથી વધારે સવાબ કરીને ભરવો. કેમકે જીવતાં જીવત કીધેલા સવાબના કામોથીજ, તે આખરે કામ આવશે. જરથોસ્તી ધર્મમાં તોજેશ તરીકે કરવામાં આવતાં સવાબના કામો ઘણી જાતનાં જણાવ્યા છે. જેવા કે નેક લોકોને સખાવત કરવી, દુન્યાની વૃદ્ધિ કરવી,

બદ માણસો અને નુકશાનકારક પ્રાણીઓનો નાશ કરવો. વળી દરેક જણે પોતાના ગુનાહની તોજેશ પોતેજ કરવી. એ વિષે મીનોખેરદમાં સવાલ છે કે આત્માની મુક્તીને માટે પતેત કેમ કરવી ? જવાબમાં કહે છે કે—પતેત (ગુનાહથી પાછું ફરવા) થવાને માટે ખાસ એ છે કે (ફરીથી તેજ) ગુનાહ જાણી જોઇને નહી કરવો. અને જો અંજાણે યા સુસ્તીથી યા બેઅકલાઇથી ગુનાહ થાએ તો જો ધર્મ-ગુરૂઓ આગળ તેનો પસ્તાવો કરે અને પછીથી જો તે ગુનાહ નહી કરે તો જે ગુનાહ થયો હોય તે તેની જાતથી દુર થાએ કે જેમ શેતાબી ભરેલો જોરાવર અને સખત પવન જંગલને એવું સાફ કરી નાંખે છે કે હર એક તણખું યા ચીજ જે ત્યાં પડેલી હોય તેને ત્યાંથી ઝાડી કહાડે છે તેમ.

સ:—પતેત પશેમાની કયા યજદની ક્ષ્નુમનથી કરવામાં આવે છે ?

જ:—સરોષ ઇજદની ક્ષ્નુમનથી કરવામાં આવે છે તેનું કારણ એ કે સરોષનો અર્થ નેક ફરમાન બરદારી અથવા તાબેદારી થાય છે. એનો ધાતુ 'સ્રુ' છે ને જેનો અર્થ સાંભળવું થાય છે. એથી ઉલટો બોલ અસ્રુશ્તિ યાને નાતાબેદારી, જાણી જોઇને ખોટે રસ્તે જવું. અને એ માટે આપણે પસ્તાવો કરી પતેત ભણીએ છીએ.

સ:—અશોઇને માટેનો જાણીતો ફકરો આપો.

જ:—અએવો પન્તાઓ યો અષહે વીસ્પે અન્યએ પાંમ્ અપન્તામ્.

એનો અર્થ "એકજ માર્ગ છે કે જે અશોઇનો છે સર્વ બીજા માર્ગો આડા છે." આપણામાં 'અશો' અને 'દરવંદ' બે બોલ આવે છે. અશો એટલે પવિત્ર, ખાલેશ, ગુનાહ વિનાનો. દરવંદ એટલે આડે માર્ગે ગએલો, અવસ્તા 'દ્રુ' એટલે આડે રસ્તે જવું. ભટકવું. હાલ આપણે દરવંદ બોલ બીજી કોમવાળાઓ માટે વાપરીએ છીએ. ઘરમાં કાંઇ બાજ રોજગાર હશે તો 'દરવંદને ઉપર ના ચઢાવતા' બોલીએ છીએ જ્યાં દરવંદનો અર્થ બીજી જાતવાળો યા જુદદીન કરી થાય છે. પણ તે ખોટી રીતે વાપરીએ છીએ. દરવંદનો ખરો અર્થ આડે માર્ગે જનાર પછી તે જરથોસ્તી હોય યા જુદદીન હોય. એક જરથોસ્તી વતીક જો

લુચ્ચો લફંગો હોય તો તેને પણ દરવંદ કહેવો. ત્યારે બીજી કોમવાલા કોઈ સારા માણસને શાકારણસર આપણે એ બોલ વાપરવો જોઇએ?

**સઃ—બહેસ્ત અને દોજખને માટે અવસ્તા બોલો શું છે, તે કેટલી જાતના છે અને તેનો ખુલાસો કરો.**

**જઃ**—બહેસ્ત માટે અવસ્તા બોલ વહિશતેમ અહૂમ્ એટલે સઉથી સરસ જીંદગી અથવા હાલત. દોજખને માટે અવસ્તા બોલ દ્રુજો દેમાંન યાને સઉથી બુરી જીંદગી અથવા હાલત. અવસ્તા પ્રમાણે બહેસ્ત ચાર જાતના છે તેઓના નામો હુમતના દરજ્જાવાળું એટલે નેક વિચા-રનારને મલે તે, હુખ્તના દરજ્જાવાળું એટલે નેક બોલનારને મલે તે, હવરશ્તના દરજ્જાવાલું એટલે નેક કામો કરનારાઓને મલે તે; અને અનધ્રરઓચાઓ એટલે બેહદ રોશનીવાલું. દોજખના ચાર તબક્કા છે. દુશમતના દરજ્જાવાલું એટલે બુરૂ વીચારનારાઓને મલે તે, દુજૂખ્તના દરજ્જાવાલું એટલે બુરૂ બોલનારાઓને મલે તે; દુજવરશ્તના દરજ્જાવાળું એટલે બુરૂં કામ કરનારાઓને મલે તે; અને અનધ્રતેમ એટલે અતીશય અંધારૂં દોજખ.

બહેસ્ત એટલે આ દુન્યામાં કીધેલાં સારાં કામોનો મરણ પછી મલતો બદલો. દોજખ એટલે આ દુન્યામાં કીધેલાં ખરાબ કામોને માટે પેલી દુન્યામાં તેના મરણ પછી મલતી સજા. મરણ પછી આત્મા ત્રણ દીવસ આ ગેતી દુન્યામાં રહે છે. અને તેટલા વખતમાં તેને પોતાની જીંદગીમાં કીધેલા સઘળા સારા યા નરસાં કામોનું સામટું ચિત્ર ગોયા તેના કામોની નોંધ તેની દએના યા કેરદાર એટલે કામોનું સ્વરૂપ તેની સામે રજુ થાય છે. અને જેમ એક સીનેમામાં તમામ બની ગએલા બનાવો આપણી આગળ બનતા હોય તેમ જોઇએ છીએ, તેજ પ્રમાણે તે ગુજરનારની નજર આગળ તેણે પોતાની જીંદગી દરમ્યાન જે ફતેહો તથા નીષ્ફળતાઓ મેલવી હોય, તે સઘળાંનો ઇન્તેખાબ તેની નજર આગળ ખુલ્લો થાય છે. અશો માણસને તેની કેરદારથી ખુશી ઉપજે છે અને દુષ્ટ માણસને તેથી ગમગીની પેદા થાય છે. ત્રણ દહાડા પુરા થયા પછી ચહારમની બામદાદે આ ગેતી દુન્યાની હદ પસાર કરી તે

રવાન ચીન્વત પુલ યાને (ચુંટી કાઢવાનો પુલ) the bridge of selection જ્યાં આએ દુન્યામાં કીધેલા કરતુકોનો હીસાબ લઇ નેકીનો બદલો અને બદીની શિક્ષા ઠરાવવામાં આવે છે ત્યાં તે રવાન દાખલ થાય છે. બેહસ્તમાં દાખલ થનાર અશો અને દોજખમાં જનાર પાપી તેઓ બંને એકજ બાપના બે બચ્ચાં છે. દોજખમાં જનાર પાપીને માટે કાંઇ હંમેશ સુધીનું દોજખ નથી, ત્યાં તે જઇ પોતાની મેલેજ બુરો રસ્તો છોડવાની અને બહેસ્તના રસ્તાપર જવાની કોશેશ કરે છે. એક જીંદગી પછી એકદમ બીજી જીંદગીમાં જઇને ખોદાને પહોંચી શકાતું નથી, વચમાં અનેક મંજલો કાપવાની છે. બુરી કરણી બાદ કરતાં જેટલી ભલી કરણી વધારે હોય તેટલા પ્રમાણનું તેને બહેશત મલે છે તેમજ ભલી કરણી બાદ કરતાં જેટલી બુરી કરણી વધારે હોય તેટલા પ્રમાણનું તેને દોજખ મલે છે. ગમે તેવા પાપી માણસે હારી ખાવાનું નથી તે જેટલી ભલાઇ કરી લેશે તેટલો ફાયદો મરણ પછીની જીંદગીમાં તેનું રવાન મેળવશે. જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન છે કે "અકેમ અકાઇ વંધુહીમ્ અષીમ્ વંધહવે." યાને બદીનો બદલો બદી અને નેકીનો બદલો નેકી છે. કરણી તેવી પાર ઉતરણી, એ જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન છે. "કરશે હાથે તેજ તે લઇ જશે સાથે." મરહુમ દસ્તુર દારબ પાહલન પોતાના ફરજીયાતનામામાં ખુલ્લું લખે છે કેઃ—

"રવાને ખીશ્રરા હમ ખીશ્ર ગમખુર્
જનો ફરજંદરા ગમખાર્ મશમુર્."

યાને તારા આત્માની ફીકર તું પોતેજ કર, તારી ઓરત અને તારાં ફરજંદ તારી ફીકર રાખે તેને ભરોસે ના રહે. ગાથામાં યજશને હા ૪૩—૫ માં કહે છે કે "એ હોરમજદ! જ્યારે તુંને દુન્યાની પેદાયશમાં સઉથી ચઢતો જોયો ત્યારે તુને મેં ખચીત આબાદી કરનાર ગણ્યો. પેદાયશના સઉથી છેવટના અંત સુધી ત્હારી ઈનસાફવાળી રીતી પ્રમાણે (માણસોને) તેઓના કરતુક તેમજ વચન પ્રમાણે તું બદલો આપશે તે એવી રીતે કે બુરાને બુરૂ અને ભલા માણસને

સારા આશીરવાદ. મરણ પછી ભલી મનશનીવાળાં 'અશો માણસને માટેજ ગરોથમાન' છે એમ અરદીબેહેસ્ત યસ્તમાં કહેલું છે. મીનો-ખેરદની પહેલી કેતાબમાં કહે છે કે 'ઘણા સવાબી અને બહેસ્તમાં પોહચવાના માર્ગો કયા ?' જવાબમાં કહે છે કે પહેલો માર્ગ સખાવત, ૨) રાસ્તી, ૩) શુક્રગુજારી ૪) સંતોષ ૫) ભલાંઓના હકમાં ભલુ ઇચ્છવું તથા કરવું અને સર્વને ચહાનાર થવું.

# મનશ્ની, ગવશ્ની, કુનશ્ની.

## યાને

# વિચાર, વચન, અને કામ.

હર ઘડીએ આપણા મગજમાંથી વિચાર વીજળી જડપે પસાર થઇ જાય છે પણ તેને આપણે ઓળખી શકતા નથી. જો વિચારને પહેલેથીજ આપણે ખરાં રૂપમાં ઓળખતે તો આજે આપણી સ્થીતિ કાંઇ જુદીજ થતે. વિચાર આપણી જીંદગી ટકાવવા માટેનું એક બળવંત હથીયાર છે. જેણે વિચારને ઓળખ્યો તેણે પોતાને તેમજ તેના પેદા કરનારને ઓળખ્યો. વિચાર એક પ્રબળ શક્તિ છે. જેમ કાળાં વાદળાંમાંથી વીજળી એક એકાદ પ્રકાશ ફેલાવી ગેબ થઇ જાય છે તેમ વિચાર માણસના મનમાંથી હરપળે પસાર થઇ જાય છે. માણસના વિચાર તે આપણા સુખ દુઃખના બીયાં છે. આપણા ગઇ કાલના વિચારોએ આપણને આજના માણસ બનાવ્યાં છે અને આપણા આજના વિચારો આપણને આવતી કાલના માણસ બના-વશે. જે માણસ હુમત હૂખ્ત હવરૂસ્ત પ્રમાણે ચાલે છે તેજ માણસ ખચીત આ દુન્યામાંથી પોતાનું વહાણ સહી સલામત હંકારી લઇ જાય છે. એક લખનાર કહે છે કે—A man is a creature of reflection, what he thinks upon, he becomes. બીજો એક લખનાર કહે છે કેઃ—

**When a foolish thought within,**
**Tries to take us in a snare,**
**Conscience tells us it is a sin,**
**And entreats us to beware,**

સ્કોટલંડના એક કવીના બાબમાં કહે છે કે જ્યારે તેની માતા તેના જન્મ વખતે નાજુક હાલતમાં હતી ત્યારે તેણી હંમેશાં ગીતો ગાઇને પોતાના જીવને ખુશી કરતી, અને તેણી એવું ઇચ્છતી કે તેણીનું ફરજંદ પણ એક કવીજ જન્મે. વીદ્વાનો કહી ગયા છે તે ખરૂંજ છે કે સાફ નીષ્ટાથી ખોદાતાલા પાસ કરેલી માંગણી સફળ થયા વિના રહેતી નથી. આ ઇચ્છા મુજબ તેણીનું બાળક એક બેટો જન્મયો અને તે અંતે સ્કોટલંડનો એક મોટો કવિ થઇ ગયો. ઇતીહાસ ઉપર નજર કરતાં આપણને એમ જણાય છે કે નેપોલીયનને આવો મહાન લડાયક બનાવનાર પણ તેની માતાનાજ બળવંત વિચારો હતા. આ ઉપરથી જણાય છે કે દુન્યામાં જે કાંઇ બને છે અને જે કાંઇ બનશે તે વિચારશક્તિની ઉંચ ખીલવણીને લીધેજ છે. ભલા વિચારનું ભલું સેવટ આવશે અને ભુડા વિચારોનું ભુડું છેવટ આવશે. Evil reward for evil and good for good.

ખરાબ વિચારો આપણને બીભછ શબ્દો તરફ દોરવે છે તેથી ખરાબ સખુનો બોલવા નહીં અને તોબી આપણા પારસી છોકરાઓ રમત ગમતમાં તરેહવાર ખરાબ શબ્દો મોંમાંથી બોલે છે. તેઓ શું બોલે છે તેનો વિચાર કરતા નથી. તે ખરાબ શબ્દનો અર્થ સમજાવનાર બીભત્સ ભાશા foul language તેઓ જટ પકડી લે છે. ખરાબ જાતની મશકેરીમાં કેટલાકો મોજ માને છે અને તે નાના છોકરાઓ આગળ કરવામાં પણ ડરતા નથી. તેના કેવા ભયંકર પરીણામો પાછળથી તેઓ લાવે છે તેનો તેઓને ખ્યાલ હોતો નથી. ખરાબ વાર્તાઓ મજાહ મેળવવા કરવામાં આવે છે. કવી મીલટન એ વિષે Comus કહે છે તે ખરૂં છે કે:—

But when lust,
By unchaste looks, loose gestures, and foul talk
But most by lewd and lavish acts of sin,
Lets in defilement to the inward parts,
The soul grows clotted by contagion,
Embodies, and imbrutes, till she quite lose,
The divine property of her first being,

માણુસના મુખથી બોલાયલો બોલ તે વચન છે. એ વિચારનું પ્રગટ થવું છે. વીદ્વાનોનું કહેતું છે કે કોઇપણ શબ્દ પોતાની મેળે વિચાર શક્તીની મદદ વિના બોલી શકાતો નથી. આપણું મગજ એક ફળદ્રુપ જમીન છે. આપણા વિચારો તે જમીન ઉપર ઉગતા છોડવા છે અને આપણા શબ્દો તે તેજ ઝાડ ઉપર ઉગેલાં ફુલ છે. જે પ્રમાણે નેમથી મારેલો તીર બરાબર ટાંકેલી જગા ઉપરજ પોતાનું કામ કરે છે, તેજ મીસાલ એક બોલાયલો બોલ જો તે કડવો હોય તો સામા ધણીનું હૈયું આરપાર ચીરી નાંખે છે. થોડું બોલો પણ મીઠું અને ખરૂં બોલો. જો બીજા માણસો વાત કરતા હોય તો આપણે વચમાં બોલવું નહીં જોઇએ. જો આપણે કોઇની ભુલ દેખાડવા માંગતા હોઇએ તો 'બેઅદબી માફ છે સાહેબ,' એમ બોલવું જોઇએ જેથી આપણે માટે બીજાના મન ઉપર સારો છાપ બેસે કહેવત છે કે:—

Kind words awaken kind echoes.

શબ્દ એક વેળા બોલાયો કે બસ ખલાસ. તે માણુસના જીગરમાં હમેશ માટે કાયમનો કોતરાએલો રહી જવાનો. આપણી ઘણીબી માફી યા કાલાવાલા તે શબ્દને મીટાડી શકશે નહી. વિચાર વગરનો માણુસ પોતાની જીભની લગામ પોતાના હાથમાં રાખી શકતો નથી. તે જેમ મનમાં આવે છે તેમ બકે છે અને પોતાની બોલવાની મુર્ખાઇમાં પોતેજ ફસી પડે છે, એક લખનાર કહે છે તેમ:—

Filthy words, O let them never,
From the tongue umbridled slip;

May a watchful spirit ever,
Check them ere they soil the lip,

જે પ્રમાણે એક માણસ ઉતાવળમાં કાંઇ કાચું કાપે અને મોટો ખાડો જોયા વિના તેમાં એકદમ પછડાઈ મરે છે, તેજ પ્રમાણે હરેક માણસ દરેક વાતનું સારૂં નઠારૂં પરિણામ તપાસ્યા વિના તેમાં એકદમ પછડાઇ મરે છે. અગર જો હરેક માણસ દરેક વાતનું સારૂ નઠારૂં પરીણામ તપાસ્યા વગર કામ કરે છે તો તેમાં તે ફસી પડે છે. માટે ઓ વાંચનાર! તું વિચારનો શબ્દ લક્ષ દઇને સાંભળ. વિચારનું બોલવું તે ડહાપણનું બોલવું છે. મહાભારતમાં કહ્યું છે કેઃ—

The wound a foeman's trenchant steel,
Inflicts, in time again will heal;
The tree, a woodman's axe o'er throws,
Soon sprouts again, and freshly grows,
But nevermore those wounds are closed,
Which harsh and cutting words have caused,

ખરાબ શબ્દો બોલવાની ટેવ અટકાવવી હોય તો મા બાપોની ફરજ છે કે તેઓએ પોતાના ઘરમાંજ આવા ખરાબ શબ્દો બોલતાં દુર રહેવું જોઈએ. તેથી તેઓના છોકરાઓ પણ તેવા શબ્દો કદી બોલશે નહી, અને ઘરના ચાકર નોકરો પણ એવા શબ્દો બોલતાં અટકશે. બીજું શિક્ષકોએ ચોકસાઇથી છોકરાંઓને એવા ખરાબ શબ્દો બોલતાં અટકાવવાં જોઇએ. કહેવત છે કેઃ—

A soft answer turneth away wrath,
But grievous words stir up anger,

કામ એ વિચારનું બીજુ રૂપ છે. જેમ દરેક શબ્દ વિચારના પરીણામે બોલાય છે તેજ માફક દરેક કામ વિચારશક્તિને લીધેજ થઇ શકે છે. જેમ માણસની જીંદગી ત્રણ તબક્કામાં વહેંચાઇ જાય છે તેમ વિચાર પણ ત્રણ તબક્કામાં વહેંચાઇ ગયા છે. વિચારનો પહેલો તબક્કો તે કંઇ શુભ ખ્યાલ. બીજો, તે મુળથી નીકળતો શબ્દ, અને ત્રીજો તે કામ. કામો કાંઈ એક જાતના હોતા નથી

પણ જાત જાતના હોય છે. દરેક 'કામનો આધાર આપણી વિચાર શક્તિ ઉપર રહે છે. વિચાર તો આપણે હમેશ કરીએ છીએ પણ બધા વિચારો કાંઇ અમલમાં આવતા નથી. જ્યારે તે વિચાર અમલમાં લાવીએ ત્યારેજ તે કામ કીધેલું કહેવાએ અને ભલાં કામો તો થોડાઓજ સારી રીતે આરંભે છે. એક લખનાર કહે છે તેમ.–

Sow an act and you shall reap a habit,
Sow an habit and and you shall reap a character
Sow a character and you shall reap a destiny,

દરેક કામ આપણે પોતેજ કરવું. જે છોકરો પોતેજ એક કામ કરે છે તો તેને એક પગથ્યું આગળ લીધેલું કહેવાએ છે, અને તેથી ફાયદો એ થાય છે કે તે બીજા અને વધુ સરસ કામો કરવાને જોર મેળવે છે. જે છોકરો બીજાને ભરોસે કામ કરતો થોભી જાય છે તે જોર તેમજ હીંમત બેઉ ખોય છે, અને તે પોતાની નિશાળ તેમજ અભ્યાસ છોડી દેવાને સારા બહાનાની શોધમાં રહે છે. એક લખનાર કહે છે કેઃ—

Seek advancement not through favour but by your own merits

દરેક છોકરાએ પેલી Paddle your own canoe યાને કે તમારે ભરોસેજ રહો અને બીજાને ભરોસે કામ ના કરો એ કવિતા સદા યાદ રાખવી. જે માટે એ નામની કવીતા ઘણી જાણીતી છે.

Up this world and down this world,
And over this world and through,
Though weary and worn
And all forlorn
Still paddle your own canoe,

**સઃ**—અહુરમજદના બે મીનો સ્પેન્તમઇન્યુશ્ તથા અંગ્રમઇન્યુશ્ વિષે ખુલાસો કરો.

**જઃ**—અવસ્તા–પાચૂયા થ્વોર્ેશતારા યજમઇદે (હપતન યસ્ત કરદો ૮–૧) યાને તે બંને રક્ષણ કરનારા તથા ઘાટ ઘડનારાઓને

હમો વખાણીએ છીએ. સરોષ યસ્ત કરદા ૧ લામાં કહે છે કે "દાદાર અહુરમજદની તમામ પેદાયશમાં તેણે (સરોષ યજદે) પહેલાં બીછાવેલી બરસમથી, દાદાર અહુરમજદને આરાધ્યો, અમશાશપંદોને આરાધ્યા તથા તે "બંને રક્ષણ કરનારા તથાં ઘાટ ઘડનારાઓને" આરાધ્યા કે જે બંધે તમામ પેદાયશને ઘાટ આપે છે. અહુનવદ ગાથામાં કહે છે કે જ્યારે એ બે મીનોઇ શક્તી (યાને સ્પેનામીનો અને અંગ્રેમીનો) દાદાર અહુરમજદના હોકમ પ્રમાણે ફેરવેલું કામ કરવાને પહેલ વહેલાં સાથે મલયા ત્યારે શરૂઆતમાં એકે જીંદગી અને બીજાએ નાશ પેદા કીધાં અને જ્યાં સુધી દુન્યા આખેર થશે ત્યાંસુધી (એ પ્રમાણે ચાલ્યા કરશે.) (ય. હા. ૩૦-૪)

કુદરતમાં દીઠામાં આવતો સામસામી ઉલટી અસર કરનારો કાયદો (The law of polarity) તમામ પેદાયશને તેના મુકરર કીધેલા કાયદા પ્રમાણે ચલાવે છે. આ બે એકેકથી ઉલટી અસર કરનારી શક્તીઓનું સમતોલપણું દુન્યામાંની કોઇપણ પેદાયશ ઉપર જ્યાંસુધી સરખું રહે છે ત્યાંસુધી તે પેદાયશ પોતાનો આકાર નીભાવી રાખે છે પણ જ્યારે તેના સમતોલપણામાં કાંઇ ખલલ પડે છે, ત્યારે તેના પ્રમાણમાં તે પેદાયશમાંથી કાંઇ નવા જુદાં રૂપો જાહેર થાય છે. એ શક્તી વચ્ચેનો ઝઘડો જેમ કુદરતની જાનદાર અને નિર્જીવ પેદાયશમાં જોવામાં આવે છે, તેમ સંસાર, નીતિ અને ધર્મની ફીલસુફીમાં પણ જોવામાં આવે છે. આ દુન્યાના બંધારણમાં એક પ્રાણી, ચીજ, ગુણ કામ વગેરેમાં એકેકથી ઉલટું જોડકું યા હરીફ પેદા થએલું જોવામાં આવે છે. રોશની અને અંધારૂં, ગરમી અને થંડી, નેકી અને બદી, જન્મ અને મરણ, સાચ્ચું અને જુઠ્ઠું એ સર્વમાં એક એકથી ઉલટા ગુણો છે તો પણ તેઓ આ દુન્યાની યોગ્ય રચના માટે તેઓ એક બીજા સાથ જોડાયલાં છે, અને એકની મદદ વગર બીજાંની હસ્તી ટકી શકતી નથી. જેમ જુઠ વગર સાચ નહીં, અંધારા વગર રોશની નહીં, ગુસ્સા વગર રહેમ નહીં, એવી એ બે શક્તિઓ છે, જો દુ:ખ નહીં હોય તો સુખ કોણને કહે,

બુરાઇ નહી હોય તો ભલાઇ કેમ કહેવાએ. ગુસ્સો અને રહેમ એકજ જગે વસે છે તો પણ એકમાંથી માઠું પરીણામ અને બીજામાંથી સારૂં પરીણામ આવે છે, તેથી એક અંગ્રમઇન્યુશને લગતું તેમજ બીજું સ્પેન્તમઈન્યુશને લગતું કહેવાએ છે. સ્પેન્તમઇન્યુશનો અર્થ વૃદ્ધિ કરનાર મીનો અંગ્રેજીમાં Creative spirit એવો થાય છે. અંગ્રમઇન્યુશનો અર્થ, નાશ કરનાર મીનો Destructive spirit એવો થાય છે. આએ એકમેકથી ઉલટી તોપણ એકમેકને મદદ કરી કામ કરનારી શક્તીની મદદથીજ દાદાર અહુરમજદે તમામ પેદાયશ તેમના ચકરાવામાં ફરતી બનાવી છે. ધર્મની મુળ નેમ માણસ જાતને નીતિને રસ્તે ચલાવી અશોઇનો વધારો કરાવવાની છે માટે એક પ્રાણી, ચીજ, ગુણ કામ જે નેક, ભલું અને માણસને ફાયદો કરનારૂં હોય તે સ્પેન્તમઇન્યુશને લગતું કહેવાએ છે, અને તેથી ઉલટું જે કાંઇ માણસને વધારે નુકસાન કરનારૂં હોય તે અંગ્રમઇન્યુશને લગતું કહેવાએ છે. ખોરશેદ, ચંદ્ર, તારા, આતશ, જમીન, પાણી ગોસપંદો જેઓથી માણસ જાતને ફાયદો થાય છે તે સ્પેન્તમઈન્યુશને લગતાં કહેવાયે છે, તેમજ ગંદકી, દુ:ખદરદ, અંધકાર, ઝેરી ખરફસ્તરો યાને નુકસાનકારક જાનવરો જેઓથી માણસ જાતને નુકસાન થાય છે તે અંગ્રમઇન્યુશને લગતાં ગણાય છે. સચ્ચાઈ, ઇનસાફ, પ્રમાણીકપણું વગેરે સદગુણો સ્પેન્તમઈન્યુશને લગતા જ્યારે જુઠાઇ ગેરઇન્સાફ, અપ્રમાણીકપણું અગ્રમઇન્યુશને લગતા છે. જે સારા ગુણો હોય તે જાળવવા ખીલવવા તેમજ વધારવા અને .જે બુરા હોય તે તોડવા ઘટાડવા અને અશક્ત કરવા. ખોદાએ આપણને મરજી પ્રમાણે કામ કરવાની છુટ આપેલી છે. (Free will) પણ તેને માણસની મરજીને આંકોશમાં રાખવા પણ ઠરાવેલું છે. માણસ એ છુટનો જે પ્રમાણે ઉપયોગ કરે તે પ્રમાણે સ્પેનામીનો કે ગેનામીનોની શક્તિઓનો ઉપયોગ તે વધારે છે યા ઘટાડે છે. આપણી ઉપર જે નુકસાન આવી પડે છે તે આપણું નસીબ ઉંધું પડવાથી આવતું નથી. માણસ જો ખોદાના નેમેલા કાયદાથી ઉલટા ચાલે તો તે પોતાને

માટે બુરૂ નસીબ લાવી શકે. માણસ તે મરજી પ્રમાણે ચાલવાની છુટ જે પ્રમાણે વાપરે તે પ્રમાણે તે પોતાના હકમાં ભલાઈ અથવા બુરાઇમાં વધારો યા ઘટાડો કરે છે. ખોદાએ કંઇબી જાતની બદી પેદા કીધી નથી, તે કરનાર આપણે પોતેજ છઈએ અને તેને માટે આપણે પોતેજ જવાબદાર છઇએ. એ પ્રમાણે સ્પેન્તમઇન્યુશની પક્ષે રહી અંગ્રમઈન્યુશની સામે લડવું એ જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન છે [1]

સઃ—અથોરનાન બોલનો અર્થ અને તેની ખાસીયતો જણાવો.

જઃ—અથોરનાન બોલ આથ્ર+વનનો બનેલો છે, જેનો અર્થ આથ્ર=આતશ વન=સંભાળ લેનાર, જાલવણી કરનાર. ત્યારે અથોરનાન= આતશની જાળવણી કરનાર એ એક ટોલાનું નામ છે કે જેમાં દસ્તુરો તથા મોબેદ હોય છે જેઓ દીનનો એલમ શીખેલા હોય છે અને રાત દહાડો અભ્યાસ કરી તે એલમ બીજાઓને શીખવવાની કોશેશ કરે છે. એક અથોરનાન કેવો હોવો જોઇએ તે વિષે વંદીદાદમાં ૫. ૧૩–૪૫ માં નીચલી ખાસીયતો જણાવી છે. ૧) અંદાજાસર ખોરાક લેનારો, મિતાહાર, ખોરાક પોશાકમાં શોખો અને મોજે ભોગવવામાં મિતાહાર, યાને સમતોલ રહેવું (temperate) એ આથ્રવનોનો ખાસ સદ્‌ગુણ છે. ૨) સંતોષી યાને જે સુખ અથવા ફાયદા આપણે ભોગવીએ છીએ તે જાણવાની ઘટિત બુદ્ધિ અને જે વિપત્તિ આવી પડે તે ધીરજથી સબુરી રાખી ખમવાના સ્વભાવને સંતોષ કહે છે. જે પોતાની સ્થિતિમાં સંતોપ માને છે તેનાથી અવદશા વેગળી રહે છે, તેના હૃદયમાં સ્વર્ગની શાન્તિ રહે છે. આસપાસની સઘળી ચીજો તેને આનંદદાયક લાગે છે. તે સૌ સાથે મલતો રહે છે. ૩) જો સદ્‌ગુણ દુઃખને હીમ્મતથી સહન કરનારો હોવો જોઇએ ૪) તે ભટકતી જીંદગી નહી પણ નિયમીત જીંદગી ગુજારનારો હોવો જોઇએ. વળી તે ઉપરાંત બીજાઓના સંકટ તાળનારો, આજુબાજુનાઓને સારો રસ્તો બતાવનારો, તેઓના સુખમાં વધારો કરનારો, અને આજુબાજુ અશોઇ ફેલાવનારો હોવો જોઇએ.

---

૧ જુઓ જરથોસ્તી ધર્મ નીતિ અભ્યાસ—એરવદ કાંગા.

આપણી કોમના જે દસ્તુરો (દસ્તુર એટલે દીનને લગતા હોકમ ફરમાવનાર ધર્મગુરૂ) હોય તે કેવા હોવા જોઇએ, નહીં કે જેઓ રેસમાં જાય તેવા, નહીં કે જેઓ સાધુઓને પુજે તેવા, નહીં કે જેવો માનચંદના ભુખા, નહીં કે જેઓ સલામી લેવાના ભુખા, નહીં કે જેઓ વધતાંમાં વધતી સાલ મેળવવાના ભુખા, પણ ખરા, સાચ્ચા, પરહેજગાર, ધર્મની બાતેમી જાણનારા, પોતાની ફરજ સારી રીતે સમજનારા, પોતાની ખરી ઇજત અને માન જાલવનારા, કોમને ધર્મની બારીકીનો તેમજ ક્રિયા કામોનો સાચો અને વાજબી બોધ આપી ખરી સમજ આપનારા એવાઓની આપણને જરૂર છે. આપણને પાદશાહ શાપુરના રાજ્યમાં નામાંકીત થઈ ગએલા દસ્તુર આદરબાદ મારેસ્પંદ, અરદાએવીરાફ, બુજોરગ મેહર જેવા દસ્તુરો જોઇએ છીએ. દસ્તુર આદરબાદનું પંદનામું એક સાચ્ચા જરથોસ્તી તરીકે કેવી જીંદગી ગુજારવી તેનો પુરેપુરો બોધ આપે છે. અથોરનાનની ખાસીયતોમાં નીચલી મુખ્ય છે જેવી કે સંકટો સહન કરવાં, પરહેજગારી પુરતી રીતે જાલવવી, સંતોષ સાથની જીંદગી ગુજારવી, એલમની શોધમાં સદા મશગુલ રહેવું, વીચાર, વાણી અને કામ રાસ્ત રાખવાં, પ્રમાણીકપણું, શાંત સ્વભાવ, શક વગરની ચાલચલણ લોભ અને લાલચ મારી હઠાવવાની આદત, ક્રિયા કામોનો ખરો, વાજબી અને ઘટતો બોધ આપી લાયક ક્રિયા-ઓજ કરવા કરાવવા લોકોને શીખામણ દઇ, એક નકલ કરવા જોગ જીવતો જાગતો દાખલો, એજ એક અથોરનાનની ખરી ખાસીયત, હોવી જોઇએ. જે અથોરનાન પોતે એલમ હાંસલ કર્યા વગર અને બીજાઓને નેક માર્ગ દેખાડયા વગર, પોતાનો વખત ફક્ત વગર સમજની બંદગી અશુદ્ધ ઉચ્ચારોમાંજ ભણવામાં ગાળતો હોય, કોઇ બેહદીન પાસ ચોક્કસ ક્રિયા કામો માટે દામ લેવા છતાં તે ક્રિયા બજાવવાની ગફલતી કરે તો તે અથોરનાનના નામને કલંક લગાડનારો ગણાય છે. જે પ્રમાણે એક ભરવાડની બેદરકારીથી ગોસપંદનું ટોળું વીખુટું પડે તેમ એવા અથોરનાનની ગફલતીથી અને બેદર-

કારીથી બેહદીનોનું ટોળું તેનાથી વીખુટું પડે અને તેના ઉપરનો વીશ્વાસ તેઓ તમામ ખોઈ દે તેમાં નવાઇ જેવું કશું નથી. આ જમાનો શીખેલા ભણેલાઓનો છે. લઇ ચલાવવાનો વખત હવે વહી ગયો છે. હવે શું અને કાંએ અને કેમ એ સવાલોની પુરતી માહીતગારી મેળવવાનો વખત છે. હવે "દોસી તેવું અફરગાન"ના દીવસો વહી ગયા છે, હવે સાલ પાઘડી પહેરવાનો વખત પુરો થયો છે, હવે તો બસ લાયકાત અને લાયકાતજ બેહેદીનો માંગે છે. આપણા ધર્મને સજીવન કરવાને જરમની, ફ્રાન્સ, ઇંગ્લાંડ વગેરેના વિદ્વાનોને આપણે આભારી છઇએ. પણ અફસોસની વાત છે કે અથોરનાનો જેઓ એ ધર્મમાં જન્મેલા છે તેઓમાંના ઘણાઓ તેની સમજણ મેળવવાની કાળજી રાખતા નથી. આપણી કોમના ખરા ધર્મ ચુસ્ત ગ્રહસ્થ મી. મેહરવાનજી કામા કે જેઓએ અથોરનાનની હાલત ચઢતી કરવા માટે ૨૫ લાખ રૂપીયાની નાદર રકમ કાઢી આપી છે ને એક અથોરનાન ઇન્સ્ટીટયુટ ઉભી કીધી છે તેમાંથી, એવા લાયક મોભાદાર, સાચ્ચા, કેળવાએલા, ઉદ્યોગી, મીલનસાર, ધર્મની વાકેફી પુરેપુરી ધરાવનારા અથોરનાનો મેળવવાની આપણે આશા રાખીએ છીએ કે જેઓ આપણું ખરું માન અને ઇજ્જત જીતી લેશે. એક બેહદીનની ફરજ છે કે એવા અથોરનાનોને ઘટતું માન આપવું કે જેથી તે પોતાની જવાબદારી સમજી અને સ્વમાન જાળવી પોતાના પવીત્ર પેશાને લાયક નીવડવાની કોશેષ કરે. બીજું, બેહેદીનોએ તેમના ગુજરાનને માટે તે ચિંતામાં નહીં રહે તેવો ઘટતો, લાયક તેમના મોભાને છાજતો લવાજમ તેને આપવાની ફરજ છે.

સઃ—અવસ્તામાં કેટલી જાતના ખોરેહ (નુર નામો) છે, અને ખોરેહ એટલે શું ?

જઃ—પાંચ જાતના ખોરેહ જણાવેલા છે. અઇરયનાંમ્ ખરેનો એટલે ઇરાંનીઓનું ખોરેહ, કવેમ ખરેનો એટલે કયાનીઓનું ખોરેહ, અખરેત ખરેનો એટલે અથોરનાનું ખોરેહ, જરથુશત્ર ખરેનો એટલે જરથોસ્તનું ખોરેહ અને યિમહેખરેનો એટલે જમશેદનું ખોરેહ. ખુરેહ એટલે અસાધારણ મીનોઇશક્તિ કે જે ધરાવનાર શખ્સ ખરાબી

ટાળી શકે છે. તેમજ બીજો મહાભારત કામો પાર પાડી શકે છે. જે માણસ પોતાના તન, મન અને રવાનને પવીત્ર રાખવા સાથે હમેશાં રાસ્ત વિચારે, રાસ્ત બોલે, અને રાસ્ત કામો કરે, જે અશો રહે તેને તેની ભલાઇના પ્રમાણમાં વધતું કે ઓછું ખુરેહ મલી શકે, જેની મદદથી તે બીજાંઓથી નહી થાએ તેવાં મહાભારત કામો કરી શકે, જ્યાં વેર તે માણસ અશો રહે ત્યાંસુધી તેનું ખોરેહ તેની સાથે રહે, પણ જો તે પોતાની અશોઇ છોડે તો તેનું ખોરેહ તેની આગળથી જતું રહે અને તેની પડતીની શરૂઆત થાએ જેમકે જમશેદ પાદશાહ ખુરેહ ધરાવતો હતો પણ જે દહાડે તે જુઠું બોલ્યો તે દહાડેથી તેનું તે નુર ઉડી ગયું, તે ફીકરો પડયો અને દીનપર દીન ખુવાર થયો.

અવસ્તા જમાનામાંની નીચલી પ્રજાઓ જણાયલી હતી, અઇર્યં, તુઇર્ય, સઇરિય, સાઇની અને 'દાહી' તેમાંના અઇર્ય એક વિશેષ ખોરહ ધરાવતા હતા. અવસ્તામાં અથોરનાનોનું તેમજ જાણીતા કયાનીઓનું ખોરેહ જણાવ્યું છે, કારણ કે તેઓ બીજી પ્રજાઓ કરતાં તનથી, બળથી, મનથી અને નીતિ બળથી બીજાંઓ કરતાં ચહડયાતા હતા. જો કોઇનુંબી સંપુરણ ખોરેહ અવસ્તામાં જણાયલું હોય તો તે અશો જરથોસ્તનું હતું. અશોજરથોસ્ત દરેક બાબદમાં સંપુરણ શ્રેષ્ઠ દરજજે પુગેલા હતા. એવણને યજદનો એલકાબ પણ આપવામાં આવ્યો હતો. તેવણે દુન્યામાં એવાં સરસ કામો કીધાં હતાં કે તેવણને ફરેસ્તા જેવા એક ફરેસ્તા કહેલા છે.

# ખરેનંઘહ એટલે ખોરેહ.

## એ વિષેની સમજણ અને એ ઉપરથી ઉપજતા થોડાક વિચારો.

પાજંદ—ખોરેહ્ બેહ્દીને માજ્દયસ્નાંન્ રવા બાદ્ અંદર્ હફતેકેશવર્ નામ્ ચેસ્તી આદર્ અંદર્ કામ્ બાદ્, હસ્ત શેહેરસ્તાન્ અંદર (મુંબઇ) શેહેરસ્તાન્, પોરી ફીરોજી શાદી ઓ રામશની રવાન્ ખોરેહ્

**ખોજસ્તેહ્ અવજૂન્ બા, અવ જૂનતર્ બાદ્ ખોરેહ્ ખોજસ્તે બાદ્; ઇન ક્ષ્તુમન્ અહ્રાફ્રવૅશ્ બેરેસાદ્.**

**અર્થ—વળી માજદયસ્ની દીનનું ખોરેહ હફ્તકેશવર જમીનમાં ફેલાજો. સઘળાઓ નામ બનામ મોરાદે પોહચજો, શેહેરોમાં જે (મુંબઇ) શહેર છે તેમાં આબાદી 'ફીરોજી' શાદી અને રામશની હોજો. રવાનોનું મુબારક ખોરેહ જીયાદે થજો; વધારે જીયાદે થજો, ખોરેહ મુબારક થજો. આ ખુશનુદી અશો ફરોહરેોને પોહચજો.**

ખોરેહ એ ફારસી "ખુરેહ" છે. અવસ્તા ખરેનંઘહ બોલ છે. જેનો અર્થ "ખર" એટલે ચળકવું એવો થાય છે. ત્યારે ખરેનંઘહ એટલે ચળકાત અથવા પ્રકાશ એ એક એવો પ્રકાશ છે કે જેની બરકતથી માણસ તે ખોદાતાલાના સદ્ગુણોની નકલ કરી નેકી અખત્યાર કરી આજુબાજુ સુખ શાંતિ ફેલાવે છે. પ્રો૦ દારમેસ્તેતે કહે છે કે ખોરેહ એક ઇશ્વરી તત્વ છે કે જેનામાં તે દાખલ થાય છે, તેને શક્તિ, નેકી, બુદ્ધિ અને સારૂં નસીબ આપે છે. જમીયાદ યસ્તમાં ક્યાની ખોરેહ વિષે બોલવામાં આવે છે. ત્યાં કહે છે કે પુરતી રીતે ફતેહ મેલવી આપનાર, વધારે શક્તીથી કામ કરનાર, તન્દરોસ્તી બક્ષનાર, નુરમંદ ખુબી ધરાવનાર અને બીજી પેદાયશ કરતાં વધારે ચઢતું પેદા કીધેલું એવા હોરમજદના પેદા કીધેલાં જોરમંદ કયાની ખોરેહને હમો વખાણીએ છીએ.

પેગમ્બર જરથોસ્તની સબીમાં જે આપણે અરધું ચળકતું ચક્ર જોઇએ છીએ તે એ ખોરેહનું ચિત્ર હોય એવું જણાય છે. પાદશાહોને પણ એવું ખોરેહ હોય છે. અને તે તેઓની આ દુન્યાની કીર્તિ છે. એને અંગ્રેજીમાં Halo કહે છે. એવા ઘણાક આપણે ખીસ્તી ધાર્મિક ચિત્રો જોયાં છે કે જ્યાં તેના ચીતારનારને જીસસ ક્રાઇસ્ટ યા મેરીના માથા ઉપર રોશન અરધું ચળકતું ચક્ર ચીતારેલું માલમ પડે છે. ખીસ્તીઓમાં ખોરેહનો મલનો વિચાર Glory to God in the highest છે. આતશ નીઆએશમાં કાવયેહેચ ખરૅનંઘહો, અઇરયનામ ખરેનો વગેરે બોલો આવે છે કે જે હોર-

મજદનું પેદા કીધેલું ઇરાની ખોરેહ છે. પાદશાહોના ચિત્ર ઉપર જે ખોરેહ દેખાય છે. તે કાંઈ નહી પણ તેઓની આ દુન્યાપરની ઇશ્વરી સત્તા, ઇશ્વરી શક્તી તેમજ કીર્તિ છે. તેઓ જાણે ખોદાના પ્રતિનીધી જેવા છે અને તેથી તે ખોરેહ તેઓને બક્ષવામાં આવ્યું છે. જમીયાદ યસ્તમાં પેહેલું ખોરેહ દાદાર અહુરમજદનું છે. એ ખોરેહ તમામ રોશનીનું મુળ છે. ત્યાં કહે છે કે દાદાર અહુરમજદ ખોરેહ ધરાવતા હતા તેની ખુબીને લીધે તેવણે સારી સોહામણી અને પુષ્કળ અજબ જેવી આબાદી કરનારી અને નુરમંદ પેદાયશો બનાવી. વળી એ ખોરેહ અમશાશપંદો પણ ધરાવતા હતા તેમજ તે પેશદાદીયન વંશના હોશંગ પાદશાહ સાથ જોડાયું હતું. પછી તે જમશેદ પાદશાહને મળ્યું હતું દાદાર અહુરમજદ સાથ પહેલો વાત કરનાર પાદશાહ જમશેદ હતો. દીનનો ફેલાવો કરવાનું દાદાર અહુરમજદે તેને સોંપ્યું, પણ જમશેદે તેમ ન કરતાં દુન્યાની આબાદી પર ધ્યાન આપ્યું હતું. પાછળથી જમશેદે મગરૂરી કીધી ખુદાઈ દાવો કીધો ને નારાસ્ત સખુન બોલ્યો અને તેને મળેલું ખોરેહ ઉડી ગયું.

શાહનામામાં એ વીષે કહે છે કે—

મની કરદ્ આન્ શાહે યઝદાન્‌શેનાસ્
ઝે યઝદાન્ બેપીચીદો શુદ્ નાસેપાસ્
ગેરાન્‌માયગાનરા ઝે લશકર્ બેખાન્દ્
ચે માયહ્ સખુન્ પીશે ઇશાન્ બેરાન્દ્
ચુનીન્ ગોફ્ત્ બા સાલ્‌ખુર્દહ્ મેહાન્
કે જોઝ્ ખીશતન્‌રા નદાનમ્ જેહાન્

"તે ખોદાને પીછાણનાર શાહે ઘણી મગરૂરી કરી. તેણે ખોદાથી સર ફેરવીને નગુણો થયો, તેણે લશકરમાંથી સરદારોને બોલાવ્યા અને તેઓની નજદીક ઘણા સખુન કહ્યા. મોટા બુઝોર્ગ લોકોને એ રવેશે કહ્યું કે હું જાણું છું કે દુન્યા મારા સીવાય કોઇને માટે નથી. આગળ જતાં તે બોલ્યો કે આ સઘળું મારાથી થયું છે. મોત મેં દુર કીધું છે."

ગર્ અયદૂન્ કેદાનીદ્ મન્ કર્દમ્ ઇન્
મરાખાન્દ્ બાયદ્ જહાન્ આફ્રીન્
ચુઇન્ ગોફતહ્ શુદ્ ફર્રે યઝદાંન્ અઝૂય
ગુસેસ્તો જહાન્ શુદ્ પુરઝ્ ગોફ્તગૂય
બજમ્શીદ્ બર્ તીરહગૂન્ ગશ્ત્ રૂઝ્
હમીકાસ્ત્ ઝૂ ફર્રે ગીતીફેરૂઝ્

"તમો જ્યારે એ પ્રમાણે જાણો છો કે આ (સઘળું) મેં બનાવ્યું તો (તમોએ) મને ખોદા કહેવો જોઇએ. તે જેવું એ પ્રમાણે બોલ્યો તેવુંજ ખોદાઈ નૂર તેનાથી જતું રહ્યું અને દુન્યા ચર્ચાભરેલી થઇ."

જ્યારે જમશીદ ઉપર દહાડો સીઆહ થયો (ત્યારે) દુન્યાને રોશન કરનારૂં નૂર તેનાથી ઘટી ગયું. હું ખોદા છેઉ તે જેવું એમ બોલ્યો કે તેવુંજ ખોદાનું નુર તેનાથી જતું રહ્યું. મતલબ કે તેણે જે કાંઇ કીર્તી મેળવી હતી તે જતી રહી. જમશેદનું ખોરેહ તે જુઠું બોલવાથી ત્રણ મરતબે ઉડી ગયું હતું. જુહાક, અફરાસીયાબ જેવા બુરા પાદશાહોએ પણ તે ખોરેહ મેળવવાની કોશેશ કીધી પણ તે નીશફળ ગઇ હતી. કયાની વંશના પાદશાહોમાં તે ખોરેહ કેકોબાદ, કએ અપીવેહ, કએકાઉસ, કએપીશીન, કએશીયાવક્ષ વગેરેને મળયું. પછી કેખશરૂને મળ્યું. પછી ગુસ્તાસ્પના રાજનાં તે અશો જરથોસ્તને મળ્યું કે જેની બરકતથી તે દીન ફેલાવવાને સક્તિવાન થયો. કએગુસ્તાસ્પને તે મળ્યું કે જેની મદદથી તેણે અરજાસ્પને હરાવ્યો. ત્યાર બાદ તે કયાં ગયું તે જમીયાદ યસ્તમાં જણાવ્યું નથી. પણ કહેવામાં આવે છે કે તે હવે પછી કોઇ શોશીયંતને મળશે. એ ખોરેહ તે કાંઇ નહીં પણ દરેક માણસના નીતીમાન કીર્તીનો પ્રકાશ હોય એવું માલમ પડયું છે. જે માણસ ખોરેહ મેળવવાની કોશેષ કરે અને તે પ્રમાણીકપણે વફાદારીથી આજુબાજુનું ભલું કરવામાં નેક જીંદગી ગુજારે તો તે ખોરેહની બરકતથી તેને અશિરવંદ મળે યાને તેને ત્યાં લક્ષ્મીની આબાદી ફતેહફીરોજી અને કૌવત મળે. તેના દુશમનો નાશ પામે અને તેઓનો દોર તુટેલો

થાએ. હખામની વંશ કે જે કયાની વંશ પછી આવે છે જે વંશના સાઇરસ, દારાયશ અને ઝરકશીશ જેવા પાદશાહોએ ચોમેર પારસી કીર્તિનો ડંકો વજાડયો હતો, ત્યાર બાદ સાસાનીયન જમાનામાં નામીચા પાદશાહો અરદેશીર બાબેગાન, શાપુર, બેરામગોર, ખુશરો, નોશેરવાન જેવાઓના વખતમાં પારસી કીર્તી અને નામના જગેજગ ફેલાઇ હતી. છેલ્લા પાદશાહ યજદેજરદના વખતમાં તે ખોરેહ ગુમ થઈ ગયું પણ તે સદા ગુમ થયું હોય એવું દીસતું નથી. હીંદુસ્તાનમાં આવ્યા પછી પણ કોમી કીર્તી અને નામના ચાલુ રહી છે. એ જાણી દરેક જરથોસ્તી ખુશી થશે. જો હમણાનાં વખતને માટે આપણે બોલીએ તો તે સર જમશેદજી જીજીભાઇથી પાછું તે ખોરેહ ચાલુ થયું હોય એવું દીસે છે ત્યાર બાદ તે ખોરેહ દાદાભાઇ નવરોજી, ફીરોજશાહ મહેતા, બેહેરામજી મલબારી, સર શાપુરજી ભરૂચા વગેરે સદ્‌ગ્રહસ્થોમાં ઉતર્યું હતું. આવા સાચ્ચા દેશ હીતકારીક ગ્રહસ્થો ખોરેહ મુકી ગયા છે તે મેળવવા માટે દરેક જવાન જરથોસ્તીએ કોશેશ કરવી જોઇએ. બીજી કોમમાં પણ એવા ખોરેહવાળા સદ્‌ગ્રહસ્થો ઘણા નજર આવે છે જેવા કે સર રાસબીહારી ઘોશ, પ્રો. બોઝ, કવી ટાગોર, બાળગંગાધર તીલક, મહાત્મા ગાંધી, જસ્ટીસ ચંદાવરકર વગેરે ઘણાઓમાં તે ખોરેહ ઉતર્યું છે. આપણે દુવા ગુજારીશું કે કોમમાંથી એવા ઘણા સદ્‌ગ્રહસ્થો નીકળી આવે કે જેઓ ઉપર જણાવેલા ગ્રહસ્થોને પગલે ચાલી પોતાના દેશને પોતાની કોમને અને પોતાના ધર્મને તેની નામનામાં અને કીર્તીમાં આબાદ કરે. આમીન.



# આપણી આશીરવાદની ક્રિયા.

## તેમાં થવો જોઈતો સુધારો અને તેમાં આવેલી બાબદોનો ખુલાસો.

આપણા લોકોમાં લગનના આશીરવાદ સારતી વેલાએ જે કાંઈ બાબદ પરણતાં જોડાં આગલ કહી સંભલાવવામાં આવે છે તેમાં ત્રણ જુદીજુદી બાબદો નીચે મુજબ સમાયલી છે.

૧. તેના પહેલા ભાગમાં પરણતાં જોડાંની તથા તેઓના વાલી વકીલોની પહેલાં કબુલાત લેવામાં આવે છે.

૨. તેના બીજા ભાગમાં પરણતાં જોડાંને કેટલીક નસીહતો સંભલાવવામાં આવે છે.

૩. તેના ત્રીજા ભાગમાં પરણતાં જોડાં ઉપર કેટલીક દુવા ગુજારવામાં આવે છે.

વિદ્વાન ડા૦ જીવનજી મોદી કહે છે કે આપણી કોમ જે જે હાદેસાઓમાંથી પસાર થઇ છે તે ઉપરથી લગનને લગતા આપણા કયા રીવાજો અસલ જરથોસ્તી યા ઇરાંની છે અને કયા આ દેશની જુદીજુદી કોમો પાસેથી આપણે મેલવ્યા છે તે કહેવાઇ શકાતું નથી. આ વાત ખરીજ છે. હવે જે રેવાજો આપણે પછવાડેથી બીજાઓ પાસેથી ગ્રહણ કીધા હોય તે રાખવાને આપણે બંધાયલા નથી. જેવા કે રાતના ફરી આશીરવાદ એ આપણે હીંદુ કોમ પરથી લીધા છે માટે તે આપણે રાખવાને બંધાયલા નથી. ઇરાનના જરથોસ્તીઓની લગ્ન કરવાની રૂઢી અને રેવાજ હીંદુસ્તાનના જરથોસ્તીઓની લગ્ન કરવાની રૂઢીથી જુદી છે, કારણ કે હીંદુસ્તાનના જરથોસ્તીઓએ ઇરાન છોડયા પછી લાંબા વખતના અત્રેના વસવાતથી લગનની ક્રિયામાં કેટલીક રસમો દાખલ કીધી છે જયારે ઇરાનના જરથોસ્તીઓની લગનની રૂઢી સાથે કેટલીક રસમો છે તેમાં ધર્મને લગતું અને અર્થસુચક જણાય છે. હીંદુસ્તાનના જરથોસ્તીઓની લગનની ક્રિયામાં

પરણતી વખતે પરસ્પર લગનનો કોલ કબુલાવ્યા પછી તેઓને માત્ર ભલી દુવાઓના આશીરવાદો દીધામાં આવે છે. જ્યારે ઇરાંનીઓની લગનની ક્રિયામાં એક કુંવારી જીંદગી અને પરણેલી જીંદગીના બે જુદા તબક્કા પાડી પરણેલી જીંદગીવાલાઓએ ખુદા અને તેની સર્વ ખુદરત તરફ કેવા નિયમથી વર્તવું તથા માતા, પિતા, ભાઇ, બહેન, સાસુ, સસરા, સ્ત્રી, ફરજંદ, ઉસ્તાદ વગેરે સર્વ સગાંઓ અને મોહલેદાર હમવતનીઓ, પરગામીઓ અને મહેમાનો, મીત્રો અને ગરીબ તરફ અને ગુજરી ગએલાં સગાંઓ તરફ કેવી મોહોબત પ્યાર અને મમતાથી ચાલવું એ એક ધાર્મીક ફરજ દાખલ લંબાણથી બોધ આપી ભલી દુવાના આશીરવાદો વગેરે દે છે. આપણી કોમના જાણીતા ગ્રહસ્થ શેઠ દીનશાહ મે. ઇરાંનીને ત્યાંના લગન વખતે તે જોવાની તક મને સારી રીતે મલી હતી તેથી તે ભાઇનો આ તકે ઉપકાર માનું છું. હાલમાં જે ભણતર પાજંદ ભાષામાં ભણાય છે તે આપણને વધારે મધુર લાગે છે. વલી તેની સાથે સંસ્કૃત ભાષામાં જે આશીરવાદ પાછા ભારવામાં આવે છે તે પણ કાનને ઘણા ખુશકારક લાગે છે. આપણા જરથોસ્તીઓ માટે લગનનો હેતુ કેવો પાક છે તે સમજાવતાં મારા કાબેલ ઉસ્તાદ દસ્તુરજી દારબજી કહે છે કે લગનનો હેતુ તદન ધાર્મીક છે અને તેથી પવીત્રાઇ, રોશની તથા નેકીની બદી ઉપર જાથુકની ફતેહ થાય છે અને તે કારણસર એક અસલી ઇરાંની ઘણા છોકરાંવાલી માતાને, ઘણા બેટાવાલી માતાને ઘણા બહાદુર અને બુદ્ધીવાન બેટા-વાલી માને ઘણું માન આપતા હતા. એક હીંદુ લખે છે તે વાજબી છે "એક લગનને વખતે ભણાતા આશીરવાદમાંજ તે કોમની નીતિ કેટલી ઉંચ છે તે જણાઇ આવે છે. એ આશીરવાદના શ્લોકમાં નીતિના બધાં મુળતત્વો સમાયલા છે એમ કહીએ તો ચાલે."

હવે આપણે પહેલો ભાગ તપાસીએ એમાં શરૂઆતમાં એક દસ્તુર યા મોબેદ એખલો ત્રણ મરતબે બોલે છે તે ભાગ લગનના કોલકરારના ઠરાવ વિષેનું એકરારનામું છે. [આશીરવાદ એખલો મોબેદ]

પણ સારી શકે છે. એની ખાસ અગત નથી. ગામડામાં જ્યાં મોબેદો જાસ્તી નહી હોય ત્યાં એકથીબી આશીરવાદ સરાએ છે. એ એકરારનામું તારીખ વાર તે પરણુતાં જોડાંને તથા તેના વાલી વકીલોને જરથોસ્તી અનજુમનની હજુરમાં બોલી સંભલાવવામાં આવે છે અને એ કોલ તેઓ સર્વ કબુલ કરે છે કે નહિ તે વિષે તેઓને ત્રણ મરતબે સવાલ પુછીને તેઓની કબુલાત લેવામાં આવે છે. શરૂઆતમાં તે દસ્તુર દુવા દે છે કે ખુદા તમુને ઘણા ફરજંદો અને ફરજંદોને ત્યાં ઘણા ફરજંદો આપે અને તે સાથે તમોને ઘણી રોજ, ભલી દોસ્તી, તનનું કૌવત અને દોઢસો વરસની લાંબી સુખી જીંદગી બક્ષે. આ દુવા પછીથી પહેલાં છોકરાના વાલી વકીલને સવાલ કરવામાં આવે છે કે સાસાનીયન તોખમનો છેલ્લો પાદશાહ યજદેઝરદ શેહરીયાર જે ઇરાન દેશમાં થઇ ગયો તેના આ ચાલતા વરસમાં (ફલાના) મહીનામાં (ફલાના) રોજે માજદયસ્ની દીનના કાયદા પ્રમાણે આ (ફલાના) નામની કન્યાને લગન કરી આપવાને આ (ફલાના) શહેરમાં, અંજુમન ભેગું મળ્યું છે. તેઓની હજુરમાં તમોએ આ (ફલાના નામવાલી કન્યાને નીશાપુરી શહેરનાં ચલણના બે હજાર રૂપાના દેરમ અને બે દીનાર સોનાના આપવાને કબુલ્યું છે ? (પઝીરફતેહ બુદી ?) આ સવાલના જવાબમાં છોકરાનો વાલી વકીલ બોલે છે કે 'પઝીરફતેહ બુદમ' એટલે હા મેં કબુલ કર્યું છે. આપણી કોમનો મોટો ભાગ આશિરવાદ પાજંદ ભાષામાં હોવાથી અને તેનો વપરાસ લોકોમાં ઘણો ઓછો હોવાથી જે કોલકરારનામું પરણુતાં જોડાંને કે વાલી વકીલોને કહી સંભલાવવામાં આવે છે તે ઘણાં ખરાંઓ સમજતા નથી, અને અમથીજ હા જીહા કરે છે અને ડોકાં ધુનાવે છે. હવે અહીં જે સુધારાની જરૂર છે તે નીશાપુરી શહેરની ચલણનાં બે હજાર રૂપાના દેરમ અને બે સુનાના દીનાર માટે છે. એ ચલણ કાંઇ અત્રેના નથી પણ ઇરાનનાં છે. આપણે ક્યાં તે આપીએ છીએ કે તેની વાત. આપણે રૂપાના સીક્કા તથા સોનાની ગીની એવું કાંઈ બોલવું જોઇએ, અથવા બાઇ ફીરોજ મસાની કહે છે તેમ,

'બપએમાન-ઇ ચંદ રૂપઇએહ હીંદી ગેરફ્તન ઓ ચંદ્ આરા-યશાન વ પયરાયશન જરૂરીન અવશ્દાદન્ પઝીરફ્તેહ બુદી ?' યાને

સગાઇના જોડાણ માટે કેટલાએક હીંદી રૂપીયા લેવા તથા તેણીને કેટલાએક સુનાના ઘરેણાં દાગીના આપવાને ત્હમે કબુલ થએલા છેઓ ? હાલની રીતી મુજબ આપણે જે અસલનું ભણીએ છીએ તે ખોટું અને જુઠું કહેવાએ. વળી બીજું જે જોવાનું છે તે એ કે છોકરો છોકરીને તે સીક્કા આપે છે. હાલ તેને બદલે અહીં તો રીતની વાત આવે છે અને છોકરાવાલાઓ કહેવરાવે છે કે આટલા હજાર આપે તો પરણાવીએ. આજે તો છોકરાવાળાઓ કેવહરાવે છે કે સસરાજી વધુ અભ્યાસ શીખવા પોતાને ખરચે વેલાત મોકલે તો એ છોકરી સાથ પરણવાનો વિચાર કરૂં. પછીથી વેલાત જઈ શીખી આવી ત્યાંની રહેની કરણી જોઇ છોકરી તો કંઇ ગમતી નહી કારણ કે જુના વિચારની અને એખરો બેખરો છે, હમે તો બધા 'સ્ટાઇલીશ' અને 'અપટુડેટ' તેથી એવી છોકરી પરણીએ તો શોભ્યે નહી, એવા બહાણા કાઢે છે. વળી બીજું એ કે જો છોકરો છોકરીવાલાને આપે તો છોકરી પાસ પરણતો છોકરો રીતની ભીખ કાંએ નહી માગે ? આ બાબદ વિષે અગાઉ પટેટી અંકમાં મારા ભણેલા મીત્ર મી૦ રૂસ્તમ બ. પેમાસ્તરે લખાણ કર્યું હતું. ત્યાં તેવણ પણ એમજ જણાવતા હતા. નીશાપુરી સીક્કા વિષે બોલવાથી આટલું તો બેશક પુરવાર થાએ છે કે આપણી આશીરવાદની ક્રિયા કાંઇ આજકાલની નથી અને તે આ દેશની પણ નથી પણ ખુદ ઇરાંની વતનની છે.

ઉપર મુજબ પરણતાં છોકરા તરફથી કબુલાત લેવાયા પછી છોકરી તરફના વાલીને સવાલ પુછે છે કે તમારા કુટુંબની આ કન્યાના નેકાહ આ (ફલાના) મરદ સાથ કરવા બાબે તમોએ સાચ્ચાં અંતકરણથી અને સવાબના કામની વૃદ્ધિ સારૂ નેક વચન વાણીથી ત્રણવાર બોલીને તમારો વચન આપ્યો છે ( પેમાન બેદાદીદ ? ) આના જવાબમાં છોકરીનો વાલી કહે છે કે 'પેમાન બેદાદમ' યાને હા મેં વચન આપ્યો છે. ઉપર મુજબ બેઉ તરફના વાલીની કબુલાત

લઇ તે પરણતાં જોડાંને તે મોબેદ સવાલ કરે છે કે તમોએ આ કોલકરાર તમારી હૈયાતી સુધી નેક મનશનીથી પાલવાને કબુલ રાખ્યો છે (પસંદ કરદીદ ?) આના જવાબમાં તે છોકરો યા છોકરી જવાબ દે છે કે 'પસંદ કરદીમં' એટલે હા હમોએ કબુલ રાખ્યો છે.

આશીરવાદના બીજા ભાગમાં પરણતાં જોડાંને નસીહત કહી સંભલાવવામાં આવે છે કે જેમાં બેઉ મોબેદો સાથે મલીને ભણવાનું શરૂ કરે છે. તેમાં તેઓ કહે છે કે ખોદાના નામથી તમો બેઉ જણા ઘણી ખુશી સાથે જીંદગી ગુજારજો, હંમેશાં કીર્તિવાન હોજો, ભલી બખશેશોથી પુર થજો, વૃદ્ધિ ભરેલાં થજો, ફત્તેહમંદ થજો, અશોઇના અમલ શીખનારા થજો, ભલી કારદાનીને લાયક થજો, હુમતને લગતા વિચાર વિચારજો, હુખતને લગતા વચન બોલજો, હવરશતને લગતા કામો કરજો, તમામ દુશ્મતને હાંકી કાહાડજો, દુજુખ્તને ધીક્કારજો, દુજવરશત ને બાલી નાંખજો, અશોઇને વખાણજો, જાદુઇને ધીક્કારજો, માજદયસ્ની તરીકે કહેવાડજો, નેકીવાલી દોલત એકઠી કરજો, વડાઓ આગળ સાચ્ચું બોલજો, દોસ્તોની હજુરમાં નરમાસપણું સાલેસાઈ રાખજો, નીંદા કરતા ના, ગુસ્સો લાવતા ના, શરમને ખાતર ગુનાહ કરતા ના, લોભી થતા ના, દુઃખ દેતા ના, અદેખાઈની ખરાબી ચલાવતા ના, શેખી કરતા ના, મગરૂરી રાખતા ના, હવસી માગણી રાખતા ના, પારકી દોલત પચાવતા ના, પારકાની ધણીઆણીથી દુરજ રહેજો, ભલા ઉદ્યોગથી ફરજ બજાવજો, યજદો તરફ ભલાઇથી વરતજો, લોભા થતા ના, નીંદાખોર થતા ના, બદનામીવાલા સાથે સંબંધ રાખતા ના, દુશમનો સાથ ઇનસાફથી લડજો, મીત્રો સાથ પ્યારથી ચાલજો, કજીયાખોર સાથ તકરાર કરતા ના, મજલેશમાં વાજબી બોલજો, બાપના કરતાં વધારે નામદાર થજો (અજ પેદર્ નામ્ બોરદાર્ બાશ્), માયને કોઇબી રીતે દુઃખ દેતા ના (બહર આઈન માદ્ મ આજાર), પોતાને જાતે સચ્ચાઇથી રાખજો, કેખશરૂ જેવા અમરગ શરીરવાલા થજો, કાઉસ જેવા ખબરદાર થજો, ખુરશેદ જેવા નુરમંદ થજો, મહાબોખતાર જેવા રવાનનો છુટકારો પામનાર

થજો, જરથોસ્ત જેવા નામદાર થજો, રૂસ્તમ જેવા જોરાવર થજો, સ્પંદારમદ જેવા ફળદ્રુપ થજો, અહુરમજદને સાહેબ તરીકે ગણજો, જરથોસ્તને દીનચાસીદાર તરીકે ગણજો, એહરમનને દેવ તરીકે ધીક્કારજો. ત્યારબાદ દરેક રોજની સીફતમાં તેઓને દુવા દેવામાં આવે છે. જે વેળા આશીરવાદનો ત્રીજો ભાગ શરૂ થાય છે તે વેળા બે મોબેદો તે પરણતાં જોડાં ઉપર દુવા ગુજારે છે કે હોરમજદની બખશેશો તમો પામો, બેહેમનથી નેક વિચાર, અરદીબેહેશતથી નેક બોલવું, શેહેરેવરથી નેક કામ, અસપનદાદથી સંપુરણ વિચારના થાઓ, ખોરદાદથી મીઠાસ, અમરદાદથી ફલવંત થાઓ, દેપાદરદાદારની બખશેશો તમો પામો, આદરથી નુર તેજ, આવાં અરદવીશુરથી પવીત્રાઇ, ખોરશેદથી સરફરાજી, મોહરથી ગોસપંદી તોખમની વૃદ્ધિ, તીરથી સખાવત, ગોશથી ભલી પરહેજગારી, મેહરથી ઇનસાફ, સરોષથી નેગેહબાની, રશનેથી રાસ્ત માર્ગે ચાલવું, ફરવરદીનથી જોરમાં વધારો, બેહરામથી ફતેહ, રામથી ખુશાલી, ગોવાદથી શેતાબી અને શક્તિ, દીનથી અક્કલમાં વૃદ્ધિ, અરશીશવંઘથી નુરી ખજાનો, આશતાદથી હુન્નરનો જથો, આસમાનથી ઉદ્યોગ, જમ્યાદથી કાયમ મુકામ, મારેસ્પંદથી નેક નજર, અને અનેરાનથી તનની દરૂસ્તી હોજો. ત્યાર બાદ આ અઇરયમનો-ઇષ્યો યજશનેનો ૫૪ હા તથા અહમાઇરએશ્ય નામની અવસ્તા બંદગી કહી સંભળાવે છે. ત્યાર કેડે ઉપલીજ બાબદ સંસ્કૃતમાં બોલી જવામાં આવે છે અને છેલ્લે આફ્રીન બનામે બુજોર્ગોન ૪ પએમાંન યાને બુજોર્ગોના નામ સાથની આફ્રીન ભણી ક્રિયા પૂરી કરવામાં આવે છે.

નીચલી તાલીમ બેરાંઓએ ખાસ કરી લેવી જોઇએ. ૧, સંસારી કેળવણી. ૨, સુખશાંતી તેમજ તનદરોસ્તી જાલવવાની કેળવણી. ૩, માંદગી વેલા સારવાર કેમ કરવી. ૪. સ્વાદીષ્ટ ખાનું કેમ પકાવવું. ૫, વેતરવાનું તથા સીવવાનું. ૬, ઘરનો ખરચ કરકસરથી કેમ ચલાવવો. ૭, ધણી તેમજ વડીલો તરફ કેવી ફરજ અદા કરવી. ૮, બચ્ચાંને નેક પાઠો આપવા સારૂં કેવી રીતે વર્તવું. ૯, સંસારની

નૌકામાં પગ મુકતાં વાર જાતિ ભોગ આપવા તૈયાર રહેવું. કવિતામાં કહે છે કે:—

જેને ચતુર સુઘડ મલી નાર, સફળ જીંદગાની,
મલી અપત ફુવડ, અવતાર કરે ધુળધાણી.

સ:—કાવીઆની ઝુન્ડા વિષે તમો શું જાણો છો ?

જ:—એ એક ઝુન્ડાનું નામ છે.[1] એ ઝુન્ડા હેઠળ કાવેહ, ફરેદુનને બોલાવી લાવી જોહાકના મુલક ઉપર હુમલો કરવાને કહ્યું. ફરેદુને તે ઝુન્ડાને તેમજ લશકરને આવકાર આપ્યો અને તેને પોતા તરફથી કેટલોક સીંગાર્યો. કેદેસીયાની લડાઇ વેલા જ્યારે તે આરબોને હાથ ગયો ત્યારે તેની ઉપર કપડાંનો વધારો કરવામાં આવ્યો હતો. તેની લંબાઇ ૨૨ ફીટ, પહોળાઇ ૧૫ ફીટ. પાછીથી તે જોહેરા નામના સીપાઇના હાથમાં આવ્યો તેને ત્રીસ હજાર સોનાના સીક્કા આપવામાં આવ્યા હતા. ઇરાંની પાદશાહોના વાવટા ઉપર એક નેજા ઉપર ઉઘાડેલી આંખ સાથે એક ગરૂડ પક્ષી ( Eagle ) પાડવામાં આવતું હતું.

---

# સારી જીંદગીની ખરી કસોટી શું છે ?

## જીંદગીમાં કીધેલાં ભલાં કામો તેજ ખુદાને ખુશ કરનારી ઉત્તમ બંદગી છે.

આપણે આ દુન્યામાં કેટલા વરસો જીવશું તે ઉપર ફક્ત વીચાર કરવાનો નથી પણ આપણે શું કરી જઇએ છીએ, આપણી પાછળ કેવાં કામોનો જથો મુકીને જઇએ છીએ તે જોવાનું છે. આપણે જે સવાલ પુછવાનો છે તે ફક્ત આ નથી કે આપણે કે ફલાણો કેટલા વરસ જીવ્યો ? પણ તે શું કામ કરી ગયો, તે પોતાની ખુબી શું મુકી ગયો. ફરોહરની આરાધના કરવાના પવીત્ર દીવસો

---

૧ જુઓ ડા. જીવનજી મોદી પુરાતન ઇરાનનો ઇતિહાસ ભાગ ૧લો.

ઉપર પણ આપણાં ગુજર પામેલાં અશો ફ્રેશહરોના કામોનો આપણે વિચાર કરવાનો છે. પ્રો. મેક્સમુલર કહે છે કેઃ—

It does good to ourselves to remember and to honour the names of our ancestors and benefactors.

અશો ગુજરેલાઓની યાદ કરવાની એક રીત એ છે કે સવાબના અને સખાવતના કામો કરી તે નેક કામો સાથ તેઓના નામો જોડી રાખવા, તેઓના નાવારસ બાળકોની પરવરશી કરવી, તેઓનું પાલણ પોશણ કરવું, તેઓને ધંધે લગાડવાં, દીન તેમજ સંસારની કેળવણી આપવી, નાચાર, બેચાર આંગળા પાંગળા, અશક્ત માણસોને ગુજરાનનાં સાધનો મેળવી આપવાં, ને અશો ન્યાગાનો તથા પૂર્વજોના ભલા કામો અને ભલા સદ્‌ગુણોના વર્ણનો વાંચવા અને વંચાવવા, તેઓને પગલે ચાલવાને તેઓને ઉશકેરવાં, જો પૈસાની મદદ કરવાને નહી બને તો તન અને મનની મદદ કરવી જોઇએ. એક લખનાર કહે છે કેઃ—

A life spent in the service of humanity is worthy of imitation.

મનુષ્ય ભાઇબંધનું ભલું કરવું તે ખુદાને ખુશી રાખવા બરાબર છે. સદર કતાબમાં દાદાર અહુરમઝદ કહે છે કે જે કોઈ પોતાના મનુષ્ય ભાઇબંધનું ભલું કરે છે તે મને ખુશી કીધા બરાબર છે, અને જે કોઇ પોતાના મનુષ્ય ભાઇબંધને દુઃખી કરે છે, તે મને દુઃખી કીધા બરાબર છે. જે માણસોએ નબળા, દુઃખી, બુઢ્ઢા અને ગરીબોને મદદ કીધી નહી હોય તે માણસ જાણે આ દુન્યામાં નહી જીવ્યો હોય તેમજ ગણાય છે. તે જીંદગી ખરી લાંબી ગણાય છે કે કે જે ઘણાજ ઉતમ કામમાં જાતીભોગ આપી તેમજ મહાન સહાસો કરી ગુજારવામાં આવી હોય પછી તે ગમે તેવી ટુંકી પણ હોય તો ફીકર નહીં. અસલી ઇરાંનીઓના સાદાઇ અને સાલેસાઇ તેમજ સાહસના ગુણો જોવામાં આવતા હતા. સાલેસાઇથી આપણે બીજાઓમાં ભલું થતું જોઈ શકીએ છીએ અને તે વખાણીએ છીએ. અને મોટા માણસો ઘણું કરી નમ્રતાવાળા હોય છે.

**The greatest have always been the humblest seeking to hide their virtues rather than to parade them.**

**અસલી ઇરાંનીઓ ફક્ત પોતાનુંજ અને પોતાના કુટુંબનુંજ ભલું ઇચ્છતા હતા નહી પણ તે સાથ પડોશીઓનું, હમશહેરીઓનું, હમદેશીઓનું તથા કુલ અનજુમનનું ભલું ઇચ્છતા હતા. જો કે દુર અંદેશી અને બુદ્ધીબળ ધરાવતા, પૈસાથી ભરપુર તન મનથી બળવાન નરો, પારસી કોમમાં કાંઇ ઓછા નથી, પણ સૌ પોત પોતાના કામમાંજ ગુંથાઇ રહેલાં, કાંઇ કોમની પરવા કરનારા, યા કોમની દાઝ હઇડે ધરનારાં તો ફક્ત આંગલીપર ગણાય તેટલાંજ છે. આજે તો જ્યાં જાઓ ત્યાં તડાં પડેલાં જોશો. પશ્ચીમ તરફની અનેક જાતની નકલ આજના પારસીઓ કરવા લાગ્યા છે. નેકટાઇ કોલરમાંજ કોમનું દલદર ફીટી ગયું તેઓ સમજે છે. આપણી કોમ એક ધણી વગરનાં ઢોર જેવી છે.**

એક ફીલસુફ શીખામણ દે છે કે "ભાઇ તું જન્મ્યો ત્યારે તારી બાજુબાજુ બધાં હસ્યાં અને તું રડયો હતો, પણ તું એવું કર કે તું મરણ પામે ત્યારે બધાં રડે અને તું હસે." તેની મતલબ તારો જન્મ થતાં તારી આજુબાજુનાઓ ખુશી થયાં અને તું એક બાલક તરીકે રડયો પણ તું એવી જીંદગી ગુજાર અને આજુબાજુ સર્વ જાતભાઇઓની એવી સેવા બજાવ કે મરતી વખતે કુલ આલમ રડે અને તું એકલો હશે, યાને તું ખુશાલ ચેહેરે તારા દાદાર અહુરમઝદ હજુર જાય કે તેં તારી જીંદગીની સફર સફળ કીધી છે." કયા સદ્‌ગુણો એવા છે કે જે મણસને મોટો અને ભલો (Good and great) બનાવે છે ? મેકસમુલરના કહેવા મુજબ નીચલા છે પરમાર્થ, પ્રમાણીકપણું અને હીમાયત. યા મદદ ડા. બાહદુરજી જેવા એક નર કહો, કે સર ફીરોજશાહ મહેતા કે એક દાદાભાઈ નવરોજી પોત પોતાના જુદી જુદી શાખામાં પોતાની ઉમદા સેવા બજાવી ગયા હતા, એટલુંજ નહીં પણ જાહેર હીંમત પણ બતાવી ગયા. જુદા જુદા ધણીઓ જેઓના કોઇ કામ માટે બીજાઓ શું ધારશે તેનો વિચાર કર્યાં વિના ફક્ત ખુદા તે જોશે એવા હીંમતભર્યાં પક્કા

ઠરાવોથી મોટા સહાસીક કામો હાથ ધરે છે તેવાઓને ધન્યવાદ ધટે છે. એક સીલ્પશાસ્ત્રી એક પુતલું બનાવવામાં તેના પછવાડેના બાલોના ગુછડાના નકસી કામ ઉપર બહુ વખત કાઢતો હતો, એક મીત્રે કહ્યું કે પછવાડેનો ભાગ કોણ જોવા આવવાનું છે માટે કાંય ફોકટ વખત કાઢે છે, તે સીલ્પશાસ્ત્રીએ જવાબ આપ્યો તે ઘણો અર્થસુચક હતો. તેણે કહ્યું કે "કાંઈ નહી ખોદા તો ઉપરથી જોશે." અને કામ કરવું તો ખુદાને હાજર નાજર સમજીને ઉમંગથી, ઉલટથી, ગરમ દીલે, પક્કા એકીનથી કરવું, પછી તેની ફતેહ માટે ખોદા ઉપર ભરોસો રાખી બેસવું. સર વાલટર સ્કોત કહે છે કેઃ—

One crowded hour of glorious life
Is worth an age without a name.

આ દુન્યામાં જનમ્યા યા ખાધુપીધું સાધારણ રીતે જીવ્યા અને મરણ પામ્યા એવી રીતે તો જાનવરી પેદાયશ પણ જીવે છે. એમાં કશું વળ્યું નહી. એવી સાધારણ હેયાતી ભોગવી મરણ પામવા કરતાં ખરેખરી ઉપયોગી, ઉદ્યોગી જીંદગી ભોગવી મરણ પામવું એ વધારે બેહતર છે. તે એક જાતનું કીર્તીવંત મોત છે. જેવા કે પારસી વીરલાઓએ છેલ્લી મહાન લડાઇમાં દુઃખો અને કષ્ટો ખમી પોતાના દેશને ખાતર, પોતાના પાદશાહને ખાતર, પોતાના વહાલા જીવનો પણ ભોગ આપ્યો. એ તે કાંઇ જેવી તેવી હીંમત, એ તે કાંઈ જેવી તેવી બહાદુરી ! આફ્રીન છે તે અશો રૂહોને ! તેઓનાં ફરોહરોને હજારો દરૂદ હોજો.

આપણા વડીલો ઘણા ઉદ્યોગી હતા. ઉદ્યોગ એક સદ્દગુણ છે. ઉદ્યોગ વગરનું આળસુ ભેજું સેતાનનું ધામ છે. ઉદ્યોગી માણસ પોતાની સર્વ ફરજો બજાવવાનો સંતોષ લઇ શકે છે. આપણા વડીલો ઉદ્યોગ માટે ખંતીલા ને ખડતલ હતા. ઉદ્યોગી જીંદગી માટે તેઓ ગમે તેવાં સંકટો ખુશીથી સહન કરતા હતા. નાના જેવા કામ માટે લંબાણ મુસાફરી કે પડતાં દુઃખો ખુશીથી સહન કરતા હતા. પગે ચાલતાં મુસાફરી કરી, બળદના ગાડામાં દીવસો સુધી ભુખ તરસે વેઠ કરવી, અને કોઇબી રીતે જીંદગીને રગડીને ગુજરાન

ફરવું એ તેઓનો મુદ્દા લેખ હતો. તેથીજ તેઓ દોલત મેળવી કીર્તી મેળવી, સખાવતો કરી દુન્યાની અંદર નાની કોમ છતાં અમર કીર્તી મેલી ગયા. આજે આપણી કોમમાં અયાશીપણું, હરામખોરી આવી છે. નોકરી વગર જવાન જરથોસ્તીઓ રખડે છે. તેઓને દુર જવું કે જંગલોમાં ફરવા ગમતું નથી. મોજ શોખના સાધનો જોઇએ, કલબો અને સીનેમા જોઇએ, સારાં સારાં મીશતાનો જોઇએ, દુર તો જઇએ નહીં એવા એવા ખ્યાલોથી કોમની દલીદ્રતામાં વધારો થાય છે. વળી આપણી હરામખોરીનું એક બીજું કારણ પારસી સખાવતની ખામી છે. વગર વીચારે સખાવત કરી કોમમાં હરામખોરીને ઉત્તેજન આપવામાં આવે છે અને તેથી શરમ છોડી દઇ પારસી મરદો ઉપરાંત બાઇઓ પણ ભીખ માંગવા શરમાતા નથી. જેથી કોમને ઘણું હીણું લાગે છે. ઉદ્યોગી જીંદગી માણસના સુખનું સાધન છે. આજે તો મોડે સુધી બાળકોને સુવાડી મુકવામાં આવે છે. અસલ સકાળે ઉઠવાની ટેવ હતી. સકાળે કામકાજ ધંધેધાપે એ લોકો વળગી જતાં હતાં. તેથી બાળકો ખડતલ મહેનતુ અને પ્રમાણીક નીવડતાં હતાં. ખડતલપણું, મહેનત, ઉદ્યોગ એજ જરથોસ્તીઓના સદ્દગુણ છે તેને ખીલવવાથીજ કોમની ઉન્નતિ થઇ શકશે.

Longfellow કવી કહે છે કે:—

Life is real ! Life is earnest !
And the grave is not its goal;
Dust thou art. to dust returnest,
Was not spoken of the soul.

દુન્યાની મહાન લડાઇના મેદાનમાં અને જીંદગીની આખી રાત અતી રખેવાલી અંદર એક મુંગા ઢોરના જેવા ન થતાં પણ તે હુમલામાં એક પહેલવાન જેવા રહેજો ! બોનાર કવિ કહે છે કે:—

Then no longer idly dreaming,
Shall I fling my years away;
But, each precious hour redeeming,
Wait for the eternal day !

**સ:—પએવન્દ, સગદીદ, ગેહસારણું, પાએદસ, પાયા-મોજી, હમેસ્તેગાન વગેરે બોલો સમજાવો.**

જ:—પએવન્દ જે બે જણ મરનારને જોડ પકડી બેસે તેને પએવન્દ કહે છે. પાએદસે જનારાઓબી હમેશ એમ જોડમાં જાએ. એમ જોડ પકડવાની મતલબ એ કે તેઓ એક બીજાને કામ લાગે, એકમેકને મદદ કરે, જેથી તેઓને રોગજનક બીજ લાગુ પડે નહીં એવે વખતે તેઓ એકમેકને દીલસોજી અને હીંમત આપે.

સગદીદ—લાશ કુતરાને દેખાડે તે. સગ=કુતરો અને દીદ=દેખાડવું, દરગેહે પછી ગેહસારતી વખતે અને અવલમંજલ પોહોંચાડવાની જગાએ સગદીદ કરાવવામાં આવે છે. જો સગ નહી હોય તો કાગડા, ગીધ, વગેરે પક્ષીઓને નજર પડવા દેવાનો રેવાજ છે. એની મતલબ તેઓ માંસહારી હોવાથી તેઓમાં એવો ગુણ છે કે જો તે માણસ જીવતું હોય તો તેની તરફ ઝાંખીને પણ જોય નહી પણ જો મરી ગયું હોય તો તે તરફ જોય.[1]

ગેહસારણું—એટલે ગાથાગાવા, અહુનવદ ગાથા જે યજશનેના હા. ૨૮–૩૪ સુધી છે તે ગેહસારણા વખતે બે મોબેદોથી ભણ-વામાં આવે છે. એમાં ઘણું નીતિજનક લખાણ છે. અશો જરથો-સ્ત પોતે હોરમજદથી જે ઉમદા ખાએશ ધરાવે છે તે એજ છે કે "ઓ હોરમજદ! મને તારી નેક મનશની તથા ખુદ તારી દાનાઇની સમજણ આપ અને આ જગતના કાયદાની તાલીમ આપ કે જેથી માણુસો ઉપર ગુજરતી મુશકેલીઓ દુર કરવાને હું શકતીવાન થાઉં. પહેલા હામાં અશોજરથોસ્ત બંદગી કરતા જણાવે છે કે ઓ હોરમજદ! તુ મને સારી સમજની અક્કલ આપ, વલી તે ઇચ્છે છે કે જયાં સુધી હું શક્તી ધરાવું છું તથા કૌવત રાખું છું ત્યાં સુધી રાસ્તીની ખાહે-શમાં રહેવાને બીજાઓને હું શીખવું. અને તે ખરા દીલથી અરજ ગુજારે છે કે અહુરમજદની મદદથી તે પોતાનું કામ જે દુષ્ટ લોકોને

---

૧ જુઓ કામો ક્રિયા લા. ડા. જી. જ. મોદી.

અશકત કરવાનું, સચ્ચાઇ ફેલાવવાનું અને ખરાબ રાહે જનારાઓને સુધારીને ખરે રસ્તે લાવવાનું અને એમ કરી જીવતી આલમને સુખી રાખવાનું કામ તે બજાવી શકે. તે વધુ ઈચ્છે છે કે ભલી માજદ-યસ્ની દીનનો ફેલાવો કરવા સારૂં તેને તથા ફરશોશતરને જીંદગીના છેડા સુધી અશો હોરમજદ ડહાપણ, હુશીયારી અને નેકમનશની આપવાને મહેરબાન થાએ. ૨૯ હા ઉપરથી જણાય છે કે જરથોસ્ત આવ્યા આગમજ માણસો કુદરતનો ઘટતી રીતે ઉપયોગ કરતા હતા નહીં અને તેઓએ બધી બાબદોમાં જેમ ચાલવું જોઇએ તેમ ચાલતા હતા નહીં. તે જમાનામાં દરૂજ યાને અવ્યવસ્થા (Disorder) બધી તરફ પંથરાઇ ગઇ હતી. અને 'અષ' યાને વ્યવસ્થા નહી સરખી હતી. અને યજદાંપરસ્તી કરતાં દેવ પરસ્તોનું જોર વધારે હતું. એ હા માં દુન્યાના આત્માએ હોરમજદ આગળ ફરીયાદ કીધી કે મારી ઉપર લુટફાટ, ગુસ્સો, મારામારી અને જુલમ આવી પડે છે. ત્હારા સીવાએ મને બચાવનાર કોઈ નથી. એ ઉપરથી દુન્યાના આત્માએ જવાબ આપ્યો કે કોણને ખલકતનો સરદાર ઠેરવવો, જે તે દુન્યા ઉપર સત્તા ભોગવનાર થાએ ? છેવટે હોરમજદ અશો જરથોસ્તને દુન્યાના માણસોને ખરી ફરજો જાહેર કરવા ઠેરવે છે; અને અશો જરથોસ્ત હોરમજદ પાસ સઉથી પહેલાં તેની મદદ માંગે છે. ૩૦ માં હામાં અશો જરથોસ્તની પહેલી વાએજ છે. એમાં તેવણ લોકોને સમજાવે છે કે મજદ એખલો કુલ જગતનો બનાવનાર છે અને તેજ પરસ્તેશ લાયકનો છે. વળી તે સાહેબ પોતાની નવી દીન કબુલ કરાવવા કોઇ ઉપર જબરજસ્તી વાપરતા નથી પણ દરેક જણને અક્કલ વાપરીને જે ખરો રસ્તો હોય તે પોતાની મરજી પ્રમાણે પસંદ કરવા જણાવે છે. તેવણ કહે છે કે ઓ માણસો ! મારી ઉત્તમ નસીહતો તમે કાને સાંભળો તથા રોશન વિચાર શક્તિથી તે ઉપર વિચાર કરો અને દરેક નર કે નારીએ પોતાનો રસ્તો પસંદ કરીને જે ખરૂં લાગે તે પ્રમાણે અમલ કરો. આ દુન્યામાં નેકી અને બદી, ભલાઇ તથા ભુંડાઇ એકમેકના જોડકાં પેદા પડયાં છે. છેવટે

બુરા ઉપર ભલાઇની ફતેહ છે. હા ૩૧ માં અશો જરથોસ્ત કહે છે કે ઓ હોરમજદ! જ્યારથી તુને મેં મારી આંખમાં રાખ્યો ત્યારથી હમેશાં સર્વથી પહેલો, પાક મનશનીથી પરસ્તેશ કરવા લાયકનો, ભલાં મનનો પીતા, રાસ્તીનું ખરૂ મુળ, અને આ દુન્યાના કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે મેં તુનેજ ગણ્યો છે. હા ૩૨ માં દેવ પરસ્તો અશો જરથોસ્તને તેના પેગમ્બરીના કામથી પાછા ફરવાને તેને ફુસલાવે છે પણ તે પોતાના કામ ઉપર મજબુત રહી તેઓની સાંમે હીંમત, કોશેશ અને ખંતીપણાંથી લડે છે. અને તેઓને શીકસ્ત આપે છે. હા ૩૩ માં જણાવ્યું છે કે જેઓ દુષ્ટ માણુસો સાથે લઢીને તેઓની બુરાઈનો અટકાવ કરે છે તેઓ દાદાર અહુરમજદને ખુશી કરે છે. વળી તેવણ ખોદા પાસ બે ચીજ માંગે છે ૧) તેના દરશન ૨) દીનબાબે તેની સાથ વાતચીત. તેવણ પોતાનો તનનો જાન અને નેક મનશનીની શ્રેષ્ટાઈ હોરમજદને માટે અર્પણ કરે છે. હા. ૩૪ માં અશો જરથોસ્ત પોતાનું મન, વચન, કામ, પરશતેશ, પવિત્ર ગાયણો, સેતાયસ, ભેટો એ સર્વ હોરમજદને અર્પણ કરે છે. છેલ્લે તેવણ દુવા ગુજારે છે કે તે સાહેબ તેવણ આગળ ઉત્તમ દીનના કલામો તથા કામો ખુલ્લાં કરે તેથી તેવણ ભલી મનશની તથા રાસ્તીથી, ફ્રશોકેરેતી યાને ( ફ્રષોકરદ ) એટલે દુન્યાને સમારવાનું મહાભારત કામ ખુદાતાલાની મરજી મુજબ બજા લાવે.

પાએદસ—મરનારની લાસ પાછળ દખ્મા સુધી જવું તેને 'પાએદસે' જવું કહે છે. એને મલતો ફા. પાદાશ એટલે સાથી. અંગ્રેજીમાં Companion અર્થે વપરાએ છે. એટલે હમરાહ યા સાથી તરીકે તેની પાછળ જવું. બીજો અર્થ ફા. પાદશ યા પાદાશ છે જેનો અર્થ બદલો થાય છે, અને પાએદસે જવું એટલે મરનારના આપણી સાથના, જીંદગીના સંબંધમાં 'બદલા'માં માન ખાતર તેની લાશ પાછળ જવું. ફારસી પાદસ્તનો અર્થ મરનારની લાશ પાછળ છેવટની અવલ મંજલની જગ્યાએ ભલી જીંદગી ગુજારવાની ખુદાને કબુલાત આપી ભલું પરિણામ ખરીદવા જવું એવો થાય છે.

પાયામોઝી મરનારની લાશ પાછળ પાએદસે મોબેદોની જે જોડ પગે ચાલી જાય છે. તેઓને દખમા આગલ જે આશોદાદ આપવામાં આવે છે તેને પાયામુંઝી કહે છે. એ બોલ પાયામોજદ પરથી નીકળ્યો છે. પા એટલે પગ અને મોજદ એટલે બદલો. એ મુજબ જે પૈસા મોબેદોને મળે તેને એ બોલ લાગુ પડે છે. ત્યારે આપણે જરથોસ્તીઓ જેઓ મરનારની પાએદસ પાછળ જાય છે, તેઓએ કેમ પાયમુઝી લેવો ? તે વિષે પાદશાહ નોશેરવાન અદલ પોતાના દખમાંની તખ્તી ઉપર જે લખી જાય છે તેનો ભાવાર્થ એ થાય છે કે જો એ સેવટના અવ્વલમંજલ પહોંચાડવાની જગાએ પગે ચાલી જવાની મેહનતનો બદલો આપણે લેવો હોય તો તે પૈસાનો નથી, પણ ત્યાં મોત માટેના, બીજી જીંદગી માટેના, અને તેની ભલી હાલત માટેના વિચારો કરી તે ઉપરથી લેવાનો છે.

હમેસ્તગાન એ બોલ હોરમજદ યસ્તમાં આવેલો છે જ્યાં એરે "મિસ્વાનૂહે ગાત્વો" (એનો અર્થ મધ્યમ ફાયદાવાલી જગા કરીને થાય છે.) કરી કહે છે, જેનો અર્થ હમેસ્તગાન કરી થાય છે યાને એ બહેસ્ત અને દોજખ વચ્ચેની જગાને કહે છે. જે માણસોના સવાબ તથા પાપ એક સરખાં હોય છે, તેઓને માટે પેલી જહાનમાં ઠેરવેલી જગાનું નામ હમેસ્તેગાન ત્યાં સુખ, દુઃખ ખુશી તથા દલગીરી બધુ સઉ એકજ પ્રમાણમાં હોય છે.



# તન, મન અને રવાનની અશોઇ.

અષેમ વોહુની બંદગીનો સાર એ છે કેઃ—'અશોઈ એજ સૌથી સરસ ન્યામત છે. તે સુખ આપનારી ન્યામત છે. સુખ તે શખ્શને છે કે જે સૌથી સરસ અશોઇને લીધે, પોતે અશો છે." અશોઇ એટલે શું ? અશોઇ શબ્દ 'એરેત' ધાતુ પરથી નીકળ્યો છે. એટલે સીધે માર્ગે જવું. તે ઉપરથી અંગ્રેજી બોલ (Right) નીકલ્યો છે. સંસ્કૃતમાં ऋत બોલ મલે છે ત્યારે અશોઇનો અર્થ રાસ્તી, પવીત્રાઈ, સચ્ચાઇ, નીયમ, કાયદો એવો થાય છે. અશોઇને આપણા અવસ્તામાં ઘણી વખાણેલી છે. અશોઈ ત્રણ જાતની છે. ૧) મનની, ૨) તનની, ૩) રવાનની અશોઇ, આ અને આવતી દુન્યામાં સુખી યા દુઃખી થવાનો બધો આધાર આપણા મન ઉપર છે. મનની અશોઇ એટલે મનને ચોખ્ખું રાખવું, મનમાં દુષ્ટ વિચાર લાવવા નહી, અદેખાઈ, કીનો, કપટ, ઠગાઇ, લુચ્ચાઇ, ચોરી એવા વીચારોથી મનને દુર રાખવું. દરેક માણસે પેહલાં કાંઇ બાબદનો વીચાર કરવો જોઇએ. વીચાર કરવા પછી વચન જાહેર થાય છે. ત્યારપછી માણસ કાર્ય કરે છે. આપણા ધર્મમાં મનશનીને ઉંચ જગ્યા આપી છે. જેમ તનને હદસર રાખવા પુષ્ટાકારક ખોરાકની જરૂર છે, તેમ મનને હદસર અને ચંચળ રાખવા સારા વિચારની અગત્યતા છે. હાલની તબાબી વિદ્યાએ પુરવાર કર્યું છે કે દુન્યામાં જણાવેલાં ઘણા દુઃખ દરદોનું મુળ કારણ રોગીષ્ટ અને નબલું મન છે. એક માણસ ગમે તેવો જોરાવર હોય પણ તેના મનમાં એક વખત એમ આવ્યું કે મારૂં શરીર નબલું પડતું જાય છે તો ગમે તેવો જોરાવર માણસ પણ પોતાના મનના ખોટા ધખારાથી નબલો પડતો જાય છે. ત્યારે માલમ પડે છે કે સઘળા સુખનો આધાર મન ઉપર છે. મનનો મુખ્ય ખોરાક કેળવણી અને જ્ઞાન છે માટે દરેક માણસે પ્રથમ કેળવણી લેવી જોઇએ. અલબત કેળવણીનો અર્થ કાંઇ ઘણી ચોપડીઓ વાંચવી એમ નથી. આપણા મનને ખોરાકનો કેટલો જથ્થો

મલે છે તે જોવાનું નથી પણ કેવી જાતનો ખોરાક મલે છે તે જોવાનું છે. ચોપડીઓ કંઈ એક જાતની આવતી નથી, તે જાત જાતની હોય છે. કોઇક મનને ચંચળ અને ભલું અને સ્થીર બનાવે છે તો કોઇક રોગીષ્ટ, નબલું અને અસ્થીર બનાવે છે, માટે આપણા મનના ખોરાકની ચુંટણી કરતી વખતે આપણે બહુજ સંભાળ રાખવાની જરૂર છે. કેટલું અને કેવું વાંચવું તેનો અંદાજ (Proportion) રાખવો જોઇએ. કેળવણી તેના ખરા (Spirit.) માં લેવાની છે. જે ચોપડી આપણી ઇંદ્રીઓને ઉશકેરે આપણા જુસ્સાઓને વધારે તેજી બનાવે, અને આપણા અંતઃકરણને ખોટે રસ્તે દોરવે તેવી ચોપડીઓ બીલકુલ હાથમાં ધરવી નહી. બીજું આપણા મનને તરેહવાર વીચારોના વમલમાં વીતલાતું અટકાવવાની ખાસ જરૂર છે, મનને સ્થીર રાખવાથી ઘણા ફાયદા થાય છે, મનને સ્થીર રાખવાથી આપણે હોરમજદી મીનોઈ જ્ઞાન સંપાદન કરવાને શક્તીવાન થઇએ છીએ. આપણું મન હમેશાં સ્થીર રહી શકતું નથી. આપણે એકજ ચીજ ઉપર અવારનવાર મનને રોકેલું રાખવું જોઇએ, જેવી કે અશોઇ, સચ્ચાઇ, નીતિ એવા કોઈ ગુણ ઉપર મનને રોકી રાખવાની ટેવ પાડવી જોઇએ. જો કે આ કામ ઘણું અઘરું છે, પણ ધીમે ધીમે વખત જતાં તે આપણા કાબુમાં આવી શકે છે. મનને સ્થીર રાખવાનું મોટું સાધણ બંદગી છે. પણ દલગીરી સાથે કહેવું પડે છે કે આપણા પારસીઓમાં સોમાંથી નવાતું ટકા જે ભણે છે તે સમજતા નથી અને તેથી બંદગી કરતી વખતે ભલતા ભલતા વિચારો કરે છે, બોલવું એકને વિચારો જુદા, ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, એવા ખ્યાલી વિચારો આવે છે ને પાક અવસ્તાવાણી બોલવામાં ધ્યાન વગર ફક્ત ઝબાનનોજ ઉપ્યોગ કરવામાં આવે છે એ મુર્ખાઇ ભર્યું છે. એક ફારસી શાએર કહે છે કેઃ—

"કલીદે દરે દુઝખ અસ્ત આન નેમાઝ કે દર ચશમે મરદુમ ગુઝારી દરાઝ." યાને ખાલી લોકોને દેખડાવવા ખાતર લાંબા લાંબા હાથ કરી ધ્યાન વગર બંદગી કરવી એ પોતાનેજ હાથે દોજખના દરવાજાનું તાલું ખોલવા બરાબર છે.

Banyan બનયન નામનો મહા વિદ્વાન કહે છે "બંદગીમાં અંતકરણ વગરના શબ્દો કરતાં, શબ્દ વગરનું અંતકરણ વધારે સારૂં છે." જેમ એક ક્રીકેટર પોતાની રમતમાં દઢ મન અને પુર બારીકીથી ફીલડીંગ કરે છે. તેવીજ દઢ નજર ખોદા ઉપર રાખી બંદગી કરવી જોઇએ. હફ્તનયસ્તમાં કહે છે કે ઓ હોરમજદ! તેં જે આપ્યું છે તે નેકજ છે તે માટે હમો તુંને નમીએ છીએ. હમો તારા હેસાનમંદ છઇએ. ખોદાતાલાના કામો અતી વખાણને લાયક છે. તેના ઉપકારો બેશુમાર છે. ખોદાતાલા આપણા સર્વનો મોટો રક્ષણ કરનાર અને જગતનો રાજકર્ત્તા છે. તેથી તેની તરફ ખરાં અંતઃકરણથી સર નમાવી તેની કીર્તિ ગાઇને તેની તરફ વફાદારી બતલાવવાની આપણી ફરજ છે. દારાયસ હીસતાસ્પીસે પોતાના અનેક દુશમનો ઉપર હમેશ ફતેહ મેળવી હતી તે વિષે જે લેખો પહાડ ઉપર કોતરાવ્યા હતા તેમાં તે કહે છે કે 'આ સઘળું મેં કીધું તે હોરમજદની મદદથી કીધું છે.' બંદગી કરવાથી આફતની વેળાએ આપણને હિંમત આવે છે. બંદગી કરવાથી ખોટું કામ કરવાની આપણને શરમ લાગે છે, અને તે કરતાં આપણે અચકાઇએ છીએ. સારી રીતે શુદ્ધ ઉચ્ચારથી ગવાતા થોડા પવિત્ર કલામોનો સવાબ બેદરકારીથી ઉતાવળે છોડી દઇને ભણાતાં પવિત્ર કલામો કરતાં વધારે ગણાતો હતો. એક લખનાર કહે છે તેમ,

Prayer is the soul's sincere desire
Uttered or unexpressed
The motion of a hidden fire
That trembles in the breast—J. Montgomery

---

Prayer men's rational prerogative-Wordsworth

બીજું આપણી સામે તરેહવાર દુન્યાઇ લાલચો આવી ઉભી રહે છે તે વખતે આપણા મનની કસોટી થાય છે. તેઓને ઠોકરે મારવી કે જેવી આપણા અશો જરથુસ્તે, જ્યારે નાપાક હારેમને તેને આજદયરની દીન છોડી દેવા અને પાદશાહી પણ આપવા કહી પણ

તેઓ સાહેબે જાહેર કીધું કે મારો જાન જાય તોબી હું માજદયસ્ની દીન કદી છોડું નહીં. ત્યારે કસોટીમાંથી પસાર થવું કે નહીં તે આપણા મન ઉપર આધાર રાખે છે. તેથી જ્યારેબી લાલચ આપણી આગળ આવી ઉભી રહે ત્યારે પેગમ્બર સાહેબનો દાખલો આપણી નજર આગળ ધરવો. લાલચ કાંઇ દુન્યાઇ ચીજોનીજ હોતી નથી. જો આપણી આગલ એક બાજુ દુન્યાની દોલત મુકી હોય અને બીજી બાજુએ મીનોઈ ખજાનો યાને નેકી, અશોઇ મુકી હોય તો આપણે નેકીનેજ લેવાનું પસંદ કરવું જોઇએ. દુરગુણોની યાદ એ પણ એક જાતની લાલચ છે. બદ દયાનત, અદેખાઇ, અહંકારના વિચારો બનતાં સુધી મનમાં લાવવાજ નહીં. આપણી છેવટની નેમ બહેશત મેળવવાની રાખવી અને તે મેળવવાનો એકલો રસ્તો અશોઈ છે. છેવટે લગનસરાના આશીરવાદમાં દેવાતી પરણતા જોડાંની દુવા તમોને દઇ આ લખાણ ખતમ કરૂં છું.

મનશ્ની હુમત મનાહ્ ગવશ્ની હુખ્ત ગુયાહ્, કુનશની હવરૂસ્ત કુનાહ્ હરવેસ્પ્ દુશ્મત હ્વારાહ્, હરવેસ્પ દુજૂખ્ત બકાહાહ્ હરવેસ્પ્ દુજ્વરૂશ્ત એસુજાહ્ ! અપહી સેતાયાહ્.

"તમો હમેશાં મનમાં સારૂ વિચારજો, ઝબાનથી સારૂં બોલજો, કરણીથી સારાં કામ કરજો, સઘળાં બદ વિચારોને દુર કરજો, બદ બોલવાને ધીક્કારજો, સઘળાં બદ કામોનો નાશ કરજો ને નેકીની હંમેશાં વખાણ કરજો."

## તનની અશોઈ.

યઓઝદાઓ મશયાઇ અઇપિ જાંથેમ વહિશ્ત હા યઓઝદાઓ જરથુશ્ત્ર યા દએન માજદયસ્નિશ ( વંદીદાદ ફ્. ૫–૨૧. )

યાને પવિત્રાઇ માણસને માટે જન્મથીજ સારી છે કારણ ઓ જરથોસ્ત ! પવિત્રાઇ એજ માજદયસ્ની દીન છે.

તનદરોસ્તી જાળવવાની દરેક જણની ફરજ છે. ઘણા અભ્યાસીઓ તનદરોસ્તી જાળવતા નથી તેથી તેઓ કમોતે માર્યા જાય છે.

તનદરોસ્તીની બેપરવાઇથી નબળાઇ વધે છે અને નબળાઇ વધવાથી કાંઇ પણ કામ કરવાનું સુજ પડતું નથી, માટે તનને દરૂસ્ત રાખવું જોઇએ. જો તન સ્વચ્છ હોય તોજ રવાન પણ સ્વચ્છ થાએ. ક્રી થોમસન કહે છે કે તનની સ્વચ્છતા ઉપરથી મન એક છુપી દીલસોજ મદદ મેળવે છે. તનને દરૂસ્ત રાખવા માટે ચોક્કસ વખતે ઉઠવું, બેસવું, સુવું, ખાવું ને ફરવું તેમજ તેને નીયમીત કસરત આપવી જોઇએ. એક જાણીતી કહેવત છે કે દરૂસ્ત તનમાં દરૂસ્ત મન ( A sound mind in a sound body ) તનની દરૂસ્તી જાળવવા માટે નીચલા કાનુનો ધ્યાનમાં રાખવા. ૧) સકાળે ઉઠવું, ૨) ઉદ્યોગી થવું, ૩) ખાણી-પીણીમાં અંદાજો જાળવવો, ૪) આઠ કલાકની ઉંઘ ભોગવવી, (અખ-ફ્ન્યાંમ ક્ષિષૂમ્ અસ્તાંમચ ક્ષફ્નાંમ્ચ યાને, આખા દહાડાના વખતનો ત્રીજો ભાગ.) ૫) મનને નેક વિચારમાં રમતું રાખવું તનદરોસ્તીનો બગાડ નીચલાં કારણોથી થાય છે ૧) ભુખમરો અને પ્યાસ આપણી તનદરોસ્તીનો બગાડ લાવે છે, ૨) એધીપણું, કેફી વ્યસન અને છાક-ટપણું, ૩) ખરાબ હવા, પાણી, અને ખોરાક, ૪) બેહદ દલગીરી, ફીકર, ગુસ્સો, અને ચીડ તથા બીજા ખરાબ મન વિકારો, ૫) ઉજા-ગરો, ૬) ગંદાપણું ને નહાવાની આળસાઇ.

નાહીધોઇ સ્વચ્છ કપડાં પહેરયાં તેમાંજ શારીરીક પવિત્રાઇ સમાઇ જતી નથી પણ તે ઉપરાંત પાદીયાબ કુસ્તીનું ભણતર, નખ, બાલ, મુવેલાં શરીર, અને એવીજ બીજી હેહર અને નસાને લગતી પરહેજી જાલવવાના ફરમાનો તથા આતશ, પાણી, જમીન, ઝાડપાન વગેરે પેદાયશોને લગતી સ્વચ્છતા જાલવવાના નીયમોનો એક ગંજાવર સંગ્રહ આપણા વંદીદાદનાં પુસ્તકમાં જલવાઇ રહેલો છે અને તે એટલો શ્રેષ્ટ અને સંપુર્ણ છે કે તેના જેવા બારીક નીયમોનો સંગ્રહ દુન્યાના કોઇપણ આરોગ્ય શાસ્ત્રમાં મલી શકે નહીં. એક ઇગ્રેજ લખનાર કહે છે કે

" We have in the teaching of Zoroaster a sanitary code which it would be difficult to improve upon even in these days of asserted cleanliness and sanitation."

## રવાનની અશોઇ.

તીર યસ્તમાં ક્. ૧૫ કહે છે કે '**હુવહેચ ઉરૂનો યોઝ દાથ્રેમ**' યાને પોતાના રવાનને ચોખ્ખું કરવું.

વંદીદાદ ફ્. ૫–૨૧ માં કહે છે કે "**યો હુવાંમ અંઘહુવાંમ યઓજદાઇતિ હુમતાઇશ્ચ, હુખ્તાઇશ્ચ હુવર્શતાઇશ્ચ**" યાને એક ધણી પોતાના અંતઃકરણને સારા વિચાર, સારા વચન અને સારા કામથી સાફ કરે છે.

રવાન યાને આત્માના સુધારા વગર માણસ મિથ્યા અભીમાન, આપ બડાઇ, સ્વાર્થીપણું, અદેખાઇ, ક્રોધ, લોભ, મોહ, બદનજર અને બુરી વાસના વગેરે દુર્ગુણોને તાબે થાય છે. રવાનનો સુધારો ધર્મ અને નીતિથી થાય છે. રવાનની અશોઇ જાળવવા માટે વહેવારોપ્યોગી કાયદાઓ નીચલા છે ૧) દાદાર અહુરમજદને યાદ કરવો ૨) ગ્નાન મેળવતા રહેવું. ૩) નીતીમાન સદ્દગુણો અખત્યાર કરવા અને ત્હેઓને ખીલવવા. જરથોસ્તી તરીકો જે ત્રણ બોલો હુમત હૂખ્ત અને હુવર્સ્તમાં સમાયલો છે. એ સર્વની બારીક વીગતો દરેક જણે બને તેટલી જાણીને તે પ્રમાણે અમલ કરવો, એ રવાનના સુધારા માટે જરૂરનું છે. જરથોસ્તી ધર્મનો એક કાનુન ટુંકમાં પહેલવી જુબાનમાં જણાવેલો છે તેને "દારપનીએ તન વ બુજપની એ રવાન" યાને તનની જાલવણી સાથે આત્માની મુક્તિ કરી કહે છે. એ કાનુન ફરમાવે છે કે દરેક જણે તનને નુકસાન થવાથી આત્માનું ભલું થાએ અથવા આત્માને નુકસાન થવાથી તનને ભલું થાએ તેવી રીતે જીંદગી ગુજારવી નહીં, પણ બંનેનું ભલું થાએ તેવી રીતે ગુજારવી. જરથોસ્તી ધર્મ નીતિના અનેક ફરમાનો અને કાયદાઓમાં એવું ધોરણ જાલવી રાખેલો જોવામાં આવે છે. બીજો એક સદ્દગુણ રવાનના સુધારા માટે રાસ્તી અને ખરાપણું છે. રાસ્તી ફકત સાચું બોલવાનીજ નહીં પણ ખરૂંજ વીચારવું અને ખરીજ રીતે કામ કરવામાં સમાયલું છે. રવાનની અશોઇ માટે સીદ્ધા, શુદ્ધ, સારા, સ્વચ્છ, સદ્દગુણી માર્ગ ઉપર ચાલવું. યાને કે મને તેમજ અંતઃકર-

ઉથી ચહડતા થવું. અને હમેશાં અશોઇમાં આગળ વધવાની કોશેષ જારી રાખવી. એક વેળા એક શખ્સને માટે કહે છે કે પેગમ્બરે તેને કહ્યું કે જો તું મારી દોસ્તી અને દીલાસો મેલવવા માંગતો હોય તો તારે પહેલી જે ચીજ શીખવી જોઇએ તે ચાલચલણને લગતી પવિત્રાઇ છે. સેંટપોલ નીચે પ્રમાણે કહે છેઃ-Know ye not that ye are the temple of God, that the spirit of God dwellth in you યાને શું તું નથી જાણતો કે તું ખુદાનું મંદીર છે અને ખોદાનો અંશ તારામાં છે. જે ખોદાના મંદીરને અપવિત્ર કરશે તેનો ખોદા નાશ કરશે. રવાનનો સુધારો ધર્મથી તથા નીતિ સુધારવાથી થાય છે. નીતિ ધર્મની એક બાજુ છે. એ ધર્મથી છુટી થઇ શકે નહીં. વળી કાંઇબી બદલો મેળવવાની મતલબ વગર પારકાનું ભલું કરવું એ રવાનનાં સુધારા માટે અગત્યનું છે. ધર્મની કેતાબમાં જણાવ્યું છે કે ફ્રેહ ઉદી યાને બેઅંદાજાપણું યાને અપેઉદી યાને જોઇએ તેથી ઓછું એ બે ગુણો નુકસાનકારક છે, તેથી પતમાન યાને મધ્યમપણું જાળવવું એ રવાનના સુધારા માટે જરૂરનું છે. પોતાની આત્મીક હાલત સુધારવામાં માણસને ઘણીએક અગવડો, હરકતો અને મુશ્કેલી વેઠવી પડે છે તેથી આપણે ડરી જવું નહીં. જેમ જેમ તે આવતી જાએ તેમ તેમ હીમતથી આગળ વધી નીતીમાં આગળ વધવા દઢપણું રાખવું એ રવાનની અશોઇ માટે જરૂરનું છે. વળી જન્મ ચરિત્રો વાંચવા, જીવતા મરદ અને ઓરતોના સારાં કામોની નકલ કરવી, કુટેવ છોડી દેવી, ખોદાની બંદગી કરવી, અને પોતાની કરણીનો વારે ઘડીએ હીસાબ લેવો એ પણ રવાનના સુધારા માટે અવસ્યનું છે.

**સઃ—અવસ્તા જમાનાની ઇરાની બાનુઓના દરજજા વિષે શું જાણો છો તે લખો અને ઇંગ્રેજી કવિના મત આપો.**

Woman ! best partner of our Joys and woes !
Blessing and blest wherever she goes,
Eager to hope, but not less firm to bear,
O born to smooth distress and lighten care,

અવસ્તામાં એક જરથોસ્તી બાનુનો દરજ્જો મરદના જેટલો માન ભરેલો છે. બાનુ માટે અવસ્તા બોલ "ઘેના" છે એ 'જન' યાને જન્મ આપવો ઉપરથી બચ્ચાંનો જન્મ આપનારી માવતર કરી થાય છે. વલી નાઇરી તેમજ નમાનો પથની યાને ઘરની ધણીયાણી અર્થે વપરાએ છે. ફરવરદીન યસ્તમાં ફ. ૧૫૫ માં કહે છે.

વનેન્તાંમ્ વંઘ્રહેન્તાંમ વઓનુપાંમ દએનોસાચામ્ ઇધ અશઓચાંમ અપઓનિનાંમચ અહુમ્ચ દએનાંમ્ચ બઓધસ્સ ઉરવાનેમ્ચ ફ્રવષીમ્ચ યઝમઇદે યોઇ અપાઇ વઓનરે યાને જે જરથોસ્તી અશો મરદો અને અશો સ્ત્રીઓ જેઓએ દીનની તરબ્યત લઇને એ દીનના ફરમાનોને ચાહયાં, હમણાં ચાહે છે અને હવે પછી ચાહશે જેઓએ દીનની અશોઇની જાલવણી માટે જેહમત ખેંચી તેઓના જાનને જીગરને, બુદ્ધીને, રવાનને અને ફરોહરને હમો માન સાથ યાદ કરીએ છીએ. વળી વીસ્પરદના અવસ્તામાં મોતેબર ક્રિયાઓમાં નેક મનશની, નેક ગવશની અને નેક કુનશનીવાલી બાનુઓ જે પોતાના ખાવીંદના મતોને માન આપી ચાલતી હોય તેઓને સામેલ થવાને બોલાવવામાં આવે છે. વલી યજશનેના પહેલા હામાં અહુરમઝદ અને અમશાશપંદો ને ભકતી ભાવથી ખુશાલ કરવાને અશો બાનુઓને ઇજિન કરવામાં આવે છે. રામયસ્તના ૪૦ માં ફકરામાં અવસ્તા જમાનાની બાનુઓ એવું ચહાતી હતી કે 'ઓ રામ ઇજદ આવી ભેટ તું હમુને બક્ષ કે હમો જવાન અને ખુબસુરત કદનો ખાવીંદ મેળવીએ અને જ્યાં સુધી હમો બેઉ જણા સાથે જીવીએ ત્યાં સુધી હમારી સાથે નેકસી-રતથી વરતે, ને હમોને નેક ફરજંદની બક્ષેક્ષ કરે, તે દાનેશમંદ સાલેસ અને છતાથી બોલનારો હોય. શાહ ગુસ્તાસ્પની શાણી હુત-ઓષ માટે કહી શકાએ કે એ નેક બાનુથી જરથોસ્તી દીનની સર્વે ફતેહ થવા પામી હતી. અવસ્તાનો સંપુરણ તરજુમો કરનાર દારમે-સ્તેતેના મત પ્રમાણે અવસ્તામાં ચીતારેલી જરથોસ્તી બાનુના કરતાં વધારે ઉમદા ખવાસની અને વધારે ચહડતા સદ્દગુણોવાળી સ્ત્રી કેઠેબી દુન્યાની તવારીખમાં મલતી નથી. ફરવરદીન યસ્તમાં જાણીતા અમ-

રગ થએલા બાનુઓના નામો નીચલા છે જેવાં કે હવોવી, ફ્રેની થ્રીતી, પોઉરૂચીસ્તી, હુતઓક્ષ, હુમય ઝંઇરિચ, વીસ્પતઉરૂશી, ઉશતવઇતી, તુપનામઇતી, ઉસનેમહની બાનુ ફ્રેની, ગએધાસ્તની બાનુ ફ્રેની, પોઉરૂધાખશતીની બાનુ અસબની, ઉખશયેઇન્તી વગેરે નામો સોનેરી તવારીખની યાદ આપે છે. એજ યસ્તના ૧૪૮, ૧૪૯ અને ૧૫૪ ના ફકરામાં એવી અશો પરહેજગાર ઓરતોના મીનોઈ રૂહાને યાદ કરવામાં આવ્યા છે, જેઓએ માજદયસ્ની દીનનો ફેલાવો કરવામાં પોતાની જીંદગી અરપણ કીધી હતી. અસલી ઇરાંની બાનુઓ ફક્ત ઘરસંસારી ફરજે બજાવવાનેજ સરજાએલી નહી હતી પણ "તે ઉપરાંત, પતી ફેદાગીરી, પાકદામની, અને જરથોસ્તી મીનોઇ જ્ઞાન ફેલાવો કરવામાં અને તે શીક્ષણ પોતાની બહેનપણીઓને આપવામાં પોતાની મુખ્ય ફરજ સમજતી હતી. આપણે ઇચ્છીએ છીએ કે જ્યારે હજારો વરસ આગમજ આવી ઉદ્યોગી, ઉપયોગી, પરોપકારી, અને કીરતીવંત દરજ્જો ભોગવનારી બાનુઓ હતી, તેઓના કીરતીવંત કામોથી વાકેફ થઈ હાલના જમાનાની બાનુઓ પોતાની ફરજો સારી રીતે સમજે અને તે પ્રમાણે ચાલવાની કોશેષ કરે અને નહીં કે એસ્કી પોશાકમાં સજ થવાની કાળજી રાખનારી બાલ બૉબ કરાવી, સોર વગર અને સલુક વગર ઝીનાં કપડાં પહેરી ફરી પોતાની ઇજત આબરૂને ધોકો લગાડે, મોજ મજાહમાં લીન થએલી અને તેમાંજ પોતાની જીંદગીનું સાર્થક સમજે. અસલની ઇરાની બાનુઓ દેશ હીતકારીક કેળવણી લેતી હતી, અને તેઓને છાતીએ ધાવેલાં બાળકો પણ પોતાના દેશની ઉન્નતિ અને ચઢતી કરવામાં ઉપ્યોગી હીસ્સો આપતાં હતા. એક દેશના વિદ્યા અને હુન્નર માટે અને ધર્મના વધારા માટે સ્ત્રી કેળવણી ખાસ અગત્યનું સાધન ગણાય છે. અને ધર્મ અને નીતીમાન ફરજો બજાવવાની લાગણી બરપા થયા વગર પોતાના કુટુંબ કબીલા, કોમ અને દેશ તરફની ફરજો બજા લાવી શકાતી નથી. કદીમ ઇરાનમાં મરદ અને ઓરતે લગન કરવાની મુખ્ય નેમ સંસાર ભોગવવાની અને ફરજંદોને

જન્મ આપી કોમની સંખ્યાની વૃદ્ધી કરવાની નેમ હતી અને તેમાં પણ ધર્મની ઉંચી નેમ સમાતી હતી. યુનાની તવારીખ નવેશો લખી જાય છે કે અસલી જમાનામાં જે માવતરો ઘણા ફરજંદો જન્તી હતી તેણીને રાજ્ય તરફથી પણ મોટું ઈનામ આપવામાં આવતું હતું. પાદશાહ ગુસ્તાસ્પને અશો જરથોસ્તે જે નેક દુવા ગુજારી હતી તેમાં એવું કહ્યું હતું કે "તારે ત્યાં દશ બેટાઓ જન્મ પામે તેમાંના ત્રણ અથોરનાનનો ધંધો કરે, ત્રણ લડાઇમાં સપેહ સાલાહ બને અને ત્રણ ખેડુતનો ધંધો કરે અને એક જામાસ્પના જેવો ફીલસુફ અને હકીમ બને. મનુ કાયદા શાસ્ત્રીના ગ્રંથમાં લખ્યું છે કે 'પરણ્યા વગરનો આદમી અરધો આદમી છે. પેદાયશમાં તે આખો આદમી ગણાય નહીં.' પ્લેટો નામનો યુનાની ફીલસુફ કહે છે કે "પોતાના કુટુંબનો અને નામનો સેલસેલો રસ્તાખેજ સુધી ચાલુ રાખવા માટે દરેક આદમીએ પરણવાની ખોદા તરફની એક મુખ્ય ફરજ છે.

કદીમ ઇરાંની જરથોસ્તી બાનુના સદ્દગુણો નીચલા હતા. તેણીનો મુખ્ય મુદ્રાલેખ સાદાઇ દીનદારી, અને સ્વાર્થ વગરનો પરોપકાર હતો. તેણી ખોદાને ચહાનારી અને માજદયસ્ની દીન ભકત હતી. તે ઉપરાંત દેશ હીતકારીક, પોતાની કોમનું ખાવીંદ અને ફરજંદને મદદગાર અને ખેશીઓને મદદ કરી તેઓનું દુઃખ ઓછું કરનારી બાનુ હતી. હાલની બાનુઓએ તેઓ માફક કોમને શોભા લગાડનારા, દીન ભકત, નમ્રતા, સાલેસાઇ, પતીવરતાપણું, પાક મનશની, કરકસર, ઉદ્યોગ અને પરોપકારી સ્ત્રી થવું એજ તેઓની જીંદગીના સુખનું ઘટતું સાધણ તેઓએ સમજવું.

**સઃ—ધર્મના બે પ્રકાર કયા છે?**

જઃ—ધર્મના બે પ્રકાર છે એક (living) જીવતો અને બીજો (dead) મુવેલો. જે ફરમાનો ઘણા ઉંચ હોય પણ જો તે લોકો પાળતા નહી હોય તે dead (મુવેલો) religion કહેવાએ.

જે ધર્મ ફીલસુફી ઉંચ નહી હોય પણ તેના શીક્ષણો માણસો અમલમાં મુકતા હોય તે living (જીવતો) religion કહેવાએ.

જરથોસ્તી ધર્મનું શીક્ષણ એકજ શબ્દમાં સમાયલું છે અને તે Purity of thoughts words, and deeds યાને વિચાર, વચન અને કામનું સ્વચ્છતાપણું. અંગ્રેજીમાં કહેવત છે કે We live in deeds not years યાને કે તે જીંદગી ખરી લાંબી કહેવાએ કે જે ઉંચ કામો કરવામાં તેમજ બહાદુરીભરેલા જાતીભોગ આપવામાં ગુજારેલી હોય. જો કે તેનો વખત ગમે તેવો ટુંકા હોય તોબી આપણે દરેકે પોતાની છુટી વર્તણુકથી (character) અને એક ટોળાં તરીકેની સામટી વર્તણુંકથી આપણા પાદશાહને તેમજ હમશહેરીઓને દેખાડવું જોઇએ કે આપણો ધર્મ કોઇ એવી શીખામણ આપે છે તેથી આપણે ભલા શેહેરીઓ તરીકે નીવડવાને શક્તિવાન થઇએ. એક ધર્મ, તેના શીક્ષણોમાં ગમે તેવો ભલો હોય પણ જો તે ધર્મ વ્યવહારૂ રીતે ભલાં પરીણામ નીપજાવે નહી તો તે મુવેલો ધર્મ સમજવો. જો જરથોસ્તી ધર્મ ભલા, વફાદાર, પ્રમાણીક–દેશ હીતકારીક, સાહસિક, સખી, ઉદ્યોગી અને બહાદુર જરથોસ્તી પુત્રો પુરાં પાડે નહી તો તે એક living જીવતો ધર્મ નહી કહેવાએ. આપણે જાણીએ છીએ કે આપણી કોમ સખાવતે બહાદુર છે. એ આપણા વડવાઓના પુન અને પ્રતાપ છે" પણ તે કીર્તી જાળવી રાખવા માટે આપણે પોતે પણ જાતી મહેનત કરવી જોઇએ. આપણે આપણા વડીલોની કીર્તિમાં ઉમેરો કરતાં રહેવું જોઇએ.

એક લખનાર કહે છે કે The greatness of a country does not depend upon the extent of the territory but on the character of his people. ઠપકા ભરેલી પાપી જીંદગી ગુજારવા કરતાં એક પ્રમાણીક સાદી જીંદગી ગુજારવી સારી છે. એક લખનાર કહે છે કે Although genius always command admiration character must secure respect. The former is the more product of brain, power and the latter of heart's power and in the long run it is the heart that rules in the life.

**સઃ—નવસારીના એક દસ્તુર પોતાની ફરજ્યાતનામામાં લખી ગયા છે કે "એક પાદશાહ પોતાની દોલતના જોરથી એક ધર્મના કામમાં મોટો ફાલો આપે અને એક મુફલેસ આદમી તેજ કામમાં પોતાથી બનતો ફાલો આપે તો તે ઈનસાફી બાપની નજરમાં તે બંનેનો સવાબ એક સરખો છે."**

આ બાબદ એક દાખલા રૂપે સમજાવો.

જઃ—સદદરેનસરમાં ગાહમ્બાર કરવાની ફરજ શું ગરીબ કે તવંગર દરેક જરથોસ્તીને માથે નાંખવામાં આવી છે. ત્યાં કહે છે કે એકથી ન બને તો બે ત્રણ જણ સાથે મલી ગાહમ્બાર ઇજાવવો કારણકે તેમ કરવું એ મોટું સવાબ છે. ગાહમ્બારનું આફ્રીન ગાન જે એક હમદીનને "જેવી શકતી તેવી ભકતી" કરવાનો પાઠ શીખવે છે ત્યાં કરજ કરીને ફરજ ઉતારવા કોઇને પણ દબાણ કરતું નથી. અહુરમજદની સ્તુતી કરવી અને ક્રિયામાં ઇજાયલી મ્યજદની ચાશની કરવી, તેમ નહી કરનારની બંદગી દાદારની દરબારમાં નાકબુલ છે.

એક વેલા ઇરાન દેશમાં નોશેરવાન પાદશાહે ગાહમ્બાર કીધો, બધાંઓને ઇજન કીધું. સર્વ અમીર ઉમરાવો, દસ્તુરો, દાવરો ગરીબ ગુરબા સઘલી રૈયત હાજર થઇ. નોશેરવાને જર ખરચવામાં જરાબી કચાસ નહી કીધી. બધા દસ્તુરોને આશોદાદ આપી, જર જવાહેર અને ઉંચા પોશાકો આપ્યા. આ રીતે ધારેલું કામ પાર પડયું તેથી નોશીરવાને ખોદાના શુકરાના કીધા અને મનથી વીચાર્યું કે એવો ગાહમ્બાર બીજા કોઇએ કીધો હશે નહીં, અને એટલું સવાબ પણ મળ્યું હશે નહીં. પછી તે રાતે તેને સ્વપ્નો આવ્યો. એક પાક મરદે આવી કહ્યું કે, ઓ પાદશાહ ! એટલો બધો મગરૂર ના થા. ત્હારા શહેરમાં મરજબાની કારસાની અશોમરદ રહે છે તેને ગાહમ્બાર ઇજયો છે અને તેનો સવાબ તારા કરતાં ઘણો મોટો છે. તે પાદશાહ આબથી બીદાર થયો, બધી હકીકત વજીર અને દાનાવ મરદોને કહી અને પેલા મરજબાનની શોધ કરવા હુકમ કીધો. આખરે તેઓ

મરજબાનને લઇ પાદશાહ નોશેરવાન હજુર આવ્યા. નોશેરવાને પુછયું કે તેં ગાહમ્બાર કીધો તેનું પુણ્ય વધારે હતું તેથી તે કેમ કીધો તે મને જણાવ. તેણે કહ્યું કે મેં મારી પાસ બીલકુલ પૈસા નહીં હતા તેથી ઘરના બે બારણામાંથી એક બારણું કાઢી બજારમાં વેચ્યુ ને તેના પૈસામાંથી ગાહમ્બાર કીધો. નોશેરવાને કહ્યું કે મરજબાન જેવા ગરીબ માણુસના ગાહમ્બારનો મરતબો મોટો કેમ ? ત્યારે એક મોબેદે કહ્યું કે તેણે પોતાની દોલત જે માત્ર બે દરવાજા તેમાંથી અરધી દોલત ધર્મને માર્ગે ખરચી જ્યારે આપ હજરતે જે ખરચ્યું તે જહાનપનાહના અખુટ ખજાનમાંથી એક હજાર દેરમે એક દેરમ બરાબર હશે, તેથી તેનો પુન્ય વધારે કહેવાએ. ત્યારે પાદશાહે કહ્યું કે તું તારા ગાહમ્બારનો સવાબ મને વેચી શકશે. જો તેમ કરે તો હું તને આખો દેશ બક્ષેસ કરૂં. મરજબાને કહ્યું કે તમો મને તમામ ખલકતની પાદશાહી આપો તો પણ હું કેમ સવાબ વેચું ? અને શા માટે વેચું ? પાદશાહીને મારે શું કરવી છે ? હું બીજો સવાબ કરવાની ઇચ્છા રાખું છું કારણ કે મોતનો ભરોસો નથી. (જુઓ રવાયતે દસ્તુર દારાબ હોરમઝદીયાર). આ ઉપરથી પાદશાહ દલગીર થયો, તો પણ તેને જર જવાહીરની નવાજેશ કરી તેના મુલક તરફ રવાના કીધો, માટે અએ હમદીનો તમો પૈસાની તંગીને લીધે નારાજ થઇ ધર્મ તરફનું એકીન છોડી કંઇ મનમાં એવો વિચાર ના રાખતાં કે આપણે ગરીબ માણુસ કેવી રીતે ધર્મ ફરજ બજાવી શકીએ. અત્યાર સુધી એવું વિચારનારાઓને સમજાવવાને ઉપલો દાખલો પુરતો છે.

**સઃ—એનેજ લગતી બીજી એક વાત આપો.**

જઃ—લોભ કરવાના કેટલા ગેરફાયદા છે. તે વિષે બીજી એક વાત છે. એક દરવીશ રોજ ઘરેઘરથી ભીખ માંગી રોટીના ટુકડા મેલવતો હતો. એક દીવસ એમ રોટીના ટુકડા સોધવા જ્યારે તે જતો હતો ત્યારે તેને હાજતે જવાની તલબ થઇ તે જંગલમાં ગયો. ત્યાં તેને જમીન તળેથી ખજાનો હાથ લાગો. તેને તે લીધો અને તેથી સુખ ભોગવવાની આશામાં ખુશી થયો. પણ તેને વિચાર આવ્યો

કે આજે બે ઘરે ભીખ માંગવાનું રહી ગયું છે. તેથી તે જે ખજાનો મળેલો હતો તે છોડી પોતાનો ફેરો પુરો કરવા રોટીના બે ટુકડા લેવા ગયો અને વિચાર્યું કે પછીથી હું આ ખજાનો લઇ જઇશ. પણ પાછો ફરતી વેલા જોએ છે તો કોઈ બીજો ત્યાં આવી અને તે છુપો ખજાનો જોઇ તે લઇ ગયો. તેથી તે પોતાની મુર્ખાઇ અને લોભ ઉપર પસ્તાવો કરવા લાગો કે આટલો ખજાનો મળ્યો તે છતાં બે ટુકડાને ખાતર તે પાછો ગયો. આ લખી આ વાર્તાનો લખનાર નીતિસાર કાઢે છે કે તે ખજાનો તે ધર્મ હતો અને રોટીના ટુકડા તે આ દુન્યાની ચીજો હતી. આ ક્ષણભંગુર ચીજો પાછળ આપણે દોડવું ન જોઇએ અને ધર્મના ખજાનાને છોડી દેવો ન જોઇએ.[1]

**સઃ—સાદાઇ વિષે તમારા વિચારો જણાવો.**

જઃ—સાદાઇ એક મોટામાં મોટો સદ્‌ગુણ છે. આપણામાં કેટલાકો એમ વિચારે છે કે સાદાઇ શરમ ઉપજાવે છે. વાસ્તવીક રીતે સાદાઇમાં રહેવું, સાદાઇમાં ખાવું પીવું, પહેરવું, ઓઢવું વગેરે સંપુરણ સાદાઈમાં દુન્યાના સકળ કામમાં જીવવું એ મનુષ્યનો ધર્મ છે. સાદાઇ માન દરજ્જો અપાવે છે, અને દોલતને દીપાવે છે. સાદાઇ ગરીબાઇમાં આપણો સાથી છે. સાદી જીંદગી ગુજારનાર આદમી કદી પોતાને નીચું લગાડી શકતો નથી. કુદરતમાં પણ સાદાઇ જોવામાં આવે છે. સાદાઈ અને નીયમીતપણાના બળથી કુદરતે હજારો વરસ થયાં સૃષ્ટિને તકાવી રાખી છે, તેજ માફક સાદાઈ અને નીયમીતપણાંનો ગુણ આપણી જીંદગીને તેની છેલ્લી ઘડી સુધી ટેકવી રાખશેજ. આજના જમાનામાં સાદાઈમાં ફરવા હરવા માટે કેટલાક ઉછલતા મગજના લોકો શરમ ગણે છે. અને તેમ કરી ગજવા ઉપરાંત ખરચ કરવાથી અને સાદાઇની હદ ઓલંગી જવાથી પોતાની પાયમાલી કરાવે છે. આપણા મહાન પેગમ્બરો મોટા મોટા વિદ્વાનો, પ્રધાનો, કવીઓ, લેખકો અને અનેક લોકો જેઓને જવાહીર માફક આપણે માન સાથ યાદ કરીએ છીએ, જેઓ સઘળાનું જન્મ-

---

૧. જુઓ દારાબ હોરમજદીયારની રેવાયત.

વૃત્તાંત જોશો તો માલમ પડશે કે તેઓ ખાવામાં સાદા, પહેરવામાં સાદા, ફરવામાં સાદા, અને સાદાઇ સીવાએ બીજું કશું તેઓમાં જોવામાં આવતું નહોતું. સાદાઇનો ગુણ આપણી વર્તણુકનું બંધારણ યોજવામાં અતી ઉપયોગી છે. સાદાઈ સરખી અમુલ્ય ચીજ બીજી જવલેજ મળશે. એક પળ પણ ખોટી થયા વગર આ ઉત્તમ ગુણ સંપાદન કરવામાં તમારૂં મન દોરવો.

સાદાઇમાં સચ્ચાઇ રહેતી,
સાદાઇ પર હર !રાખો પ્રીત.
સાદાઇમાં મળે મોટો જય,
દુઃખ આફતનો નહી રહે ભય.
ઉત્તમ ગુણ ને ઉત્તમ કામ,
સાદાઇમાં મલશે વિન દામ.

સાદાઇ કુદરતનો ગુણ છે **Nature itself is simplicity** તો આપણી ફરજ છે કે આપણે પણ સાદી જીંદગી ગુજારવી. જ્યારે કોઇ માણસ પોતે પોતાની વખાણ કરે છે અથવા પોતા માટે ઘણું ઉંચ બોલે છે અને જ્યારે પોતાની વખાણમાં પોતે ઘણો ઉંચ છે એવું દેખાડવા માંગે છે ત્યારે બીજાઓ તેને હસી કાઢે છે, અને લોકોની હસીમાં તે આવે છે. આપણે પોતે પોતા માટે નમનતાઇથી જાણીતા થવું એટલુંજ નહી પણ તેવા નિરંહકાર થવું જોઇએ; અને જ્યારે બીજાઓ આપણી વખાણ કરે ત્યારે તે વખાણ અને ધન્યવાદ વિનયથી અને નમ્રતાથી લેવો જોઇએ. સારા ગુણો લાજ મર્યાદાથી અને વિનયથી ઘણા દીપી નીકળે છે જ્યારે ·ઘણા ઉંચ ગુણો જો તે મગરૂરીથી દેખાડવામાં આવશે તો તે ધીક્કારવા જોગ થઇ પડશે, અને જો આપણે જ્ઞાન, મોભો અને દરજ્જો કે જે ખરી રીતે આપણે નથી ધરાવતા તે ધરાવતા હોઇએ એવો દોલ ઘાલીશું તો આપણે વધારે હસીમાં આવીશું. એવી ડંફાસ જણાયા વિના રહેશે નહીં .પછી તેવા વેષધારીને સર્વ કોઇ ધીક્કારયા વિના રહેશે નહીં. જુવાન પુરૂષોને પોતા માટે હમેશાં ઘણો મોટો વિચાર હોય

છે. જો આપણે આજુ બાજુનાઓ કરતાં વધારે સારૂ ગ્નાન મેળવ્યું હોય તો તે માટે આપણે પતરાજખોર અને ગર્વિષ્ટ થવું ન જોઇએ પણ તે ઉંચ ગ્નાન લોકોના ફાયદાને માટે વાપરવાની વધુ કોશેશ કરવી જોઇએ. શેખશાદી કહે છે કે ડાહ્યા માણસો નમ્રતા અમલમાં મુકે છે. મેવાથી ભરેલી ડાળી પોતાનું માથું હમેશાં જમીન તરફ નીચું રાખે છે. ન્યુતન જેવો ઇંગ્લંડનો મોટો ફીલસુફ પોતાને એક બચ્ચાં સાથ સરખાવે છે કે જે કીનારા ઉપરથી કેટલાંક કોચલાં એકઠાં કરે છે, જ્યારે તેની નજદીક તો એક ગ્નાનનો મોટો માહા સાગર પડેલો છે. સોકરેટીસ જેવો મોટો યુનાની ફીલસુફ કહેતો હતો કે તેના બધા અભ્યાસે તેને એક ચીજ શીખવી હતી. અને તે એ કે તે કશું જાણતો હતો નહીં. નમ્રતા જાળવી માણસે વિચારવાનું કે આ પહોળી પૃથ્વી ઉપર તે જોકે ખોદાની એક શ્રેષ્ટ પેદાયશનો ભાગ છે તો પણ તે કેવો નાકેસ, કેવો બિસાત વગરનો છે. Words-worth says.

Know that pride
Howe'er disguised in its own majesty
Is bitteness; that he who feels contempt
For any living thing hath faculties
Which he had never used, that thought with him.
Is in its infancy......

માહાભારતમાં ત્રણ નીચલા સુંદર બોલો છે "Let another man praise thee, and not thine own mouth; a stranger, and not thine own lips."

By self applause a fool in vain,
From others' glory seeks to gain,

મીનોખેરદમાં કહે છે કે આ દુન્યામાં જે ન્યામત ( તું ભોગવતો હોય ) તેને માટે મગરૂર થતો ના. કારણકે આ દુન્યાની ભલાઇ વરસાદના દિવસમાં પસાર થતો વાદળાંની મીસાલે છે, જે કોઇપણ પહાડ ઉપર ઠરીઠામ રહેતું નથી (યાને આવી ન્યામત એક

વાંઠળાની મીસાલે ગુમ થઇ જાય છે). દીનકરદ વૉ.-૧૧ માં કહે છે કે દરએક મોહટાઇનું મુળ નમ્રતા અને દાદાર તરફનો ભકિતભાવ છે. વલી વૉ. ૧૨ માં કહે છે કે ગરૂરીમાંથી ખુદાની પીછાણ ઉત્પન્ન થતી નથી અને ખુદાની પીછાન વગર આસ્થા ઉત્પન્ન થતી નથી.

## આતશ વિષે.

પવિત્ર આતશને ખોદાતાલાની એક નીશાન તરીકે ઇજશનેમાં જણાવ્યો છે, તેના કારણ દરશાવતાં જણાય છે કે આતશ મીનોઇ જહાનની યાદ આપે છે. ખાક, બાદ, આબ અને આતશ એવા ચાર મુળતત્વોમાં આતશ આ ગેતીની દુન્યાની પેદાયશમાં સઉથી શ્રેષ્ટ પેદાયશ જેવો ગણાય છે, યાને કે તે પાક અહુરમજદ જે મીનોઆંન મીનો છે તેની યાદ આપે છે. વળી આતશ ગરમી આપે છે, જે જીંદગીમાં જરૂરની છે. અને તેથી તે અહુરમજદ જે જીંદગી બક્ષનાર તેની નીશાન થઇ પડે છે. આતશ રોશણી આપે છે, જેનાથી સઘળું સમજી શકાય છે. આતશનો સ્વભાવ સદા ઉંચે ચઢવાનો છે. એટલે તે અહુરમજદની યાદ આપે છે. આતશ દરેક ચીજને પાક કરે છે. એટલે તે અહુરમજદ જે પવીત્રાઇનો સાહેબ છે તેની યાદ આપે છે. માણસની ભક્તિનો પ્રવાહ આતશ મારફતે મીનોઇ શક્તિઓને પહોંચે છે. અને તેજ આતશ મારફતે તેઓના આશીરવાદ ગેતીમાં ઉતરી આવે છે. આતશબેરામ જેવા નુરી કેબલાઓમાં મોટી ક્રિયાઓ વડે સઘળી મીનોઇ શક્તીઓનું બલ આમેજ કરવામાં આવે છે, અને તેઓની રૂડી અસર ઘણી જોરાવર હોય છે. તેઓના ખોરેહથી આસપાસ સુખ શાંતી ફેલાય છે. તેથી ભણુતરમાં "ગોરજે ખોરહે અવજાયાદ' એવી દુવા માંગવામાં આવે છે. ફરોહર ફકત ઇનસાનબાજ જાનની રક્ષણ શકતી નથી પણ તે કુલ આલમ સાથ તાલુકો ધરાવનારી શકિત છે. જેમ બહારના આતશને સુખડ, લોબાન, અગર અરપણ થાય છે, તેમજ અંદરના આતશને પવીત્રાઈ, પરમાર્થ અને ભકતીની માચી ચઢાવવી જોઇએ. સ્વાર્થ છોડી પરમાર્થ અખત્યાર કરવા આ અરપણતા શીખાડવામાં આવે છે. અંદરનો

આતશ દયા, સખાવત, ભલાઇ અને નેકી તરફ દોરવે છે. જેમ બહારના આતશને ભીનાશવાલી કાથી ચઢાવવી ન જોઇએ તેમ અંદરના આતશને પણ જે કાંઇ અરપણ કરીએ તેમાં સ્વાર્થવાલો ભીનાશ રહેવો ન જોઇએ.

આતશ વિષેના બુલંદ વિચારો જે ભાઇ જમશેદજી સરોફના My religion વાલી પોતાની ચોપડીમા આપ્યા છે, તેઓમાંના થોડાક અત્રે રજુ કરવાનું દરૂસ્ત ધારૂં છું. ફક્ત બહારનો આતશજ નહી પણ એના જુદા જુદા દેખાવો તે પરવરદેગાર તરફ આપણને ખેંચે છે. એની હમેશ ઉંચે જતી વળણ જે આપણને રોશનીની પાંખ ઉપર, ઉપર અને ઉપર ઉંચકે છે. ૨) તેનો ગોળ ઉપર જતો ધુમાડો, ૩) તેની ચીનગારીઓ, ૪) તેની રોશણી, ૫) તેની એકઠા જોડાવાની વલણ, ૬) તેના અનંત વાંક (curves) ૭) તેના કીરણોની લાલ રોશણી, ૮) તેના જુદા જુદા રંગો ૯) તેનું બલતું અને બળેલું લાકડું, તેનો અવાજ, તેની રાખ, તેનું બદલાવું, તેની પવિત્રાઇ, તેની ગરમી, તેની સુંદરતા, તેની નમ્રતા વગેરે. આતશ એ ગરમીનું રૂપ છે. આતશથી અનેક કારખાનાઓ ચાલે છે, સ્ટીમરો, આગબોટો, કારખાનાઓ, આતશના બળથી ચાલે છે, આતશ એ હોરમજદની એક નીશાન છે તેનો ચલકાટ અને પવીત્રાઇ આખી દુન્યામાં જે ચલકાટ અને પવીત્રાઇ ફેલાયલી છે તેનો ખ્યાલ આપે છે. દાદાર અહુરમજદ એ હમેશની રોશની છે. તેથી જો એક જરથોસ્તી એક આતશ બેરામના હમેશના બલતા આતશ તરફ યા સુર્ય તરફ, યા ઘરના આતશ તરફ મોં કરે તો તેનો અર્થ એમ નહી સમજવો કે તે આતશની સેતાયશ કરે છે. તે એવું દેખાડે છે કે તે સેતાયશ કરનાર તે આતશથી સારી રીતે દાદાર અહુરમજદની ઉદારતા અને ઉંચાપણું (Sublimity) સમજે છે જે સાહેબની તે બંદગી કરે છે. આતશની બાદશાહ તરીકે તખ્ત નશીનીમાં કેટલાક વિચારો જોડાયલા છે. જેમ પાદશાહને અર્પણ કરવામાં તાજની જરૂર છે, તેમ આતશ બેરામ પાદશાહને સુખડ માંચીની જરૂર છે. દાદગાહમાં

પરથેલો આતશ ગાલી ગાલીને નવ વખત પાક કીધેલો, મોટા બધા આતશોમાંનો અરક છે તે પવીત્રમાં પવીત્ર છે એવો આતશ તેની સેતાયશ કરનારને ભાન આપે છે કે તેને પણ આવતી દુન્યામાં પોતાની લાયક જગા પામવા માટે પોતાના કામોને પવીત્રાઇની ચારણીથી ગાલીને સ્વચ્છ કરવા. વળી પરવરદેગારનું ખરૂં આતશ કદેહ તો આપણું અંતકરણ છે. આપણે આપણો ભીતરનો આતશ રોશન રાખવો જોઇએ, તેને ચપલ રાખવો જોઇએ.



# આનંદી સ્વભાવ અને સંતોષ વિષે.

ઉશતદ ગાથા હા. ૪૩–૧૪ માં કહે છે કે અએ અહુરમજદ! જે પ્રમાણે એક ડાહ્યો અને તવંગર શખ્સ પોતાના દોસ્તને (શારીરિક ખુશાલી) આપે, તે પ્રમાણે તું મને (માનસિક) ખુશાલી આપ. હોમ યસ્ત હા. ૧૦–૧૩ માં કહે છે કે હોમને નેમાજ, કે જે (સંતોષ પસંદ કરવાથી) એક દરવીશના મનને એક તવંગરના મનના જેટલુંજ મોટું બનાવે છે, તથા તે એક દરવીશના મનને એવું મોટું બનાવે છે કે જેથી તે વિદ્યાનો પ્રકાશ મેળવે છે.

મીનો ખેરદ બાબ ૨૫–૪ માં કહે છે કે તવંગરોમાં તે શખ્સ ભીખારી જેવો છે કે જેબી કાંઇ તેને મળી આવ્યું હોય તે ઉપર સંતોષ પકડતો નથી, પણ કોઇ ચીજ વધારે મેલવવાને તે હમેશાં ચિંતામાં રહે છે. દુરવેશોમાં તે શખ્સ તવંગર ગણાય છે કે જે તેના ભાગ્યમાં જે હોય તેના ઉપર સંતોષ પકડે છે, પણ કોઈ ચીજ વધારે મેલવવાને માટે તે અંદેશો કરતો નથી.[1]

વળી એજ ચોપડીના બાબ ૪૩–૭ માં કહે છે સંતોષનું રૂહ એક બખ્તર તેમજ એક પહેલવાનની બહાદુરી મીસાલ છે. આદર-

---

૧. જુઓ એરવદ બહમનજી ધાભરના "જરથોસ્ત ધર્મમાંથી ચુંટી કહાડેલા ફકરાઓ.

બાદ મારેસ્પંદના પંદનામામાં કહે છે કે ખુદાની સેતાયશ કરો અને તમારૂં દિલ ખુશાલી ભરેલું રાખો કે જેથી આ તમારી નેકીને માટે તમે ખુદાથી વૃદ્ધિ પામશો. દીનકરદ વૉ. ૧૩–૮ માં કહે છે કે એક દસ્તુરે કહ્યું હતું કે જેવી રીતે પસ્તાવાથી રવાન દરેક ગુનાહથી પવિત્ર બને છે, તેવીજ રીતે ઘણે દરજ્જે સંતોષીપણું આત્માની આગલથી જુલમના દુર્ગુણને દુર રાખે છે.

ખરાને ધાસ્તી નથી અને ખોટાને જશ નથી. જો તમને શાંતી અને સુખ જોઇતું હોય તો ચોખો વહેવાર રાખો અને જે મળે તેટલાં ઉપર સંતોષ પકડો. આ કેવો સોનેરી નીયમ છે. અવસ્તામાં કહે છે કે **તુષ્ના મઇતીશ વહિશતા** યાને સંતોષી મન સઉથી સરસ ચીજ છે. શેકશપીયર નામનો નાટકકાર કહે છે કે મારૂં તાજ મારા માથા ઉપર નથી પણ અંતકરણમાં છે, તે દેખાતું નથી અને તે સંતોષ છે. તે કહે છે કે,

My crown is in my heart not on my head
Not decked with diamonds and Indian stones
Nor to be seen-my crown is called content
A crown it is, that seldom kings enjoy

યાને સંતોષ મારૂં તાજ મારા માથા ઉપર નહીં પણ મારા અંતઃકરણમાંજ છે, જે હીરા અને જવેરાતથી મોઘું નથી અને અનદીઠ છે. એ તાજ ખુદ રાજા પણ કદાચજ મેલવી શકે છે. Elizabeth નામની રાણી પાસે ત્રણ હજાર પોશાકો જાત જાતના હતા તોબી તેણી સંતોષી ન હતી. એક લખનાર કહે છે કે The Noblest mind the best Contentment has. બીજો લખનાર કહે છે કે self control is the best control. He who controls himself is the greatest conqueror એક લખનાર કહે છે કે.

It is better to be lonely born
And ranged with humble liver with content
Than to be parked up in glitering grief and
Wear a golden sorrow

યાને સોનેરી શોખ, રૂપેરી ગમગીની, ચકચકાત માન અને ગુમાનીમાં રહેવા કરતાં ઝુપડાંની અંદર જન્મવું અને સંતોષી રહેવું એ હજાર દરજ્જે બેહતર છે. પહેલું સુખ તે તનદરોસ્તીમાં છે. મોટે ભાગે માણુસની ઉમર ટુંકી થાય છે તેનું મુળ કારણ જોશો તો ચીંતા ફીકર, ધાસ્તી, આવતી કાલની બજારની રૂખ વગેરે. જેમ દોલત વધે તેમ ચીંતા વધે છે.

યુરોપના રાજાઓએ કહ્યું છે તે વાજબી છ કે મોટામાં મોટા સુખનો સઉથી નાનામાં નાનો ભાગ અને મોટામાં મોટા દુઃખનો સઉથી મોટામાં મોટો ભાગ એક રાજાને શલે આવે છે. પૈસો મેળવતાં એ દુઃખ, સાચવતાં એ દુઃખ અને ખોહતાં એ દુઃખ, તે છતાં માણુસો ખોદાને પુજવાને બદલે પૈસાને પુજે છે. જીંદગીનો મહોટો ભાગ તકલીદી સુખો પાછળ બરબાદ કરવાને બદલે મીનોઈ ખજાનો, નેકી નીતિ, પરમાર્થ, દયા અશોઈ તમુને ખરૂં બહેસ્તત આપશે તે ખાતરીથી માનજો.

ચિંતા વિષે એક લખનાર લખે છે કેઃ—

ચિન્તા અએસી દાકણી,
કાત કલેજા ખાએ.
વૈદ બિચારા કયા કરે,
કહાં તક દવા લગાય.

પૈસામાં સુખ નથી. સુખ આત્મામાં છે, મનમાં છે, સુખની માતા સંતોષ છે, સંતોષનું બાલક સુખ છે. પૈસો જેહમતથી મેલવાય છે, ચીન્તાથી સચવાએ છે, બલાપા સાથે ખોવાય છે. સુખ દુન્યાની ચલકતી ચાઇ ચાત્નમાં નથી. મનને જે મનાયું તે સુખ અને મનને જે મનાયું તે દુઃખ. જેઓ મગજનું સમતોલપણું રાખે તેઓજ સદા આનંદી અને ખુશાલ છે અને આએ જીંદગીનો ફેરો સફળ કરે છે. ગરીબ માણુસ અમલદાર થવાની આતુરતા રાખે છે પણ અમલદાર માણુસોની ગુંચવણ, ત્હેની જેહમત તથા મુશકેલીનો ત્હેને વિચાર આવતો નથી. સાદાઈ કુદરતનો ગુણ છે Nature itself

**is simplicity** તેથી આપણી ફરજ છે કે આપણે પણ સાદી જીંદગી ગુજારવી. ખરેખર માનવીનું મન પોતાની આસપાસ બહેશત યા દોજખ ઉભું કરી શકે છે. તમારી જીંદગીના સંજોગોને દુઃખથી ભરપુર માની લો અને તે તમારૂં દોજખ થઇ પડશે. ખોદાએ ત્હમોને ન્યામતો, થોડી ન્યામતો પણ આપી હોય અને તેમાં તમે સુખ અથવા સંતોષ જોઈ શકો તો ત્હમારા મનથી ત્હમારી નાની જીંદગી એક સુંદરમાં સુંદર બહેશત મીશાલ છે. કવિ મીલતન પોતાની **Paradise Lost** માં ખરૂં કહે છે કેઃ—

The mind is its own place and in itself
Can make a heaven of hell, a hell of heaven

ડૉ. જોનસન દુઃખમાં દીવસ કાઢતો તે કહેતો હતો કેઃ—

**A man's being in a good or bad humour very much depends upon his will.**

આ સંસારમાં માણસની મોટી નેમ બનતાં તુલક સુખ પ્રાપ્ત કરવાની છે. જુદાજુદા માણસો જુદાજુદા પ્રકારનું સુખ માને છે, કોઇ પૈસા મેળવવામાં, તો કોઇ મનની શાંતીમાં, તો કોઈ બાયડી છોકરાંમાં તો કોઇ ભલાં કામો કરવામાં તો કોઇ ખોદાની બંદગી કરવામાં વગેરે. ખરૂં સુખ સંતોષમાં સમાયલું છે. સંતોષ એટલે શું ? સંતોષ એટલે એમ કે લોભ ન રાખતાં જે મળે તે પર સુકરાનાં કરવા અને તે પર રાજી રહેવું. સંતોષ ખોટો તેમજ ખરો પણ હોય છે. સંતોષી થવાના ખોટા ખ્યાલથી ઉપાય અને કોશેષથી જે જે ખરાબી અને અગવડો દુર કરી શકાય તે વીષે કોશેષ નહીં કરવી અને તેઓને ખમ્યા કરવાં અથવા હલાલ ઉદ્યોગથી જે કાંઇ હાંસેલ કરી શકાય તે મેળવવાની મહેનત નહી કરવી, અને આપણથી બને તેમ આપણી હાલત સુધારવાનો યત્ન નહી કરવો એ ખોટો સંતોષ છે. ખરો સંતોષ એ છે કે જે દુઃખો આગળ આપણે નીર ઉપાય હોઇએ, જે તંગીઓ અથવા દુઃખો દુર કરવાને આપણે અશક્ત હોઇએ તેઓ વિષે ઘડી ઘડીએ બળાપો નહી કરવો, અને

ખોદાતાલાએ જે બીજી અગણીત અમુલ્ય બક્ષેશો આપણી ઉપર કીધી છે, તેનો વિચાર કરીને તેના શુકરગુજાર થવું. એ પ્રમાણે જેઓ ખરો સંતોષ કેમ રાખવો તે જાણે છે, તેઓ ખોદાના શુકર-ગુજાર કરે છે, અને તેઓજ સંતોષી રહે છે, અને તેથી તેઓ બળાપો પોતાના મનમાંથી કાઢી નાંખે છે, પણ માણસનો સ્વભાવજ છે કે તેને એકની એક સ્થીતીમાં રહેવા ગમતું નથી. તેને કાંઇ નવું નવું જોવાનો અને પોતાનામાં કાંઇ વધારો કરવાનો લોભ હોય છે, તે હમેશ નવાં અને વધારે સુખની આશા રાખે છે, તો તેનામાં વિવેક સંતોષ તે કયાંથી રહે ? જો યુરોપ અને અમેરિકાના લોકો સંતોષી રહ્યા હોત તો આજે એરોપ્લેન, ટેલીફોન, વાયરલેસ ટેલીગ્રાફી વગેરેની શોધો કયાંથી થઇ હોતે અને તેઓ આજે એટલા બધા ઉદ્યોગી, ઉદ્યમી, ઉત્સાહવાળા, ફત્તેહમંદ, આબાદી ભરેલા અને સુખી છે તે કયાંથી થતે ? આપણા લોકો કેટલીક ચીજો ન મળ્યાને લીધે સંતોષી છે તેથી તેઓ પેલાઓ કરતાં વધારે સુખી છે, એમ કહેવાઇ શકાય નહી. અંગ્રેજી રાજ થવા પછી આપણે નવું નવું અનુભવવા માંડયું છે. નવું જાણવાની હોંશથી અને નવું નવું શીખવાથી અને નવી નવી આશાથી આપણે નવી રીતનું સુખ ભોગવીએ છીએ. હવે ત્યારે કયું સરસ ? ઉત્સાહ અને આશાનું નવું સુખ સારૂં કે પેલું હમેશનું dull અને જરા જરામાં સંતોષ માની લેવાનું સુખ સારૂં. આટલું તો ખરૂં છે, અને તે કોઇપણ ના પાડશે નહીં કે એ ઉત્સાહ અને આશાના નવાં સુખથી આપણે વધારે ચપળ ને ઉદ્યોગી થઇએ છીએ, અને તેથી સારાં પરીણામો અને વધારે આબાદી મેળવ્યે છીએ. ઉભરા અને પ્રકાશ સૌ કોઇને ગમે પણ અંધારૂં અને કાળી રાત કાળાં કામ કરનારનેજ ગમે. જેમ સંતોષીને થોડું દુઃખ થાય છે. કારણકે તેનામાં ખમવાની શક્તિ હોય છે અને તે કેળવાયલો હોય છે, તેમ અસંતોષીને "નામ તો કાઢયું," "મોજ તો ચાખી," એવા એવા વીચારોથી તે દુઃખ ઓછું લાગે છે. એક અતી દુઃખી માણુસ કપાળે હાથ દઇ બેસી રહે છે, અને એક બીજો

દુઃખી માણુસ જે સંતોષ પકડે છે તેને દરેક ચીજ સહેલ થાય છે. all things come to those that wait એવા ખ્યાલથી તે પાછો જીંદગીની જુસરીમાં પડે છે, ને પોતાનાં દુઃખો વીસરાવે છે, તેથી તે પહેલાં હતાં તેના કરતાં પાછો વધારે સુખી થાય છે. આપણે આપણા સ્વભાવ, ( natural disposition ) જ્ઞાન, (knowledge) વીવેક, (discretion) અને તક (opportunities) પ્રમાણે દુન્યામાં કામો કરીએ છીએ. આપણી હાલત (condition) આપણા કામોપર આધાર રાખે છે. તેમજ પાછા હાલત પ્રમાણેજ આપણે કામો કરીએ છીએ. એ પ્રમાણે આપણી હાલત તેમજ કામમાં અવારનવાર ફેરફારો થાય છે. આપણે ચપળતામાં રહેવું જોઇએ, અને કામકાજમાંજ ખરી ચપળતાઇ આવે છે. આપણે દરેક જણે આપણા સ્વભાવને લાયકના કામોમાં મશગુલ રહેવું અને સુસ્ત થઈ હાથ જોડી બેસી રહેવાના ગેરફાયદા ધ્યાન રાખી તેથી દુર રહેવું એમાં ઉંચ પ્રકારનું સુખ અને સંતોષ સમાયલાં છે.

## સુખની શોધ.

એક તવંગર માણસ પોતાના પૈસા ઉપર ફુંફું કરી પોતામાં સુખ માને છે જ્યારે બીજી બાજુ એક ગરીબ બીચારો પૈસા વગર પોતાનું જીવતર નકામું સમજી યા એળે ગએલું માની દુઃખી પોતાને માને છે. બે પાડોસીઓ પોતાના પૈસા સાહુકારને ત્યાં મુકે છે. હવે સાહુકાર દીવાળું કાઢે છે. તે વાત સાંભળી એક પાડોસી પોતા ઉપર આફત આવી જાણી દુઃખનો માર્યો ગુમ થઇ ગયો. જ્યારે બીજો શાંત રહી તેણે પોતાના કુટુંબને દીલાસો આપ્યો, કંઇ નહી, માલ અને પૈસા ગયા તો ગયા દુધ ઢોળાઈ જવા પછી વીલાપ જેટલો ફોકટ છે, તેટલો પૈસા ગુમાઇ જવા પછીનો વિલાપ પણ છે. ઉદ્યમ અને ખંત કદાપી તે પાછો લાવી આપશે, આ પાડોશી ભવીષ્યમાં પાછો સ્વતંત્ર બને છે. જ્યારે બીજો દુઃખ અને કંગાલીઅતમાંજ પોતાનું જીવતર ગાળવા લાગ્યો, અને ધંધો કરવા બદલે પૈસા ઉપર માહેતમ કરવા લાગ્યો, જેના પરીણામમાં એક સુખી અને બીજો દુઃખી. એનું મુખ્ય

કારણ એકે વિચાર અને મનસાથી તેઓ આ પંક્તી ઉપર આવ્યા હતા. જેનાથી વેદના સહન થઇ શક્તી નથી તેઓ ચીંતામાંજ રહે છે. અને છેવટે ચીંતાથીજ શરીર વધારે દુઃખી બને છે પરંતુ જેઓ ભયને સમયે ધીરજ રાખે છે તેઓ મોડે વહેલે દુઃખથી મુક્ત થઈ શકે છે.

પ્રભુને ગમે તે સમયે સઉ સેહવું,
સદા રાજી રાજી રૂદેહમાં રે'વું.
કદી હેલકી હામ હૃદયે ન હારો,
ઘણા કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધરો.

દુઃખ એ કુદરતની કસોટી છે. સુખ દુઃખ એ જોડયા ભાઇઓ છે. સુખી હાલતમાં નેકીના કામો કરાએ તેમાં જેટલી બાહાદુરી નથી તેથી દુઃખી અને કંગાલીયત હાલતમાં કરવાથી વધારે છે. ચીંતાભરી જીંદગી ગાલવા કરતાં બે પૈસા કમાઇ સુખી શરીરે સુકો રોટલો ખાવો એ લુટેલા પૈસાની મોજ કરતાં હજાર દરજ્જે કીંમતી છે. એક ગરીબ માણસ પથ્થર ઉપર બીછાનું બનાવશે તોબી તે શાંતીથી ઉંઘાસે, જ્યારે તવંગર નરમ અને રેશમી બીછાના ઉપર ઉંઘાશે છતાં તે ગરીબના જેવી મીઠી નીંદ્રા તો લઇ શકશેજ નહીં, કારણ જ્યાં પૈસો હોય ત્યાં લોભનો બુરો દેવ સામેજ હોય છે. કેહવત છે કે Thoughts take form in actions યાને ઇચ્છાઓ કાર્યનું રૂપ લે છે. જો નીરમલ મનોવૃતી અને ઉંચ વિચારો નીરંતર સમરણમાં રાખવામાં આવે તો દુષ્ટ મનોવૃતિઓ આપણા અંતઃકરણમાં કદીપણ સ્થાન કરવા પામેજ નહીં. કહે છે કે બે મીત્રો હતા એક પરહેજગાર અને બીજો દુષ્ટ. નસીબં સાથ કુદરત પેલા પહરેજગાર માણસ ઉપર ખીટી ને તેને દુઃખ પડવા લાગ્યાં. જ્યારે પેલો દુષ્ટ ચોરી કરી ખાવા લાગ્યો. તોબી પેલો પરહેજગાર દુઃખને કુદરતનોજ કોપ માની જીંદગી ગુજારતો હતો. બેઉ જણ મુસાફરીએ ગયા. બે દીવસ ભુખા રહ્યા. ત્રીજે દીવસે એક મુસાફર મલ્યો. પેલો દુષ્ટ માણસ બોલ્યો ભાઇ બે દીવસના ભુખા છઇએ. પેલો પરહેજગાર માણસ બોલ્યો કે ખરૂં છે. પણ શું કરીએ જેમ

ખોદાની મરજી. પેલો દુષ્ટ બોલ્યો ચાલો પેલા મુસાફરને લુટીએ. પેલો પરહેજગાર બોલ્યો 'ઓ ખોદા, તારી ભકતીનો ભક્ત સદમાર્ગે ચાલે તેને તું ભુખો રાખે અને એક પાપી જે તુને ધીક્કારે તેને તું ભોજન આપે.' જેવો તે બોલ્યો કે ગેબી રીતે એક ફરેસ્તો આવ્યો ને બોલ્યો "હે મીત્ર તારી બંદગી ખોદાને બારણે પુગી છે. તું તારા દુઃખને રડે છે તે ઘટતુંજ છે, કારણ જે સ્થળે તું ભુખો રહ્યો તેજ સ્થળે તું વગર કારણે ફાંસીએ જતે. અને પેલો તારો દોસ્ત તેજ પળે એક રાજા થવાનો હતો પણ તેને રાજ ગુમાવ્યું. માટે રાજી થા કે ખોદાએ ઉલટું તારૂં દુઃખ કમી કર્યું. આથી પેલો પરહેજગાર અજબ થયો અને સુખ દુઃખનો વિચાર કરી રસ્તે પડયો. સોક્રેટીસ કહે છે કે 'સંતોષ એ કુદરતી દોલત છે.' એડીસન કહે છે કે–'અસંતોષ એ માંગી લીધેલી ગરીબાઈ છે.' એ બધુ ખરૂં છે કેમકે સંતોષ અને સબુરીમાંજ ખરૂં સુખ સમાયલું છે. સંતોષનો સવાદ જુદો છે અને સુખનો સવાદ જુદો છે. શાંતીનો સવાદ ઓર છે. અને મોજ મારીનો સવાદ ઓર છે. દોલતમંદ માણસો હમેશાં એક જાતની ભપકાદાર ગરીબાઇમાં રહે છે, કારણ કે તેઓને હમેશાં કાંઇ નહી ને કાંઇ ચીજની ખુટ માલમ પડી આવે છે. "સબુરીનો બદલો સાહેબ આપે" એ આપણામાં એક જાણીતી અને સાધારણ કહેવત છે. પણ સંતોષ વગર સબુરી હોયજ કયાંથી અને જ્યારે સબુરી નહી પકડીએ ત્યારે તેનો બદલો તે સાહેબ કયાંથી આપે ? કવી અરન્સ કહે છે કે "ખરૂં સુઃખ કાંઇ મોટી પદવીમાં ખેતાબો મેળવવામાં કે માંન ચાનમાં નથી. જો કદાચ વેલાતની મોટામાં મોટી બેંક પાસે જેટલો પૈસો હોય, તેટલોજ પૈસો જો તમારી પાસેબી હોય અને તે છતાં જો તમો સંતોષી નહી હોવો તો તમો કદીપણ સુખી કહેવાઓ નહી, કારણ કે Contentment is natural wealth યાને કે સંતોષ એ એક કુદરતી દોલત છે. કવી પોપ કહે છે કે–"સંતોષનો સદ્‌ગુણ આપણુને એકલો તેકા વગરનો લાગે છે પણ તેમ નથી, તેની નીચે

છુપાયલું મહાન સુખ આપણી ભલી અને બુલંદ નેમો પર હમેશાં નજર ચોટેલી રાખે છે." ફારસી ફીલસુફ શેખસાદી લખે છે કે—"બે દરવીશો એક કામલી ઉપર સુઈ શકશે. પણ બે પાદશાહ એક બહોળા મુલક ઉપર સંતોષથી રાજ કરી શકશે નહીં" એ ખરૂં છે, કારણ જે પહેલામાં સંતોષ છે, ત્યારે બીજાઓમાં સબુરી નથી. હકીમ કહે છે કે મોટા લોભીની દોલત અસ્ત પામેલા સુર્ય જેવી છે. જે કોઇને ખુશી કરતી નથી. પ્લીની કહે છે કે લોભના દુરગુણે માણસ જાતને એવું મજબુત પકડયું છે કે દોલતને તેઓ રાખતા જણાતા નથી પણ દોલતે તેઓને ગુલામ કરી રાખ્યા છે. લુથર કહે છે કે 'તારા દુશ્મનોને ઝેર કરવાનું સઉથી સુંદર હથીયાર તે સબુરી છે, કે જેથી મોડે વહેલે તેના મીઠાં ફલની બરકતે તારા દુશમનનો પરાજય થશે. એડીસન કહે છે કે 'સંતોષ એક કીમ્યું છે. આ કીમયું પૈસા પેદા નથી કરતું, પણ તે મેળવવાની લાલચ દુર કરે છે એટલે તે માણસને જરથી તર નહી, પણ સંતોષથી સુખી બનાવે છે. સંતોષ આપણો બડબડાત અને કકલાત, નીરાશી અને નાઉમેદી દાબી નાંખે છે. તે આપણી ઉપરનો દુ:ખનો બોજો સહેલો બનાવે છે. સંતોષ સાથે સબુરી રાખી હોયતો આપણી મુરાદ આખરે બર આવશે. સાઉધી કહે છે કે "એક તનદરોસ્તી એક ચાલાક મન શકતી અને સંતોષના આનંદમાં છળ છળતું જીગર ધરાવનાર માણસ ખરેજ ભાગ્યશાળી છે. અને તે આ દુન્યાના વહેવારમાં તકલીદી સુખ મેળવવા કાજે કદીબી પાપમાં બોલાતો નથી." એક વીદ્વાન કહે છે કે આપણો અસંતોષ આપણા સીવાય બીજા કોઇને હેરાન કરતો નથી, તેમ વલી તેથી કાંઇ આપણી હાલત સુધરતીબી નથી. આ લખાણને ટેકો આપતાં એક બીજો વીદ્વાન આપણને પુર ગંભીરતાથી સમજાવે છે કે આ દુન્યામાં ઘણાંક પર દુ:ખ અને થોડાંક પર સુખ પડવુંજ જોઇએ, નહીતો આ દુન્યાનું સમતોલપણું જાલવી શકાએજ નહીં. આ બધાં વાકયો આપણને એક ઉમદા શીક્ષણ આપે છે. ગૌતમ રૂષીની સ્ત્રી અહલ્યા, બૃહસ્પ-

તીની સ્ત્રી તારા, પાંડવોની સ્ત્રી દ્રૌપદી, સત્યવાનની સ્ત્રી સાવીત્રી, અત્રી રૂષીની સ્ત્રી અનુસુયા, રામની સ્ત્રી સીતા, રાવણની સ્ત્રી મંદોદરી, એ સર્વ સતી સ્ત્રીઓ કહેવાએ છે ખરી, પરંતુ પોતાનું સત જાલવતાં તેઓને પુછી પુછીને દુઃખો અને વિપત્તીઓ નડયાં હતાં, પણ તેણીઓએ જે વખતે જે હાલત પ્રાપ્ત થઇ તેને સંતોષથી સહન કરી હતી.

જગતમાં દુઃખ હોયજ નહીં યા દુઃખથી ડરવું એ કેવળ અજ્ઞાનપણું છે. એ માટે એક વીદ્વાન માટે એમ કહેવાતું હતું કે જ્યારે તે બંદગી કરતો ત્યારે ખોદાથી માંગતો હતો કે તું મને સુખ અને દુઃખ બંને આપ. કદાચ વાંચક વર્ગ અજબ થશે કે એમ માંગવાનું કારણ શું ? કારણ એ કે તે ખચીતજ માનતો હતો કે દુઃખ એ ખોદા જે માણસને ચાહે છે તેનેજ બક્ષે છે.

ધીરજના ફલ મીઠાં છે. જરથોસ્ત સાહેબનો દાખલો યાદ કરવા જોગ છે. જેણે ઘણાં દુઃખો સહન કર્યાં હતાં, ક્રાઇસ્ટ જેને ખીલા ઠોકી મારી નાંખ્યો તે છતાં ધીરજથી તેમ કરવા દીધું, મહમદ પેગમ્બરે જેમને કાનમાં તાવેલી કલઇ નાંખી મારી નાંખ્યા તેવું દુઃખ પણ ખુશીથી સહન કીધું, અયોધ્યાના સત્યવાદી હરીશ્ચંદ્ર રાજાને માથે દુઃખના ઝાડ ઉગ્યાં છતાં તે ધીરજ રાખી તે પરમેશ્વરે તેને છોડવી ફરી પાછો સર્વ પ્રકારે સુખી કર્યો. સતી સીતાને માથે અસહ્ય દુઃખો પડયાં છતાં ધીરજ રાખી પોતાના ભરથારને ભેટી શકી. પ્રતાપ રાણાએ ૨૪ વરસો મહા દુઃખમાં ગાળ્યાં પણ તેને તેમાંથી મુક્ત થવાના ઉપાયો જારી રાખ્યા. તેના પ્રતાપે છેવટે તે પોતાનું ગુમાવેલું પાછું મેલવી શકયો.

દુઃખમાં સબ હરીકો ભજે, સુખમે ભજે ન કોઇ,
જો સુખમે હરીકો ભજે, તો દુઃખ કાહેકો હોય.
સુખમાં દાતારને વીસરી, દુઃખમાં ભજે કુલ,
સુખમાંજ ભજે દાતારને, તો દુઃખનું ન હોય મુળ.



# ધર્મ અને ક્રિયા વિષે.

ખોદા સાથ માણસ પોતાનો સંબંધ કબુલ રાખી જે જે આચાર વિચાર કરે છે તે ધર્મ કહેવાએ છે. ધર્મ માણસના સ્વભાવમાં મુળથીજ જોડાએલો છે. જેમ તેના શરીરને ખાન પાનની જરૂર પડે છે તેમ બલકે તે કરતાં પણ વધારે એના આત્માને ધર્મની જરૂર રહે છે. ઇતીહાસ પરથી માલમ પડે છે કે ધર્મને ખાતર ઘણા માહાત્માઓએ પોતાના પ્રાણ તજ્યા છે. ધર્મ વિના માણસ રહી શકતોજ નથી. જંગલી માણસનો વહેવાર પશુના જેવો હોય છે તો પણ તે છેક ધર્મ વગરનો હોતો નથી. એ પણ નદી યા ઝાડ વગેરેમાં પોતાના કરતાં કોઇક અલૌકીક શકતી જુએ છે અને તેમને પુજે છે. નાસ્તીક માણસ ઇશ્વરી સત્તા માનતો નથી પણ તેને કીર્તી, રાજ્ય સત્તા વગેરે આ દુન્યાની શકતીઓને ઇશ્વર માફક પુજવી પડે છે, તેથી કરીને ખરા ઇશ્વરને હૃદયમાંથી દુર રાખવા જતાં દુન્યાની ખોટી વાસનાઓ ઇશ્વરને ઠેકાણે ભરાઇ બેસે છે અને આત્માને દુખાડે છે. આપણે દરેક માણસે ઇશ્વરને હસ્તિત્વ સ્વીકારી ખરો ધર્મ શું છે તે સમજીને તે પ્રમાણે વર્તવું જોઇએ. સંકટની વખત ધર્મ અસાધારણ ધૈર્ય અને દીલાસો આપી શકે છે. એ રીતે તે આપણને થોડો ઉપયોગી થઇ પડતો નથી. ધર્મ ફક્ત દુઃખનુંજ ઓસડ છે એમ સમજવું નહી. ખરા ભકતોએ ઘણીવાર પ્રભુ પાસે દુઃખ માંગ્યા છે તે એટલા માટે કે દુઃખમાં પ્રભુનું વધારે સ્મરણ થાએ. ધર્મ ઉપર નીતિનો આધાર છે. કેટલાક લોક એમ ધારે છે કે નીતિએ ચાલ્યા એટલે બસ પણ તે ભુલ છે. બેશક ખરો ધર્મ નીતિ વિના હોઇ શકે નહી. નીતિ એ માણસે ઉભી કીધેલી નથી પણ આત્માની આજ્ઞા રૂપ છે. મનનું બળ ખોદા ઉપર વિશ્વાસ વિના અને તેની દયા વિના આવી શકતું નથી, એ કારણથી નીતિને માર્ગે ચાલવા માટે ધર્મનો આશરો લેવાની જરૂર છે. જ્યારે ધર્મનો ઉદય થાય છે ત્યારેજ દેશની બીજી ઉન્નતિ પણ થવા માંડે છે.

ખુલંદ જરથોસ્તી ધર્મ માટે એક સાચ્ચા જરથોસ્તીએ સદા મગરૂર રહેવું જોઇએ; કારણ કે તેનો ધર્મ સૌથી પહેલો માજદયસ્ની ધર્મ છે. વળી તે અચલ, અચુક, અને જમાનાએ અવ્વલથી આખેર સુધી એકજ ગતીમાં ચાલે તેવો ને સરલ સગવડ ભર્યો અને ખુદાની ખુદરત સમજાવનારો છે. જુલમી, મારફાત, જાસ્તી, ખોટા જનુન, બુત પરસ્તી, મુર્તીપુજા, જાદુઇ, જુઠાઇ, કરજ વગેરે ભય સમાન કુતવાઓનો એમાં સમાવેશ નથી. એ ધર્મ હથીયાર છોડાવનારો, દુન્યા સાથે મોહોબત શીખવનારો, સદ્‌ગુણ, સત્યતા, અશોઇ, સભ્યતા, સખાવત અને દુન્યાઇ આબાદી શીખવનારો છે. નરનારીને સમાન ગણનારો, અનીતિને ધીક્કારનારો, બુરાંઓને સજાએ પોહોંચાડવાને ફરમાવનારો, સેતાનીયતની સાંમે સદા જંગ મચાવી તેને દુન્યાથી દુર રાખવાને ફરમાવનારો ઉત્તમ ધર્મ છે. એ ધર્મને ચુસ્ત રીતે વલગી રહેવાની, વફાદારીથી તેને પીછાનવાની અને સચ્ચાઇથી તેનો સ્વીકાર કરી અભ્યાસ કરવાની, તેમાં દરશાવેલા અશોઇના માર્ગે ચાલવાની અને તેમ કરી તે મહાન પેગામ્બરના રૂહને ખુશનુદ કરવાની એક સાચ્ચા જરથોસ્તીની ફરજ છે. પારકા ધર્મના વીદ્વાનો આપણા ધર્મની બહુ તારીફ કરી ગયા છે. આરથર હેનરી બ્લીક કહે છે કે જરથોસ્તી ધર્મ એવો તો ચોખ્ખો, સ્વચ્છ અને બુજોરગ છે કે તેને સુધરેલી દુન્યા તરફથી હમેશ માન મલવુંજ જોઇએ અને એ ધર્મ પાલવા માટે દરેક જરથોસ્તી મગરૂર રહી શકે.

ખોદાની પીછાન ક્રિયા વિના આવતી નથી. ક્રિયા એટલે જે કાર્યથી આપણા વિચાર, વચન અને કામ આપણા મન ઉપર સારી અસર કરે તેનું નામ ક્રિયા. ક્રિયા દરેકમાં હોય છે, સંસારમાં, ધર્મમાં તેમજ રાજ દરબારમાં. જેમ સંસારી બાબદોમાં કેટલાક બનાવોને અગત્યતા આપવા ક્રિયાની જરૂર છે, તેમ ધર્મ સંબંધી બાબદોમાં પણ ક્રિયાની જરૂર છે. ક્રિયા વગર આ દુન્યવી જીંદગીમાં ખોદાનો મેલાપ થતો નથી. ક્રિયા વગરનો ધર્મ સુકકો લુખ્ખો હોય છે અને તેથી રફતે રફતે નાસ્તીકપણાના વિચાર માણસોનાં મનમાં દાખલ

ચઇ ખોદાતાલાની હસ્તીનો ઇન્કાર આપે છે. પરીણામમાં રાજા, પ્રજા અને દેશની ખરાબી અને પાયમાલી થાય છે. ક્રિયા સાથના ધર્મની અસર ચમત્કારીક હોય છે. ક્રિયા એકીન વધારે છે. ક્રિયા ખોદાની દોસ્તીનો ગાંઠ મજબુત કરે છે. ક્રિયાઓમાં કેટલીક ચીજો નીશાની (symbol) તરીકે વપરાએ છે. તે નીશાનીમાં જેમ ભેદ છે તેમ ખસારત છે. ક્રિયાઓ અને રેવાજો ભક્તીભાવ ચાલુ રાખે છે. ક્રિયા કરતી વખતે યાદ રાખવું કે ખોદાતાલાની સ્વચ્છ સેતાયશ ખરાં અંતઃકરણની હોવી જોઇએ. ક્રિયા વગરનું સાફ અંતકરણ ચાલે. ક્રિયા વગરનો કોઇ ધર્મ નથી. કદાચ હોયબી પણ ધર્મ વગરની ક્રિયા હોય નહીં. પહેલાં ધર્મ પછી ક્રિયા. ક્રિયા ધર્મના મુળ તત્વો મન ઉપર ઠસાવે છે. ક્રિયા સાથની બંદગીથી સઘળી ઇમાનદારીની લાગણી સચવઇ રહે છે. ક્રિયાની મુળ મતલબ ધર્મનો અમલ કરવાની છે, તે વડે ધર્મ તેની ખાસ ખુબી સાથ પાલી શકાએ છે. તેના આધારે માણસ જેમ ધર્મના ભીતરમાં પેશી શકે છે, તેમ તેમ તેની બુલંદી ઉપર પહોંચી શકે છે. ક્રિયા એકીન વધારે છે. ક્રિયા ખોદાની દોસ્તીનો ગાંઠ મજબુત કરે છે. અવરતાઇ પતેત જે ફેરસ્તુયે હુમતોઇખ્યસ્ચા છે તેમાં ભણનાર અમશાશપંદોને પોતાનું ખાલેસ દીલ અર્પણ કરે છે. તે કહે છે કે "ઓ અમશાશપંદો આરાધના અને સ્તુતી (તથા) ખુદ મારા પોતાના તનનો જાન, મારા વિચાર વચન અને કામથી મારા અંતઃકરણથી હું તમોને અર્પણ કરૂં છું.

## એક નમુનેદાર શીક્ષક.

શીક્ષક એ માત્ર જ્ઞાન અને હકીકતનો ખજાનો કે હાલતો ચાલતો જ્ઞાનકોશ નથી, કે તેમાંથી જરૂરી અને બીન જરૂરી ગમે તેવી માહીતિ પુરી પાડયા કરે. પણ તે છોકરાઓનો સલાહકાર સદ્દગુરૂ અને સદ્દમિત્ર છે. તે છોકરાંઓની ચાલ ચલણ ઘડનારો કુશળ શીલ્પી છે અને તેમના શરીર અને બુદ્ધિની ખીલવણી કરનાર

ઉસ્તાદ છે. શીક્ષકે આવા નમુનેદાર ગુરૂ થવા માટે બાલકોના સ્વભાવ શક્તિ અને ખાસીયતોનો બારીક અભ્યાસ, શરીર અને નીતિશાસ્ત્રનું વ્યવહારૂ જ્ઞાન સંપાદન કરવું જોઇએ. જેના દીલમાં બાલકો માટે પ્રેમ કે ચાહની ખરેખરી ભાવના ન હોય તેને શીક્ષકના ધંધામાં નહી પડવું, તેજ તેના માટે વધારે સારૂં છે. તેમાં તેનું પોતાનું તેમજ વિદ્યાર્થીઓનું હીત રહેલું છે. ગુરૂ તરીકે સફળ થવા માટે તેનામાં તીવ્ર બુદ્ધિ, સદ્‌વિચાર, નીશકલંક ચારીત્ર, અખુટ ધીરજ, કુનેહ, હસમુખો આનંદી સ્વભાવ, સ્વસંતોષ, સ્વમાન અને ખંતથી મહેનત કરવાની ટેવ વગેરે ગુણો અવશ્ય હોવા જોઇએ. તેનામાં દીસીપ્લીન માટે સખતાઈ સાથે નરમાસ અને દયા પણ હોવી જોઇએ. ટુંકમાં ગુરૂ એક નકલ કરવા લાયક નમુનો હોવો જોઇએ, કારણ કે હજારો છોકરાઓનું ચારીત્ર કેવું થશે તેના નમુના રૂપ તે હોય છે. તે ગંભીર જવાબદારી સમજી, શીક્ષકે એ ધંધો સ્વીકારવો જોઇએ. શીક્ષકનો ધંધો ઘણોજ કફોડો અને જોખમ ભર્યો છે. જરા છોકરાને બે ફટકા માર્યા અને કંઇ નજર ચુકે તેને લાગી ગયું તો લાગલો તે છોકરો બાપને સ્કુલમાં લાવી તે શીક્ષકને ઠપકો આપવા બલકે સજા કરાવવા તૈયાર થશે. હાલમાં તો નેટર રાખવાનો ચાલ નથી. અગાઉ હતો અને તેથી કોઇ કોઇવાર સારાં ફળ આવતાં હતા. આજકાલના છોકરાઓ તો મા બાપનું કહ્યું નથી માનતા તે શીક્ષકનું તે કયાંથી માને ? વાસ્તે એ ધંધામાં અપજશ ઘણો છે. શીક્ષકે વિદ્યાર્થીઓના મન ઉપર થોડી ધાક અને ઘણા માનની છાયા પાડી, પ્રેમ અને ગુરૂ ભક્તીની ભાવના ઉપજાવવી જોઇએ. વળી તે બોલે તે બજાવનારો હોવો જોઇએ. શીક્ષકો માટે બારીકમાં બારીક અવલોકનકારો સખતમાં સખત ટીકાકારો છોકરાઓજ છે. એક શીક્ષકની સેવાનો મહાન બદલો શું ? ચેલાઓની મોહોબત અને ભલી લાગણી. શીક્ષકે ઘણીજ સંભાળ અને કુનેહથી પોતાની ફરજ બજાવવાની છે. બાળકોને જેબી કાંઇ કહેવામાં આવ્યું હોય તેઓ પોતાની આસપાસ જેબી કાંઇ જુએ, તેઓ જેબી કાંઈ સાંભળે તે તેઓ પોતાની આખી જીંદગી

સુધી જાળવી રાખે છે, અને આ ખ્યાલો એક વિદ્યાર્થીને ફતેહમંદ અથવા નીશફળ બનાવે છે. બાળકો આગળ શિક્ષકે પોતાની ભાષા અને વર્તણુક કેવી સાવચેતી ભરેલી રાખવી જોઇએ તે તેઓએ જોવું જોઇએ. શીક્ષક જેવી કાંઈ વિચારે, બાળકોના મનમાં દાખલ કરે તે વેળા તેઓએ વિચાર કરવો કે શીષ્યો તેનો કેવી રીતે સ્વીકાર કરશે, ને તેઓના મન ઉપર તેની શું અસર થશે. જો તેઓ એમ કરશે તો તેઓએ પોતાની ફરજ બજાવેલી કહેવાશે, એટલુંજ નહી પણ એક રાજદ્વારી પુરૂષ પોતાની દેશની જે સેવા બજાવવાની વકી રાખે તેના કરતાંબી એક શીક્ષકે પોતાના દેશની વધુ મોટી સેવા બજાવેલી કહેવાશે, કેમકે શીક્ષકો પોતાની કોશેશથી સારા શેહેરીઓ ઉપજાવી શકશે, જેઓ પોતાના દેશની જોખમદારી પોતાના અમે ઉપાડી લેવાને અને દેશના લાભ માટે લડવાને લાયક રહેશે. શીક્ષકના કામનો બદલો તેઓના પગારમાં મળતો નથી, પણ તેઓ એવું કામ બજાવે છે કે જે પોતાના દેશને ચાહનાર એક શખ્શે. ખરી રીતે બજાવવું જોઇએ. હીંદુસ્તાનના શીક્ષકો પોતાની ફરજો શું છે તે બેદરકારીથી સમજે છે. તેઓ એમજ સમજે છે કે છોકરાંઓને પરીક્ષા માટે તૈયાર કરવામાંજ તેઓની ફરજ પુરી થાય છે. તેઓ છોકરાઓને પસંદ છે યા નહી યા તેઓ શું શીખવે છે તેનો પલવાર પણ તેઓ વિચાર કરતા નથી. પહેલી અને ઉત્તમ ફરજ એક શીક્ષકની એ છે કે તેઓએ છોકરાઓનો માન અને ચાહ જીતી લેવો જોઇએ. ચાહ એ શીક્ષકોને છોકરાઓ સાથ જોડવાંનો પહેલો ગાંથ છે. એ વગર કોઇપણ શીક્ષક ફતેહમંદ શીક્ષક થઇ શકે નહીં. શીક્ષકે છોકરાઓની ખુશાલી અને દલગીરીમાં ભાગ લેવો જોઇએ. તેઓએ પોતાની મીઠી અને ઉત્તમ નસીહતથી છોકરાઓને સીધે માર્ગે લાવવાની કોશેશ કરવી જોઇએ. સખત શીક્ષા કરતાં પ્યાર અને મોહ વધુ અસર કરશે. જે શીક્ષક ખરા અંતઃકરણથી છોકરાઓને ચાહે છે અને તે દયાની લાગણી ધરાવે છે તે ચહવા-એલો અને માન પામેલો થાએ છે. શિક્ષકે છોકરાઓને કાંઇપણ

ચીજ સમજાવવી તે સ્પષ્ટ રીતે સમજાવવી જોઈએ. તેણે છોકરાઓની ખામીઓ જાણવાની કોશેશ કરવી જોઇએ અને પોતાની આગળ આવવાની તેઓને ટક આપવી જોઇએ. ઘણીવાર છોકરાઓ શીક્ષકો શું સમજાવે છે તે સમજી શકતા નથી પણ પોતાના શીક્ષકોના ગુસ્સાની બીકથી તેઓ ખોટું દોલ ગાલી જણાવે છે કે હમો જે શીક્ષક કહે છે કે તે સમજીએ છીએ. વળી શીક્ષકોએ પોતાનું શીક્ષણ જેટલું બને તેટલું રસીલું કરવું જોઇએ, નહી તો તે કદી તેની પર કાંઇ અસર કરશે નહીં. એક સાચ્ચા દોસ્ત તરીકે શીક્ષકે પોતાના ચેલાઓને ઉપદેશ દેવો જોઇએ, કે જેથી તે ચેલાઓ તેની આગળ આવવા જરાએ ડરસે નહીં. તેઓની રમત ગમતમાં પણ શીક્ષકોએ ભાગ લેવો જોઇએ, જેથી પણ તેઓ વધારે ચહાવાએલા થશે. વળી એક શીક્ષક સારી ચાલ ચલણનો હોવો જોઇએ. જો તેમ ન હોય તો તે જે શીક્ષણ આપે છે તેની કાંઇપણ અસર થતી નથી. જો તેઓ ઉમદા ગુણો કે જે એક માનવીને લાયક ગ્રહસ્થ બનાવે છે તે દેખાડવાને નીશફળ જાએ તો તેઓ જુવાન છોકરાઓને તાલીમ આપવાને પણ નીશફળ જશે.



# ધર્મ વિનાની નીતિ નકામી છે.

એક લખનાર કહે છે કે:—

Morality must not be without religion for, if so it may change as I see convenient. Religion must govern it.

ધર્મ વિનાની નીતિ હોયજ નહીં, કારણ કે જો એમ હોય તો જેમ મને પેસ પડે તેમ હું તે ફેરવી શકું. ધર્મનો તેના ઉપર કાબુ રહેવો જોઇએ.

બાળકના મન ઉપર ધર્મનો છાપ નહી પાડો, જે ધર્મમાં બાળકે જન્મ લીધો હોય તે ધર્મની ખુબીઓ અને મોતબરી તેને નહી સમજાવો, ખોદા અને કુદરતના કાયદાઓની માહીતી તેને નહી આપો, કરણીના કાયદા અને ખોદા તરફની આપણી ફરજો વિષે તેના ભેજામાં કાંઇએ વિચાર નહી પેદા કરો તો પછી છાપેલી ચોપડીઓમાંથી ચાહે તેવા નીતિના પાઠો બાળકોને શીખવો તે બધુ ફોકટ છે. માણસને નીતિની રાહે અને સચ્ચાઇની સીમાએ જે ચીજ ચલાવી તેને પાપમાંથી દુર રખાવે છે તે ખોદાતાલાનો ડર છે. તે ખોદાનાં ડર વિનાની છકેલ અને જડવાદી વિચારોની કેળવણી માણસોને ખરાબીની ખાડી તરફ દોરવે છે. બાળકોના મન ઉપર ધર્મનો છાપ પડયા વગર તેઓને કદીબી નીતિમાન બનાવી શકાએ નહીં. સ્વકાબુ self control, સ્વભોગ self sacrifice, મિતાહારીપણું Temperance, વગેરેના કાયદા બાળકોને સમજાવવામાં આવે તેમાં કાંઇ વાંધા જેવું નથી પણ એવાજ શીક્ષણ ઉપર સરયામ આધાર રાખી ધર્મની કેળવણીને ઉતરતો દરજ્જો આપવો એ જોખમ ભરેલું છે. ધર્મને નહી માનનાર અને ખોદાની હસ્તીનો અસ્વીકાર કરનાર એક સારો શેહેરી જવલેજ થઈ શકે છે, અને ધર્મ કેળવણીના ભોગે તેને આપવામાં આવેલી નીતિની કેળવણી બીલકુલ નીરર્થક થઇ

પડે છે. એજ કારણુને લીધે નીતિ તેજ ધર્મ અને ધર્મ તેજ નીતિ એમ આપણા દેશી લોકો લેખે છે. જરથોસ્તીઓની ધાર્મિક ચોપડીઓ પણ નીતિના ઉંચ શીક્ષણથી ભરપુર છે તેમાં હુમત, હુખ્ત અને હવરૂસ્ત એવી ઉત્તમ રીતે સમજાવી છે કે તેનું મુલ થાએ નહીં. નીતિ એક પક્ષી છે કે જે મીનોઇ આકાશમાં ઉડી કેઠે પહોંચી શકે છે, પણ તેથી આગળ નહી, તેથી આગલ તો ધર્મજ પહોંચી શકે છે. નીતિ એ એવી કીસમનું ગોહર છે કે જે માણુસ જાત પોતાના મગજમાંથી પેદા કરી શકે છે. પણ ધર્મના ગોહરોની ઉત્પત્તિ ફક્ત મીનોઇ આલમમાં થાય છે, જયાંથી ખોદા અથવા તેના ફરેસ્તાઓની બશારત રૂપે તે પેગામ્બરોને મળે છે, અને તેવા ખોદાને પહોંચેલા મરદોથીજ તે માણુસ જાતને મળી શકે છે. આ ઉપરથી જણાશે કે ધર્મનો દરજ્જો નીતિ કરતાં ઘણો મોટો તથા બહોળો છે. ધર્મમાં નીતિ સમાએલી છે પણ નીતિમાં ધર્મ નથી. ધર્મથી નીતિ શીખી કે મેળવી શકાએ છે પણ નીતિથી ધર્મ નહીં. ધર્મ વિના ફક્ત નીતિથીજ આ જીંદગીનો સાગર તરી નવી જીંદગીમાં કદી પહોંચી શકાએ નહીં.

## કેળવણીના ફાયદા.

ઇરાનમાં ચાલતી એક ફારસી કેતાબ મીજાનઉલ તાલીમમાં કેળવણીના ફાયદા વિષે જે ઉમદા બોધ મળે છે તે વાંચનારને ખાસ જાણુવા જોગ હોવાથી અને આપણા ધાર્મીક ફરમાનોને અનુસરીને હોવાથી તે અત્રે જણાવવાનું દરૂસ્ત ધારૂં છું.

સઃ—કેળવણીના ફાયદા શું ?

જઃ—કેળવણી માણુસની યાદદાસ્ત શક્તીને રોશણ કરે છે, જ્ઞાનની મજાહનો સવાદ ચખાડે છે, અને તે માણુસને પોતાના દેશ અને ઘર તરફ ભક્તીભાવ અને ચાહ દેખાડવાને તૈયાર કરે છે, અને પોતાના દેશને ખાતર જાન અને માલનો પણ ભોગ આપવા શીખવે છે.

સઃ—બીજો ફાયદો શું છે ?

જઃ—તે માણસના દીલને જમકવાલું જીવતું રાખે છે. અને તેને હુન્નર અને સાહિત્યને માટે લાયક બનાવે છે કે જેથી કરી તે માણસની અને તેના કુટુંબની તેમજ આસપાસનાઓની સેવા ખોદાને ખાતર બજાવવાને તૈયાર થાય, કારણ કે ખોદાની સેવા તે માણસની સેવા કીધા બરાબર છે. (The service of man is the service of God) અને તે પોતાના બાપ, મા અને ઉસ્તાદ કે જેઓ સઘળાઓ કરતાં સઉથી સરસ છે તેઓ સાથ માન અને મોહબત રાખતાં શીખવે છે, અને તે ખોદાની નજરમાં ઘણો વહાલો અને બીજા માણસોની નજરમાં પણ ઘણો ચહવાએલો થાય છે, અને છેવટે પોતાની જગા હમેશગીનું સુખ કે જે બહેસ્ત છે, તેમાં જવાને શકતીવાન થાય છે.

જો તું શીખેલો હશે તો તું જ્ઞાન વીદ્વતા અને પ્રવીણતાનો ધણી થશે. અને તું સારૂં માઠું સારી રીતે પીછાની શકશે, કારણ કે જ્ઞાન, મુશકેલી દફે કરવાનું અને નફો હાસેલ કરવાનો માર્ગ છે. શીખેલો માણસ દરેક ગુણમાંથી કાંઇ સારા ફાયદા હાંસેલ કરી શકશે. તે પોતાનો દરજ્જો વીદ્વતાથી ઉંચો કરી શકશે, તે વિશ્વાસ, મહોતાઇ અને પ્રતીષ્ટાનો ધણી થઇ શકશે. પણ જે માણસ જ્ઞાન અને વીદ્વતા ધરાવતો ન હશે તો તે આખી જીંદગી સુધી પરીશાન અને દુઃખી હાલતમાં રહેશે, અને ભીખારીપણા તથા વહીતરાંની હલકી હાલતમાં તેને રહેવું પડશે, અને આ દુન્યા, ગરીબાઇ, કમનસીબી, અને નાઉમેદીમાં છોડી જવી પડશે. જ્ઞાન સુખ અને આબાદીનો ખજાનો છે અને અજ્ઞાનતા અપકીર્તિ, બદનામી અને નામોશીનું મુળ છે.

સઃ—એ વિષે અવસ્તાના કોઇ ફકરાનો સાર કહો.

જઃ—જમ્યાદ યસ્તમાં કહે છે કે જે કોઇ એલમની રોશની મેળવવાની ખાહેશ રાખે છે તે એક આથ્રવાન યાને ધર્મગુરૂની બક્ષેશો મેળવે છે. જે કોઈ જ્ઞાનની તૃપ્તીની શોધમાં છે, તેને આથ્રવનની બક્ષેશો મળે છે. આદરબાદ મારેસ્પંદના પંદનામામાં કહે છે કે તારી

સ્ત્રી, છોકરાંઓ શેહેરીઓ અને તારી પોતાની જાતને કેળવણી વગર, રાખી મુકતો ના કે જેથી તુંને ખેદ અને સંતાપ થાએ નહી, અને પસ્તાવો કરવાનું કારણ રહે નહીં. વળી તે કહે છે કે જો તારે ત્યાં દીકરો હોય તો નાનપણથીજ તેને નિશાળે મુકજે કારણ કે ગ્નાન એક રોશન આંખની મીસાલ છે. ગંજે શાયગાનમાં કહે છે કે કેળવણીથી ઉન્નતિ થાય છે, અને તે લેનાર શખ્સ દીપી નીકળે છે.

દીનકરદ વૉલ્યુમ ૧૨ માં કહે છે કે, તેઓ વળી એમ માનતા હતા કે માનજો કે કેળવણી કંઇ ખરાબ નથી કારણ કે કેળવણી ઇનસાનની જીંદગી છે. આપણા ધર્મ પુસ્તકો નર અને નારીઓ, કન્યાઓ તેમજ પરણેલી સ્ત્રીઓએ સઘળાંઓને કેળવણી લેવાની ભલામણ કરે છે. જેઓ કેળવણી લેવાને મદદ માટે ખાહેશમંદ હોય તેવાઓને મદદ કરવી એ પુણ્યવંતું કામ ગણાય છે.

સઃ—સઉથી સરસ કેળવણી માણુસને માટે કઇ છે ?

જઃ—સઉથી સરસ કેળવણી તે ખોદાથી ડરતા શીખવું, અને ખરાબ કાર્યોથી દુર રહેતાં શીખવું તે છે.

સઃ—ખોદા કોણ છે ?

જઃ—હૈયાત ચીજોનો બનાવનાર, અને છુપા કામોનો જાણનાર, સઘળા કામોનો જોનાર, તે એકજ છે કે જે પોતામાંથીજ આવેલો છે. તે કોઇનો મોહતાજ નથી, તે સ્વતંત્ર હસ્તી ધરાવે છે, અને પોતાની હસ્તી માટે બીજા કોઇ ઉપર આધાર રાખતો નથી. તે જન્મેલો નથી તેમજ તેનું મોત નથી, તેનો કોઇ ભાગ્યો નથી, તે હમેશાં હતો, હમેશાં છે, અને હમેશાં રહેશે (અહુરમજદ હમાબુદ ઓ હમાહસ્ત ઓ હમાબેદ)

સઃ—આપણે ખોદાને માટે શું કરવું જોઇએ અને આપણી ફરજો શું છે ?

જઃ—આપણે તેની હસ્તી માનવી જોઇએ, તેની ફરમાન બરદારી અને પરસ્તેશ કરવી જોઇએ.

સઃ—તેની પરસ્તેશનો ફાયદો કોણને છે ?

જઃ—તે આપણે પોતા માટે છે કે જેથી આપણે આ દુન્યામાં ખુશબખ્તી ભરેલાં અને ચઢવાએલાં થઇએ અને આવતી દુન્યામાં સરફરાજ અને આબાદ થઇએ, અને આપણો મુકામ બહેસ્તમાં થાએ.

સઃ—ખોદાને રાજી કરનારી કઈ ચીજ છે ?

જઃ—માબાપની ફરમાન બરદારી અને ઉસ્તાદને માન આપવું અને આપણા મનુષ્ય ભાઇબિંધનું ભલું કરવું અને નેકી અને બદી વચ્ચેનો તફાવત સારી રીતે સમજવો.

સઃ—સારો સ્વભાવ અને સારી રીતભાત કઈ છે ?

જઃ—જે આપણે પોતાને ગમતું નહી હોય તેવું બીજાઓ તરફ કરવું નહીં. આપણે તેવીજ વર્તણુકથી વર્તવું કે જેવું આપણે ઇચ્છીએ કે તેઓ આપણી તરફ ચાલે, અને આપણે પોતા માટે જે ચાહીએ તેવુંજ બીજાઓ માટે ઇચ્છવું. આ કહેતી આપણા ખ્રીસ્તીઓના બાઇબલની કહેતી ને મલતી છે. Do unto others as you would that they should do towards you. શીરાઝનો હાફેઝ કે જેના રવાન ઉપર હજારો હજાર દરૂદ હોજો તે કહેતો હતો કે બેઉ દુન્યાનું સુખ આ બે શબ્દોની સરેહમાં સમાઇ જાય છે, એક તો એ કે દોસ્તો સાથ માયા ભરેલી રીતે વરતજો અને દુશમનો સાથ વીનયી, વિવેક, અને સભ્ય રીતે વરતજો. એ બારેની ફારસી બેતો નીચે મુજબ છે.

"આસાયશે દો ગઇતી તફસીરે ઇન દો હરફ અસ્ત—બા દુસ્તાન્ મુરવત બા દુશમનાંન્ મદારા.



# અશો જરથોસ્તનો દીસો.

Death lays his icy hand on kings
Scepter and crown
Must tumble down
And in the dust be equal made
With the poor crooked scythe and spade—shirley,

* * * *

O Death, rock me asleep
Bring me on quiet rest-Ann Boleyn

* * * *

Death to the happy thou art terrible,
But how the wretched love to think of thee
Oh thou true comforter, the friend of all
Who have no friend beside-Southey

* * * *

Death, so called, is a thing which makes men weep
And yet a third of life is passed in sleep-Byron

* * * *

When honour's lost, 'tis a relief to die,
Death's but a sure retreat from infamy-Garth,

* * * *

Our life is but a pilgrimage of blasts
And every blast brings forth a fear
And every fear, a death-Quarles

મોત શબ્દ દરેક જણે વારેઘડીએ યાદ કરવો જોઇએ. કોઇને ઘડીનો ભરોસો નથી. મોત નેક યા બદ કોઇને પણ છોડતું નથી, મોતનો તહરાસ હપત કેશવર જમીન ઉપર છે. અને તે ચાહે તેને

ખેંચી લે છે. ઘણા ખરાં માણસો મરવાને બીહે છે કારણ કે તેઓએ પોતાની હૈયાતીમાં માઠાં કામો કીધાં હોય છે. કેટલાંએક માણસો મોતથી બીહતા નથી, કારણ મોતની ભેટ લેવાને તેઓએ તૈયારી કરી હોય છે, અને વારેઘડીએ તેનાથી ડરીને સદ્‌ગુણના કામો કર્યાં હોય છે. માણુસ જાણે છે કે મારે મરવું છે, તે જાણે છે કે મારે આ દુન્યામાં ઘણા વરસ જીવવું નથી, તે જાણે છે કે સારાં માઠાં કામોને માટે મારે અહુરની દરબારમાં જવાબ આપવો પડશે, તે સઘળું જાણવા છતાં દુન્યામાં આવી અનીતિ અને દુરાચરણ થાય છે, ત્યારે જો મોત ન હોત તો કેવા ભયંકર અને દુષ્ટ કામો થાત તેનો વિચાર માણસે કરવો જોઇએ. કાળાં ધોળાં કરનારે યાદ રાખવું જોઇએ કે તેને માથે એક શત્રુ ઉભેલો છે તે તેને ભર જવાનીમાં પટકી નાંખશે તે તેને થરથર ધ્રુજાવશે.

કરોડો અને લાખો જીવો આ ફરતી દુન્યાની સુંદર સપાટી ઉપર જન્મ લઇ ગયા છે, પરંતુ તેઓ મધે ફક્ત આંગલી ઉપર ગણી શકાએ તેટલાજ તે અશો નરો થઇ ગયા છે કે જેઓએ અજ્ઞાનતાના અંધકારમાં ડુબેલા, આત્માની રોશની માટે તુલવલતા પોતાના અસંખ્ય ભાઇબંધ જીવોને રોશનીનો પ્રકાશ આપ્યો છે, અને જીંદગીનો ફેરો સફળ થાએ એવી કરણી કરવાને તેઓને રેહબરી કરી ગયા છે. વીદ્વાનો અને ફીલસુફોની સંખ્યા તો ઘણીબા છે. દરેક દેશમાં અને દરેક કોમમાં ખાકી વિદ્વાનો તથા ફીલસુફો ઘણાએક થઈ ગયા છે. પણ અશોઇના સરદારો, આત્મજ્ઞાનના પાઠો શીખવનારા કે જેઓના વચનો લાખો જીવોને હજારો વરસ સુધી ખાશ, રહેબરી અને સધ્યારો આપી શકે એવા સોસીયન્તો ઘણાજ થોડા થઈ ગયા છે અને તેઓની સફમાં આપણા ઇરાનમાં મશહુર થએલા પેગમ્બર જરથોસ્ત ઉંચી પદવી ભોગવે છે. તેઓને માટે અવસ્તા ગાથામાં કહે છે યાનીમ્ મનો, યાનીમ્ વચો, યાનીમ્ શ્યોથનેમ્ અશોનો જરથુશત્રહે યાને અશો જરથોસ્તના વિચાર વચન અને કામ, બરકત આપનારા છે. અને તેથી તેઓ માણસ જાતમાં

સર્વથી વધુ માનને લાયક, સઉથી વધુ આરાધનાને લાયક અને સઉથી વધુ સ્તુતીને લાયક ગણાયા હતા. એ દેખાડે છે કે દરેક માણસે સ્વાર્થ તજી પરમાર્થનો માર્ગ હાથ ધરવો, બીજાઓના સુખમાં પોતાનું સુખ સમજવું. જે અશો માણસ પોતાનામાંથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ જડમુળથી ઉખેડી કહાડી, તન મન અને અંતઃકરણને સંપુરણ રીતે શુદ્ધ અને પવીત્ર બનાવી, સ્વાર્થ તજી લોકોના કલ્યાણમાં જીવતો હતો તે માણસના વિચારો વચનો અને કામો જનસમાજને બરકત આપનારા હોવા જોઇએ, યાને બશારત પામેલા હોવા જોઇએ. જેમ વનસ્પતીમાં ગુલાબ ચંબેલી અને મોગરા વગેરે ફુલો સુંદરમાં સુંદર પેદાયશ છે તેમ માણસના વર્ગમાં અશો જરથોસ્ત જેવા સંપુરણતાએ પહોંચેલા, ખોદાથી બશારત પામેલા તે સુંદરમાં સુંદર માનવી છે, અને જેમ વનસ્પતી વર્ગના ફુલો ચોતરફ ખુબસુરતી સુગંધ અને આનંદ ફેલાવતાં રહે છે, તેમ સોષ્યન્તો સદા સારીરિક માનસીક અને આત્મીક પમરાત ચોતરફ ફેલાવી. તેમના ભાઇબંધ જીવોને દયા, શાંતિ, પવિત્રાઇ, અહુરમજદના ગ્નાનનું તેજ, લોકોને આપી તેઓને ખુશાલ બનાવી અહુરમજદની અનંત ખુશાલીની નજદીક લઇ જાય છે. એવા એક દોગદો માતાને પેટે અશો જરથોસ્ત પેદા પડયો હતો, જેઓના જન્મથી પ્રાણીઓ ઝાડપાનો અને સ્પેનામીનોની તમામ પેદાયશ ખુશાલીના પુકારો કરવા લાગી કે, શુકરાના! હવે આપણે માટે અશો જરથોસ્ત એક અથોરનાન જન્મ પામ્યો છે, હવે ભલી માજદયસ્ની દીન હફ્ત કેશવર જમીન ઉપર ફેલાશે અને તેમજ થયું. જે જમાનામાં એક ખુદાને માનવાનું ભુલાઇ ગયું હતું, જે જમાનામાં દેવ પરસ્તીનું જોર ફેલાઈ ગયું હતું, તે વખતે ખોદાતાલાએ અશો જરથોસ્તને મોકલ્યા જેઓએ એકજ ખોદાને માનવાની દીન શીખાડી. એક યુરોપીયન વિદ્વાન કહે છે કે બેકત્રીયાનાં આ મહા ગ્નાની સાહેબે એક ખોદાની પરસ્તેશ જગતમાં ફેલાવી ન હતે તો દુન્યાના વિચારોનું વાતાવરણ હાલના જમાનામાં કેવું હતે તે વિચારી પણ શકાતું

નથી. હજારો દરૂદ હોજો તે પવીત્ર આત્મા ઉપર કે જેઓએ દુન્યાના વિચારને એકજ ખોદાની આરાધના તરફ દોરવી હતી, અને તેમ કરી પોતાના તેમજ ભવિષ્યના સઘળા જમાનાના વિચાર ઉપર મહા રૂડી અસર ઉત્પન્ન કીધી હતી. તે સાહેબનો ગુજર પામવાનો ખરો દીવસ તો અરદીબેહેસ્ત મહીનો ને ખોરશેદ રોજ છે પણ રેવાજી દેહ મહીનો ને ખોરશેદ રોજ છે, જે જરથોસ્તીઓએ દેશદેશ અને ગામે ગામ જશનો, વાયજો, બંદગીઓ અને ભલા વિચારો સાથ પાલવો જોઇએ. એ દીને સર્વેએ ખોદાતાલાની બંદગી કરી, અશો જરથોસ્તને યાદ કરી, તે સાહેબનો બોધ અને વચનો જીગરમાં ધરવા જોઇએ, અને સર્વેએ દુન્યાની મારી તારીમાંથી મનને મોકળું કરી તેઓના પેગમ્બરે શીખવેલા આત્મ બોધો દીલે કોતરવા જોઇએ. આજે સર્વએ એમ કહેવું જોઇએ કે મારો જાન જાએ, મારાં હાડકાં છુટા પડે, મારી બુદ્ધિ ગુમ થાએ તોબી માજદયસ્ની જરથોસ્તી દીન હું કદી છોડીશ નહીં. તેવણ જણાવી ગયા છે કે માણસનું, રવાન અમર છે, તે પોતાની કરણી માટે જવાબદાર છે, તેનો દરેક વિચાર વચન અને કામ ખોદાની દરબારમાં અચુક રીતે નોંધાય છે. તેનો ભલો યા ભુંડો બદલો કાંઇપણ ખામી વિના પહોંચે છે. ભલા મનની મારફતે રવાને અહુરમજદને પહોંચવું છે. નેક મનશની, નેક ગવશની, નેક કુનશની અખત્યાર કરી દુશમત, દુજૂખ્ત, દુજવરશતને ત્યાગ કરવું. આ ફાની જહાનના લોભ લાલચમાં બંદગી અને ભલા વિચાર વડે પોતાના મનને ખેંચી કહાડી અશોઈ અને પરોપકારના ગુણો વડે અહુરમજદ અને અમશાસપંદોને પહોંચી હંમેશગીના સુખમાં દરેકે વાસો કરવો જોઇએ. એ દીને આપણે યાદ કરવું કે માર્ગ એકલો અશોઇનો છે, બીજા માર્ગો ખોટા છે. એક દીવસ જ્યારે આ ફાની જહાન છોડી જઇશું ત્યારે આપણી સાથે ધન, દોલત, માલ ખજાનો, ખેતર, વાડી બંગલા, હીરા, મોતી સાથે આવનાર નથી પણ ભલી કરણી, નેકવમાસન ને મીઠા સખુનોની ખરી દોલત સાથે લઇ જવી છે. અને તેવોજ

નેક બદલો મારે પામવો છે. એ દીને આપણે સર્વ તે મહાન સાહેબને ચરણે અદબથી નમન કરી તે સાહેબના વચનો યાદ કરવા જોઇએ કે માણસની જીંદગીનો છેડો ખુદાના મેલાપમાં આવનાર છે, તેવણુનો અવાજ આપણુને કહે છે કે હુમત હૂખ્ત હુવરશતથી જીંદગી ગુજારો, અશોઇની દોલત એકઠી કરો, ખોદાની એબાદત કરો, દુન્યાનું ભલું કરો, અને હું જરથોસ્ત તમને ખાત્રી આપું છું કે જે કોઇ અશોઇ અખત્યાર કરશે તેને હું ચીનવત પુલ પસાર કરાવીશ અને પાક અહુરમજદની હજુરમાં હમેશગીની ખુશાલી ભોગવતા કરીશ. આ તે મહાન સાહેબનો Message પેગામ છે, આ તે પવિત્ર કોલ છે, ભલા હમદીનો તે ઉપર ધ્યાન ધરો, તે પ્રમાણે અમલ કરો, અને તમારી જીંદગીના નાવને આ સંસારના મહાસાગરના તોફાની મોજાઓમાંથી સલામત સાથે હંકારી તેના આશીરવાદે ખોદાઇ સુખને કીનારે પોહોંચાડવાને ભાગ્યશાળી કરો. જે કોઇ નીતિના મૂળ તત્વોને પોતાના હથિયાર કરે છે તેને દુશ્મના વખતમાં, ગરીબાઇના વખતમાં અને મરવાના વખતમાં કાંઇ પણ હરકત પોહોચવાની નથી. તે આનંદ અને સંતોષ સાથે બેહેસ્તમાં જઇને પોતાના અહુરને મેળવવાની મોટી ઉમેદ રાખે છે, માટે મોતને કદી ભુલવું નહી, તેને વારે ઘડીએ યાદ કરવું જેથી માનવી નીતિ અને સદ્‌ગુણના માર્ગ ઉપર ચાલી શકશે.



